

રજનીમે મણિ ચંદ્ર સુરગમે મણિ સુરેન્દ્ર,
દિનમણિ સૂર્ય ગૌરી જાકિ જોન છાઈ હૈ.
વિવેકમણિ વશિષ્ટ ઔ' વિદ્યામણિ વેદવ્યાસ,
કવિમણિ જયદેવ, જો કૃષ્ણકીર્તિ ગાઈ હૈ
જક્તમણિ ઈશ - 'રુ વિરક્તમણિ મહાદેવ,
ભક્તમણિ નરસિંહ, જો પ્રેમભક્તિ ગાઈ હૈ
વજ્રમણિ ચિંતામણિ પારસમણિ કહાવે,
મેરે લખવેમે મણિ મણિ નભૂભાઈ હૈ

[આ કવિત સં ૧૮૫૧ની સાલમા મણિલાલના શિષ્ય કવિ ગૌરીશ ગોવિંદજી મહેતા વીરપુરવાળાએ મણિલાલને નડિયાદમા રૂબરૂ સભળાવ્યુ હ...

●

यदा ध्याये तत्ते स्मितयुतमुरः स्निग्धनयने
सुधाकल्पास्तास्ता परमहितकाम्योदितकथा ।
तथा प्रौढां शैलीं हृदयगतभावैकप्रतिमाम्
तदा कांचिच्छांति जडतनुवियुक्तस्तव भजे ॥

[ શ્રી દુર્લભજી રેવાશંકર ઝાલરિયાના અપ્રગટ પદ્યલેખોમાથી ]



# નિવેદન

મણિલાલ નભુભાઈ આપણી સાક્ષરપેઢીના ધુરંધર વિદ્વાન, વિચારક અને લેખક હતા. ચાળીસ વર્ષના ટૂંકા આયુષમાં તેમણે ગુજરાતી ભાષા અને પ્રજાની એવી અપ્રતિમ સેવા બજાવેલી છે કે તેનાથી ગુજરાતી સાહિત્યના ઇતિહાસમાં તેઓ કાયમનું સ્થાન પામ્યા છે.

તેમની અક્ષરપ્રવૃત્તિની સાથે ધર્મ, ગૃહ, રાજ્ય, સમાજ, શિક્ષણ અને સાહિત્ય એમ જીવનનાં સર્વ મુખ્ય ક્ષેત્રોને આવરી લેતી, ઓગણીસમી સદીના ઉત્તરાર્ધ દરમ્યાન પ્રવર્તેલી, ગુજરાતની—અને અમુક અંશે સમગ્ર પશ્ચિમ ભારતની—સંસ્કારપ્રવૃત્તિનો ઇતિહાસ સંકળાયેલો છે. એમ સાહિત્ય અને સંસ્કૃતિ બંને ક્ષેત્રોમાં મણિલાલનું કાર્ય સ્મરણીય છે.

તેમના એ કાર્યની વિસ્તૃત સમાલોચના આપતું એક પુસ્તક "મણિલાલ નભુભાઈ : સાહિત્યસાધના" દોઢ–બે વર્ષ પહેલાં મેં પ્રસિદ્ધ કર્યું હતું. તેના અનુસંધાનમાં આ જીવનચરિત્ર રજૂ થતાં, મણિલાલ વિશે મેં લખેલ મહાનિબંધ પૂરેપૂરો પ્રગટ થઈ જાય છે.

કેટલાક સાહિત્યકારો એવા હોય છે, જેમના જીવનમાં સાહિત્યથી વિશેષ કાંઈ હોતું નથી. ગુજરાતમાં ઘણા લેખકો એવા થયા છે, જેમના જીવનમાં તેમની સાહિત્યપ્રવૃત્તિ સિવાય બીજી કોઈ બાબત ભાગ્યે જ રસ આપે તેવી જોવા મળે છે. પરંતુ નર્મદ, કલાપી અને મણિલાલ જેવા થોડાક એવા પણ લેખકો આપણે ત્યાં થયા છે, જેમના જીવનમાં

લોકોની જિજ્ઞાસાને સતત ઉત્તેજ્યા કરે એવા વિવિધ રંગોની અદ્ભુત મિલાવટ થયેલી જોવા મળે છે

અદ્યાપિ પર્યંત પ્રગટ થયેલાં ગુજરાતી લેખકોનાં જીવનચરિત્રોમાં મણિલાલનું જીવન જુદી જ ભાત પાડે તેવું છે ચાલીસ વર્ષના તેના ટૂંકા પટ ઉપર, પરસ્પરવિરોધી ભાતની એવી વિચિત્ર મેળવણીથી ગુજરાતના આ સમર્થ 'જ્ઞાનવીર'ના જીવનનું ચિત્ર ઊતર્યું છે કે જોનાર બે ઘડી વિચારમાં પડી જાય કે આ સાચું કે તે સાચું ! મણિલાલે પોતે જ આ વસ્તુનો ઈશારો, પોતાને વીતેલા વીતકોની રોજનીશીમાં નોંધ કરતાં, એક ઠેકાણે કર્યો છે. તેઓ કહે છે

" પ્રકાશ-તિમિર સુખ દુઃખ, આનંદ-ક્લેશ, સંસાર બધી વિરોધી વૃત્તિઓનું કોઈક વિલક્ષણ મિશ્રણ છે ! પણ તે આખા મિશ્રણના પ્રત્યેક રંગનો પૂરો કસ જાણે આ શરીર ઉપર જ બતાવવો એવો ભાવિનો નિશ્ચય ન હોય !"

[તા ૩૧-૭-૧૮૯૩ની નોંધ]

મણિલાલનું જાહેર તેમજ આંતરિક જીવન અનેક પ્રકારના સંઘર્ષોથી ભરપૂર હતું તેને કારણે તેમના જીવનની કથા જેટલી રસદાયક બની છે તેટલી જ ચરિત્રલેખકને મૂંઝવણમાં મૂકી દે તેવી પણ નીવડી છે તેમના વૃત્તિવલણો અને આચરણને તે તે વખતની તેમની મનઃસ્થિતિના અનુલક્ષમાં જોઈને, સમજીને તેનું તેનું નિદાન કરવાનો જે તે સ્થાને પ્રયત્ન કર્યો છે

આમ કરતી વખતે, મણિલાલનાં વિધાનો ટાંકતાં, ક્યાંય સંકોચ રાખ્યો નથી આ સામગ્રીનો ઘણો ભાગ આમ પ્રમાણ આપવા સારુ રોકવો પડ્યો છે, કેમ કે આ પ્રમાણો પણ અહીં જ સૌપ્રથમ રજૂ થાય છે તેમાં મણિલાલના અપ્રગટ આત્મવૃત્તાંતનો મુખ્ય આધાર લીધો છે

જે માણસ ગુજરાતમાં એક મોટું ધાર્મિક અને સાંસ્કારિક આંદોલન પ્રવર્તાવનાર હતો, જેણે સંસ્કૃતના પ્રખર વિદ્વાન અને ભારતીય સંસ્કૃતિના ચિંતક-વિવરક તરીકે પરદેશમાં પણ ખ્યાતિ મેળવી હતી,

જેણે પોતાનો કોઈ આગવો સંપ્રદાય સ્થાપ્યો નહોતો તે છતાં મોટા અનુયાયીવર્ગને કેવળ પોતાનાં લખાણોથી જ આકર્ષ્યો હતો, તે માણસના જીવનમાં નૈતિક દારિદ્ય અને લઘુતા હતાં એમ બતાવતા લોકોનો તેને વિશેનો પૂજ્યભાવ કે પ્રશંસાનો ભાવ તૂટી તો નહીં પડે ને?—એવી દહેશત, આવા પ્રસિદ્ધ પુરુષોના જીવનને જાહેરમાં મૂકતી વખતે, તેના તરફ સહાનુભૂતિ ધરાવતા ચરિત્રલેખકને સાધારણ રીતે રહે છે. મને પણ એવી બીતિ આરંભમાં નહોતી થઈ એમ નહી. આથી તો આ ચરિત્ર પ્રગટ કરવું કે નહીં તેની ચર્ચા મારા કેટલાક મિત્રો અને મુરબ્બીઓ સાથે કરી હતી. પણ છેવટે મને લાગ્યું કે આમાંના અમુક પ્રસંગો વાંચતાં કેટલાકને આઘાત લાગવાનો સંભવ છે છતા બીજી દૃષ્ટિએ આ ચરિત્ર પ્રગટ કરવા જેવું તો છે.

પહેલુ તો એ કે, લગભગ અર્ધી સદીથી, મણિલાલના જીવન વિશે છૂટક અને અધૂરી માહિતી પ્રગટ થયેલી છે, તેના પરથી તેમ ઘણું-ખરું કિંવદન્તીથી, મણિલાલને વિશે ઘણી ગેરસમજૂત પ્રવર્તે છે. મણિલાલનું પ્રમાણભૂત અને સુસંકલિત ચરિત્ર રજૂ થાય તો આ સ્થિતિનો અંત આવે.

બીજું એ કે, મનુષ્યનું મન કેવું અકળ છે અને તેનાં પડ કેવાં અટપટાં હોય છે તે સમજવામાં મણિલાલનું દૃષ્ટાંત અભ્યાસીઓને ખાસ ઉપયોગી નીવડે તેમ છે.

મણિલાલની કવિતા પર મહત્ત્વનો પ્રકાશ પાડે તેવી કેટલીક હકીકતો તેમના આત્મચરિતમાંથી સાંપડે છે. તેવી જ રીતે અમુક સાહિત્યિક વિવાદો, બનાવો ઇત્યાદિ વિશે તેમજ કેટલાક સાહિત્યકારો વિશે પણ મહત્ત્વની હકીકતો તેમાંથી મળી રહે છે. તે દૃષ્ટિએ પણ આ ચરિત્રનું પ્રકાશન જરૂરનું લાગ્યું.

વળી, તત્કાલીન સમાજની ધાર્મિક અને સામાજિક, ઉપરાંત આર્થિક, નૈતિક અને કેળવણીવિષયક પરિસ્થિતિનું વાસ્તવિક દર્શન

કરાવે તેવી કીમતી સામગ્રી પણ તેમાં પડેલી છે.

આ ચરિત્ર વાંચનારને મણિલાલના જીવનમાં આચાર અને વિચારની વચ્ચે મોટું અંતર જોવા મળશે. પણ, મને ખાતરી છે, કે તેની સાથે સાથે, વિષમ કૌટુંબિક વાતાવરણમાં રહીને, અસહ્ય શારીરિક વ્યાધિઓની સામે લડતાં લડતાં, અતુલ આત્મશ્રદ્ધા (અથવા તેમના શબ્દોમાં કહીએ તો, અદ્વૈતનિષ્ઠા) અને અસાધારણ બુદ્ધિબળ વડે તેમણે જે ઇષ્ટ જીવનકાર્ય સાધી બતાવ્યું તે પુરુષાર્થનો અહીં જે ઇતિહાસ આપ્યો છે તે એટલો તો ભવ્ય અને પ્રેરક છે કે તેના તેજૌઘમાં ચરિત્રનાયકની મર્યાદાઓ સહેજે ઢૂબી જશે, એટલું જ નહીં, વાચકની નજરમાં તે દશાંગુલ ઊંચે ચડતા જણાશે. ઉપરના સર્વ કારણો હોવા છતાં, આ વસ્તુની મારા મનમાં ખાતરી ન હોત તો આ ચરિત્ર લોકોના હાથમાં મૂકવાનું સાહસ કદાચ હું ન કરત.

આ પુસ્તકને મારા સ્નેહી અને મુરબ્બી પ્રો. અનંતરાય રાવળનો પ્રવેશક સાંપડ્યો છે તેને હું મારું સદ્ભાગ્ય સમજું છું. તેમણે અનેક રોકાણો હોવા છતાં, સમય કાઢીને, છપાયેલું લખાણ વાંચી જઈને, ચરિત્રવિષયક યથાર્થ દૃષ્ટિબિંદુ રજૂ કરતો પ્રવેશક લખી આપ્યો છે તે બદલ તેમનો હાર્દિક આભાર માનું છું.

આ કાર્યને અંગે મને જે અનેક સ્નેહીઓ અને મુરબ્બીઓની મદદ મળી છે તેમાં સૌપ્રથમ સ્મરણ સદ્ગત મુરબ્બી પ્રો. રામનારાયણ પાઠકનું થાય છે. તેમણે મમતા અને સહૃદયતાથી ચર્ચા–વિચારણા કરીને, આ કાર્યને અંગે મને જે સમર્થ માર્ગદર્શન આપ્યું છે, તેનો આભાર માનવા મારી પાસે શબ્દો નથી. તેઓ આજે આ પ્રકાશન જોવા હયાત નથી તેનું મને અત્યંત દુઃખ છે. એ જ રીતે પત્ર કે મુલાકાત દ્વારા કેટલીક મહત્ત્વની માહિતી પૂરી પાડનાર પંડિત ફત્તેહચંદ લાલન, દી. બ. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી, પ્રો. બળવંતરાય ઠાકોર અને કવિચિત્રકાર ફૂલચંદભાઈ શાહ પણ આજે હયાત નથી.

ને સર્વનુ કૃતજ્ઞભાવે અહી સ્મરણ કરુ છુ

મણિલાલના પૌત્ર શ્રી રમણલાલ ઓ દ્વિવેદીએ તથા તેમનાં પૌત્રી શ્રીમતી વિદ્યાગૌરી ચીમનલાલ દ્વિવેદીએ તેમના કુટુંબ વિશે મહત્ત્વની હકીકત પૂરી પાડીને આ કાર્યમા ઊલટથી મદદ કરી છે, તે બદલ હુ તેમનો જેટલો ઉપકાર માનુ તેટલો ઓછો છે શ્રી અબાલાલ આ પુરાણી શ્રી હિમતલાલ ગણેશજી અજાનિયા, શ્રી ભૃગુરાય અજાનિયા, શ્રી ઇન્દુપ્રસાદ પ્રહ્લાદજી રાવળ અને ડૉ લક્ષ્મીપ્રસાદ ગિરધરલાલ ત્રિવેદીએ પણ પત્રો યા મુલાકાત દ્વારા જાણવાજોગ માહિતી પૂરી પાડીને મને આભારી કર્યો છે

મણિલાલની અપ્રગટ આત્મકથાની હસ્તપ્રતનો ઉપયોગ કરવા દેવા બદલ સદ્ગત શ્રી ધ્રુવભાઈ ધ્રુવ તથા તેમના વારસોનો આ પ્રસગે ઉપકાર માનુ છુ

છેવટે, આ પુસ્તકના મુદ્રણમા અગત રસ લઈને કામ પાર ઉતારનાર મારા સ્નેહીઓ શ્રી નાનાભાઈ દેસાઈ અને શ્રી રતિભાઈ દેસાઈને પણ કેમ ભૂલી શકાય? તેમનો ઉપકાર માનવાનો ઉપચાર નહી કરુ પણ પુસ્તકની સૂચિ તૈયાર કરી આપવા બદલ ભાઈશ્રી શ્રી ચદ્રશકર ભટ્ટનો અને મુદ્રણ-પ્રકાશનની વ્યવસ્થામા સરળતા કરી આપવા બદલ ગૂર્જર ગ્રથરત્ન કાર્યાલયના માલિકો શ્રી શભુભાઈ તથા શ્રી ગોવિદભાઈનો તેમજ ચદ્રિકા પ્રિન્ટરીના વ્યવસ્થાપક શ્રી ભરતરાય ઓઝાનો આભાર ન માનુ તો નગુણો કહેવાઉ

સાહિત્યરસિક વર્ગને આ પુસ્તક ગમશે તો મારો શ્રમ સાર્થક થયો ગણીશ

તા ૧૪, ઑકટોબર ૧૯૫૭
અમદાવાદ



# પ્રવેશક

**મ**ધ્યકાલીન ગુજરાતમા રાજકીય સ્વાતન્ય ખોઈ બેઠેલી આપણી પ્રજા પાસે એની પુનપ્રાપ્તિ માટેની અનુકૂળતા, ઝખના, તાકાત કે સગઠિતના હતી નહિ બીજી બાજુ, લોકો વર્ણગત વ્યવસાયમાં સુખે રોટલો રળી લેતા એટલે આજના 'જીવનવિગ્રહ' ને 'જીવનયાતના' જેવા શબ્દો ઘડાવા-બોલાવા-સભળાવાનો અવકાશ જ ઊભો થયો હતો નહિ એ સજોગોમા પ્રજા પોતાના અતરમા જીવનનુ સાફલ્ય પોતાની સમજણ મુજબના ધર્મપાલનમા જ માને એ સ્વાભાવિક હતુ આ કારણે, એ કાળમા પ્રજા કાઈ અપ્રાકૃત સસારીઓ અને સતોની જ, બનેલી નહિ હોય, આજે દેખાતા સામાજિક દૂષણો તેમજ વ્યક્તિગત નિર્બળતાઓ—તે સમયના જીવનના સદર્ભમા વ્યક્ત થઈ શકે તેવા—નહિ હોય એમ નહિ, પણ તે કાળના સાહિત્યમા તો પ્રજાની ધર્મભાવના જ વિશેષે કરીને પ્રગટ થઈ છે પરિણામે, મધ્યકાલીન ગુજરાતી સાહિત્યમા ઐહિક જીવનમા કોઈ ક્ષેત્રમાં સ્મરણીય કાર્ય બજાવી નામના મેળવી ગયેલ સસારીઓનાં જીવનચરિત્રો લખાયેલાં મળતા નથી જે મળે છે તે જૈનોને હાથે લખાયેલામા તીર્થંકરોના, અને વિમળશાહ વસ્તુપાલ તેજપાલ જેવા ધર્મવીર શ્રાવકોનાં, અને જૈનેતરોને હાથે લખાયેલામાં ધ્રુવ પ્રહ્લાદ સુદામા આદિ જેવા પુરાણપ્રખ્યાત ભક્તોના અને નરસિહ મહેતા જેવા પ્રજામાથી જ પેદા થયેલા નજીકના ભૂતકાળના સતોનાં

એમાં પણ ચરિત્રનાયકના શુદ્ધ માનવી તરીકેના આલેખન પર લક્ષ ઓછું રહ્યું છે. ચમત્કારાદિ અને તજ્જન્ય અદ્‌ભુત રસમાં લોકોની બાલકક્ષાની રુચિ ઘણી અને ભક્તિભાવભર્યું વલણ વિશેષ, તેનું એ પરિણામ. અને રાજાઓની ભાટચારણકૃત પ્રશસ્તિઓનાં કવિતો ને ગ્રંથોને તો શુદ્ધ ચરિત્રગ્રંથો કહેવાય એવું ક્યાં હતું?

વિશિષ્ટ સંસારી માનવીનું એની વિશિષ્ટતા સાથે પણ શુદ્ધ માનવી તરીકેનું ચરિત્રાલેખન તો આપણે ત્યાં આરંભાયું, અંગ્રેજો ને તેમની ભાષાના સાહિત્યના તથા તેની દ્વારા પશ્ચિમની ભૌતિક દૃષ્ટિ ને રસવાળી પ્રવૃત્તિધર્મી સંસ્કૃતિના આપણને થયેલા સંપર્ક અને તેણે નિપજાવેલા દૃષ્ટિ-વૃત્તિ-પ્રવૃત્તિ-પરિવર્તન પછી આપણા સાહિત્યમાં ઈહજીવનનો રસ અભિવ્યક્ત થવા લાગ્યો, ત્યારે. જીવનના કોઈ પણ ક્ષેત્રમાં કશુંક તેજસ્વી કાર્ય કરી જનાર વ્યક્તિવિશેષોનાં ચરિત્ર આપણે ત્યાં સમભાવપૂર્વક લખાવા લાગ્યાં તેને પૂરાં સો વર્ષ તો હજી હવે થશે. આ ગાળામાં આપણને મળેલી ચરિત્રકૃતિઓના નાયકોનું વર્ગીકરણ કરીએ તો તેમાં કેળવણીકારો, સમાજસુધારકો, વ્યાપાર-ઉદ્યોગ-વીરો, સાહિત્યકારો, સંતમહાત્માઓ, દેશસેવકો, રાજાઓ, દીવાનો, વૈજ્ઞાનિકો, એમ ઠીક વૈવિધ્ય જોવા મળે છે. એમાં સુખદ આશ્ચર્ય એ વાતનું છે કે આપણી ગણનાપાત્ર અને સાહિત્યમાં ખપે એવી ચરિત્રકૃતિઓના નાયકો સાહિત્યકારો છે! નર્મદ, દલપતરામ, નવલરામ, નંદશંકર, ભોળાનાથ, ગોવર્ધનરામ, કલાપીનાં જીવનચરિત્રો એ બતાવે છે. આત્મકથા પણ એ જ વાત કહે છે. આત્મકથા બીજા ન લખે કે બીજાઓએ નથી લખી એમ નથી, પણ સાહિત્યકાર પાસે કલમની બક્ષિસ રહી તેને જોરે, એ સંવેદનશીલ જીવ રહ્યો તેને કારણે પોતાનાં ઘડતર મંથન અભિલાષ જીવનદૃષ્ટિ વગેરેને પોતાની જીવનઘટનાઓના સંદર્ભમાં અવલોકવાની એનામાં સ્ફુરતી સ્વાભાવિક એવી વૃત્તિથી પ્રેરાઈને, અથવા બીજું લખવામાંથી નવરો પડે કે થાકે ને બીજો કોઈ વિષય ન સૂઝે ત્યારે આત્મવૃત્તાન્ત લખવા તરફ એ વળે એ સમજી શકાય તેમ છે. નર્મદ,

નારાયણ હેમચંદ્ર, મણિલાલ, કલાપી, મુનશી, ધનસુખલાલ, રમણલાલ, ધૂમકેતુ, ચંદ્રવદન મહેતા જેવા સાહિત્યકારોના આત્મકથાલેખનના પ્રયાસ જાણીતા છે વિશિષ્ટ હેતુથી લખાયેલ 'સ્મરણયાત્રા' અને 'સત્યના પ્રયોગો'મા પણ પહેલી કૃતિના લેખકના સાહિત્યકારપણા વિશે તો કોઈને શંકા જ ન હોય, અને ગુજરાતી ભાષા તથા સાહિત્યને સદ્ભાગી બનાવનાર બીજી કૃતિના કર્તાને બીજુ કઈ નહિ તો એ કૃતિ તો સાહિત્યકાર તરીકે જરૂર રજૂ કરે છે

પાછળના પૃષ્ઠોમાં આલેખાતી મણિલાલ નભુભાઈ દ્વિવેદીની જીવનકથા પણ ગુજરાતી સાહિત્યકારોના જીવનચરિત્રોમાં એકનો મૂલ્યવાન ઉમેરો કરે છે મણિલાલ પંડિતયુગના એક તેજસ્વી સિતારા શિષ્ટ પ્રવાહી ઓજસ્વી ગદ્યના ઘડવૈયા, સુચિંતિત દૃઢબંધ નિબંધોના સમર્થ લેખક સંસ્કૃત તથા પાશ્ચાત્ય પદ્ધતિના પહેલા ગણનાપાત્ર શિષ્ટ નાટક 'કાન્તા'ના લેખક, ભવભૂતિના 'ઉત્તરરામચરિત' ને 'માલતીમાધવ'ના પહેલા અનુવાદક, પ્રેમના દર્દ ને મસ્તીને વેદાંતી અને સૂફીની અદાથી ગાતા સફળ ગઝલકાર અને પદકવિ, એક કાળે ગુજરાતના પ્રિય સામયિકો બનેલ 'પ્રિયંવદા' અને 'સુદર્શન'ના ભાવનાશાળી દૃષ્ટિમન્ત તંત્રી, કેટલાક સંસ્કૃત ગ્રંથોના સંપાદન અને વેદાન્તવિષયક લેખો–પુસ્તકો દ્વારા ભારત બહાર પણ સંસ્કૃતજ્ઞ તરીકે કીર્તિ કમાનાર વિદ્વાન, 'સંસારસુધારક' અને અદ્વૈતવિરોધી રમણભાઈના સંરક્ષક અને અદ્વૈતનિષ્ઠ સબળ પ્રતિસ્પર્ધી, અને સૌથી વિશેષ તો, કાળબળે ગુનેગારના પિંજરમા પકડાયેલા ભારતીય ધર્મ તત્ત્વજ્ઞાન અને સંસ્કૃતિના મિશનરી ઉત્સાહ–ઉદ્યોગવાળા સમર્થ વકીલ આમ જુદે જુદે રૂપે તેમના કાર્યથી શોભતા મણિલાલની ચરિતાર્હતા સ્વયંસ્પષ્ટ છે

પણ એમનુ ચરિતાલેખન થઈ શક્યુ એમના અવસાન બાદ વર્ષો પછી, અને થયુ ત્યારે એમને બબ્બે ચરિત્રગ્રંથો મળ્યા પહેલુ 'મણિલાલચરિત' તે ઈ સ ૧૯૫૨ મા પ્રગટ થયેલુ શ્રી અંબાલાલ પુરાણીનુ મણિલાલના એ અભ્યાસીએ સ્વ. આચાર્ય આનંદશંકર

સુત પામેના મણિનાનનિખિત આત્મવૃત્તાન્તના પ્રકાશનની જોરદાર માગણી કરેની સ્વ આનદશકર-ધ્રુવે-પોતાના ઔચિત્યવિવેકને અનુસરી મણિનાનના આત્મચરિત્રમાંથી થોડુ પ્રગટ કરી પછી તે પ્રગટ કનુ બધ જ કર્યું એના છપાયેના પ્રકરણો ઉપરાન પોને શ્રમથી અને ખતપૂર્વક એકઠી કરેની મણિનાનચરિનસામગ્રીનો ઉપયોગ કરી શ્રી પુરાણીએ મણિનાલનુ જીવનચરિત્ર લખ્યુ છે જે વેળા એ ચરિત્ર નખાતુ હતુ તે વેળા શ્રી ધીરુભાઈ ઠાકર મણિનાલના જીવન અને લેખન પર પીએચ ડી પદવી માટે પોતાનો પ્રબધ (Thesis) તૈયાર કરી રહ્યા હતા એ પદવી એમને અપાવનાર એ પ્રબધના ઉત્તરાર્ધના 'મણિનાન નભુભાઈ સાહિત્યસાધના' એ નામથી ગયે વર્ષ થયેન પ્રકાશન પછી એના પૂર્વાર્ધની 'મણિનાન નભુભાઈ જીવનરગ' એ નામથી આ પુસ્તકરૂપે થની પ્રસિદ્ધિ શ્રી પુરાણીના મણિનાનચરિત્ર પછી વધારાની કે બિનજરૂરી ઠરે એમ નથી આ બીજી મણિનાન-જીવનકથા શ્રી પુરાણીનિખિન ચરિતની કેટલીક વિગતો સુધારી આપનારી અને ઘણી રીતે તેની પૂરક નીવડે એવી છે એનુ મુખ્ય કારણ એ છે કે શ્રી ધીરુભાઈને મણિનાન જેટનો આત્મવૃત્તાન્ત લખી ગયા છે તે બધો સ્વ અનદશકર ધ્રુવના પુત્ર સ્વ પ્રો ધ્રુવભાઈ પાસેથી વાચવાનો લાભ મળ્યો છે, જે શ્રી અબાલાન પુરાણીને મળી શક્યો નહી શ્રી ધીરુભાઈને શ્રી પુરાણીએ સપ્રીપ્ત કરેની ને વાપરેની મણિનાનચરિતસામગ્રીનો પણ લાભ મળ્યો છે આ સિવાય મણિનાનના પત્રો, ફાઈલો, એમના વસિયતનામાની નકલ, વગેરે મેળવી તેનો ઉપયોગ કરી તેમજ મણિનાનનાં પૌત્ર-પૌત્રીની અને મણિનાનની પેઢીના અવશિષ્ટ વિદ્યમાન વૃદ્ધોની મુલાકાતો લઈ તથા બીજા કેટલાક પાસેથી પત્રો લખી મેળવેની માહિતીનો વિનિયોગ કરી આજના સજોગોમા શક્ય તેટનુ માહિતીપૂર્ણ અને પ્રમાણભૂત જીવનચરિત મણિનાનનુ એમણે આપ્યુ છે એ માટે એમણે લીધેના શ્રમની પરિશિષ્ટો ૧-૨ સાક્ષી પૂરે છે

જીવનચરિત્રકાર ચરિત્રનાયકનો ઈતિહાસકાર જ હોય છે. ઈતિહાસકારનાં જ ખંત અને શ્રમથી તેણે નાયકના ચરિત્રની બહુવિધ સામગ્રી સંપ્રાપ્ત કરવી પડે છે અને તેના જેવી જ વૈજ્ઞાનિક શાસ્ત્રીય ચોકસાઈ અને તારતમ્યબુદ્ધિ તેના સુયોજિત સંકલન અને તેમાંથી ઉપસાવવાની નાયકના વ્યક્તિત્વની રેખાઓના આલેખનમાં દેખાડવી પડે છે. શ્રી. ધીરુભાઈએ ચરિત્રકારની આ અનિવાર્ય ગુણસંપત્તિ છાપ પાડે એટલા પ્રમાણમાં દેખાડી આપી છે. મણિલાલના જન્મ, ઉછેર, વિદ્યાભ્યાસ, લગ્ન, જીવનધ્યેયનિર્ણય, મુંબઈ-ભાવનગર-વડોદરાની નોકરી, મદવાડ, સતતવાહી લેખનપ્રવૃત્તિ, કલુષિત કુટુંબજીવન અને ચાલીસની વહેલી ઉમરે થયેલ અવસાન—આ સર્વનો વચમાં કશા ખાલી ગાળા વિનાનો સળંગસૂત્ર કડીબદ્ધ ઈતિહાસ મણિલાલનાં માતાપિતા, પત્ની, મિત્રો, સેવકો, પ્રશંસકો ને પ્રતિસ્પર્ધીઓ વિશે પણ પૂરતી માહિતી સાથે તે આપી શક્યા છે તે પોતે શ્રમ-ખત-પૂર્વક એકઠી કરેલી માહિતીને જોરે જ. મણિલાલના સ્વભાવ, શક્તિ-નિર્બળતા અને ટેવો-કુટેવો સાથે એમના વ્યક્તિત્વનું એનાં ઊજળા-શ્યામ ઉભય પાસાંવાળું ખરું ચિત્ર તે ઉપસાવી શક્યા છે તે પોતાની તારતમ્યબુદ્ધિથી.

એમ કરવામાં શ્રી. ધીરુભાઈ ચરિત્રલેખકમાં હોવા અનિવાર્ય રીતે આવશ્યક એવા જે બીજા બે ગુણો, સમભાવ અને તાટસ્થ્ય (તાટસ્થ્યને સત્યનિષ્ઠા કહો તો સત્યનિષ્ઠા), તેની પોતાની પાસેની મૂડીની પણ સારી પ્રતીતિ આપણને કરાવે છે. મણિલાલના બુદ્ધિવૈભવ, ભાવનાશીલતા, વેદાંતનિષ્ઠા, ઉત્કટ સ્વદેશ-સ્વસંસ્કૃતિ-પ્રેમ, સ્વમાનશાલિતા અને તજ્જન્ય પ્રતિકારક લડાયકતા, માર્તાપતા પત્ની વ્યાધિ અને પ્રતિસ્પર્ધીઓએ ઊભી કરેલી એમના જીવનની મહાન કરુણતા, અને એ કરુણતા છતાં જાણે એ બધું ભૂલી જઈ તેની વચ્ચે પોતાના આંતર સત્ત્વને અને નિર્ણિત જીવનધ્યેયને બળે ટકી રહી અલ્પ આયુમાં અવિરામ લેખનપ્રવૃત્તિ તથા ઉચ્ચતર જીવનની સાધનાનો પ્રયાસ કર્યે જવામાં વ્યક્ત થતી એમની મહત્તા—આ સર્વને આ મણિલાલ-ચરિત્રમાં

સમુચિત ઉદાત્ત ચરિત્રનાયક પ્રત્યેના આદરને અને આગળ કહ્યો તેવા સમભાવને લીધે જ તે આપી શક્યા છે. આ સમભાવ મણિલાલે સંસ્કાર અને સાહિત્યના ક્ષેત્રમાં ગુજરાતને કરેલ વિશિષ્ટ પ્રદાનની કદરબૂજે જન્માવ્યો છે એ સ્પષ્ટ છે. આ સમભાવે શ્રી. ધીરુભાઈને મણિલાલની નિર્બળતાને તેના કરણ જીવનસંદર્ભમાં સહૃદયતાથી સમજવા–સમજાવવા તથા કેટલાક પ્રમાણમાં ક્ષમ્ય ઠરાવવાની કોશિશ કરવા પ્રેર્યા છે.

પણ આ સમભાવ શ્રી. ધીરુભાઈની સત્યનિષ્ઠા કે વિવેકબુદ્ધિ કે તટસ્થતાની આડે આવ્યો નથી. મણિલાલની ગણતરીબાજી અને ચારિત્ર્યસ્ખલનને છાવરવાનો પ્રયાસ ન કરતાં એનો સ્પષ્ટ નિર્દેશ એમણે કર્યો છે જ. પેલા ભક્ત શિષ્યયુગલ સાથેના સંબંધની વાતમાં મણિલાલના આત્મવૃત્તાન્તમાંના ઉદ્ગારમાં કળાતી આત્મપ્રતારણાની તે ઘટતી ઝડતી લે જ છે. પ્રેમ દ્વારા વેદાંતોદ્દિષ્ટ અભેદ સાધવાની પ્રમાણિક પણ ભ્રામક સમજ કે રૂપાળા ખુલાસા તળે વાસ્તવમાં તો મણિલાલની પ્રબળ વિષયવૃત્તિ જ વિહરી રહી હતી એ પણ સ્પષ્ટ કહેતાં એ અચકાયા નથી તે એમની સત્યનિષ્ઠાને લીધે. મણિલાલની જીવનકથાને અંતે 'ઊંચો પર્વત, ઊંડી ખીણો' એ ઉચિત-શીર્ષક પ્રકરણમાં મણિલાલના જીવનનું, એમનાં ભાવના ને વ્યવહાર (બીજા શબ્દોમાં, વિચાર અને આચાર) વચ્ચેના વિસંવાદ કે અંતરને લક્ષ્ય કરી, જે તારતમ્ય એમણે કાઢ્યું છે તેમાં પણ એમની સત્યનિષ્ઠા કામ કરે છે.

મણિલાલ ને એમની સાહિત્યસેવાનું અધ્યયન કરતાં એમના જીવનના આલેખક બનવું પડ્યું તો એમાં ચરિત્રકારનું કાર્ય આમ સંતોષકારક રીતે બજાવતા શ્રી. ધીરુભાઈએ આ જીવનકથાને કલાકૃતિનો આભાસ આપવાના ચાળા કર્યા નથી એ જોઈ શકાશે જીવનચરિત્રોને કલ્પના, ચિત્રાત્મક લખાવટ અને વાર્તાકલા તથા ક્યારેક નાટ્યકલાનો ઉપયોગ કરીને નવલકથાનો રસ આપે એવી રસાત્મક કલાકૃતિઓ બનાવવાના પ્રયાસ પશ્ચિમમાં લિટન સ્ટ્રેચિ, આન્દ્રે મોર્વા, એમિલ લુડવિગ

જેવાને હાથે થયા છે આમાં જીવનચરિતની ઇતિહાસ જેવી શાસ્ત્ર કે વિજ્ઞાનની કોટિમાંથી કલાની કોટિમાં બદલી થવાનો અને ચરિત્રનાયકની બાહ્યાભ્યન્તર ખરી સજીવ માનવ્યપૂર્ણ છબી એમાં વાર્તા કે નાટકની અદાથી ઉપસાવવાનો લાભ મળે છે ખરો. બધાને કાંઈ બોઝવેલ મળતા નથી હોતા કે જેથી એમના જીવનના ખરા પ્રસંગો ને તે વેળાના એમના લાક્ષણિક ઉદ્‌ગાર જળવાઈ રહ્યા હોય ચરિતલેખકોને ચરિત્રને રસાત્મક બનાવવા માટે આવા પ્રસંગો ને ચરિત્રનાયકોના લાક્ષણિક ઉદ્‌ગાર કલ્પનાથી ઊભા કરવા પડતા હોય છે. આ કારણથી બીજે પલ્લે, એમાં કલ્પના અને વાનાકનાનો, એક સારી વસ્તુનો, અતિયોગ થઈ જતાં ચરિત્રનાયકનું જીવનચિત્ર इति ह आस થી, સત્યથી, ક્યારેક આઘું ચાલ્યું જાય એ ગેરલાભ પણ મૂકવો જોઈએ. આ ચરિત્રના લેખક એ લાભ હાનિ ઉભયથી દૂર રહ્યા છે. પીએચ. ડી પદવી માટેના પ્રબંધને ગંભીર શાસ્ત્રીય નિરૂપણવાળો મણિલાલ-જીવનપરિચય જ ખપતો હતો એમાં કલાબાજીને બહુ સ્થાન ન હતું. આપણને એક અધિકારી અભ્યાસીને હાથે આપણા સાહિત્યના એક અક્ષરદેહે અમર પંડિત અને સાહિત્યકારની પૂરી પ્રમાણભૂત અને એનો એક જીવનખૂણો અંધારો રહી ન જાય એવી કડીબદ્ધ જીવનકથા મળે છે એ જ મોટી વાત છે.

મણિલાલની આ જીવનકથાના વાચનને અન્તે વાચકોના અનુભાવ કે પ્રત્યાઘાત કેવા હશે? મણિલાલનો નિજમાળો અક્ષરદેહ તો એના સત્ત્વબળે અક્ષર રહેવાનો, પણ એમનો ક્ષરદેહ જો વિલય પામ્યો છે તો એમના ક્ષરજીવનને તેના કેટલાક અશ્લાધ્ય અંશો, પ્રાકૃતતા, પાર્થિવતા કે નિર્બળતા સાથે આવા ચરિત્ર દ્વારા સ્મરણજળ છાંટી પુનર્જીવિત કરી પ્રજા આગળ મૂકવામાં કંઈ સાર નથી, એવો અભિપ્રાય ઘણા વિચારશીલ અને પ્રજાના બાહ્યાન્તર સ્વાસ્થ્યની ફિકર રાખનારા વાચકોનો થવાનો એમાં શંકા નથી. માનવીના ઉત્તમ અંશો જ ભલે જીવે, એના ભુલાઈ જવા લાયક અને કાળબળે ભુલાઈ ગયેલા

ચારિત્ર્યાંશો ભયે કાયમ માટે ભુનાઈ જતા, એ અભિપ્રાયને પક્ષે ઘણું કહી શકાય તેમ છે આચાર્ય આનંદશંકર ધ્રુવ જેવા વિવેકશીલ પ્રાજ્ઞ પુરુષે પોતાની પાસે હતુ તે મણિલાલના આત્મચરિતને જાહેરમા મૂકવામા અવદ્વ અનુભવી, પછી

'આપણે સર્વે મનુષ્યો છીએ, મનુષ્યતાની સ્વાભાવિક નબળાઓથી ભરેલા છીએ, એમા કોઈમા એક પ્રકાર અધિક તો કોઈમા બીજો, પણ સવિતાના તેજમા આપણા દોષો મૂકી દેવાથી સર્વનુ અવમર્ષણ થઈ જાય છે'*
એ સમજથી, તેમ એને પ્રસિદ્ધ કરવાના એમને થતા રહેતા આગ્રહને વશ બની,

'ગાંધીજીની આત્મકથાના યુગમા યુવકવર્ગ સત્ય કહેવા અને દુખદ સત્ય પણ-હાલાહલ। અસત્ય કરતા વધારે પસદ કરે તેમ આ આત્મકથાના મહાન લેખક સર્વ પ્રકારના ઢોંગના કટ્ટા શત્રુ હતા એ જોતા પણ આ આત્મકથાનુ પ્રકાશન હવે મને અનુચિત લાગતુ નથી'*

એ ખુલાસા સાથે એ 'વસંત' માસિકમાં કટકે કટકે પ્રગટ કરવા માંડી પણ મણિલાલજીવનના અમુક ગાળા સુધી પહોંચ્યા બાદ તેમણે તેનુ પ્રકાશન સદંતર અટકાવી જ દીધુ, તેને આવા વાચકો અકારણ નહિ સમજે આવો વર્ગ મણિલાલની જીવનકથાના લેખન-પ્રકારનને ઇષ્ટ કે ઉચિત ન માને તો તે સ્વાભાવિક લેખાય

એથી ઊલટુ, ઘણા વાચક એમ પણ કહેવાના કે માનવચિત્ત અને માનવવૃત્તના સાચા અભ્યાસની દૃષ્ટિએ અનંત કાળમા ટવાઈ ગયેલુ કોઈ પણ માનવીનુ જીવન, જેવુ હોય તેવુ, અનુગામીઓ માટે કામનુ જ છે આ દૃષ્ટિએ વિચારનારને મણિલાલનુ જીવન પરમાત્માના અદ્ભુત સર્જન માનવીના અભ્યાસ માટે ઘણી મહત્ત્વની સામગ્રી પૂરી પાડે એવુ લાગવાનુ માનવી કેવો 'તેજ-અધારનુ પૂતળુ' છે, તે મનોમય અને પ્રાણમય બેઉ જુદા જુદા સ્તર કે ભૂમિકા પર કેવો એક એક સાથે મેળ ન ખાય એ રીતે જીવતો હોય છે, તેનો દેવભાગ ઝબકતો

---

* 'સાહિત્યવિચાર', (બીજી આવૃત્તિ) પૃ ૫૧૨

હોય તે જ વખતે તેનો પશુભાગ પણ કેવો જોર કરતો હોય છે, તેનામાં મહત્તા અને પ્રાકૃતતાનો કેવો એમ્ન નિવાસ હોય છે, તેના પગ કાદવમા હોય તોયે તેનુ મસ્તક કેવુ તારાઓને આંબવા મથતું હોય છે, 'What a piece of work is man!' એ શેક્સપિયરી ઉદ્ગાર મોમાંથી સખેદપણે અને ભગવાનની લીના પ્રત્યેના આશ્ચર્યભાવથી કઢાવે એવુ જીવન મણિલાલનુ છે એમાય, 'અરેરે, ઝાનના તો જાઉ છુ સૌંદર્યને, પણ ઝનાય છે શરીર' એ કવિ ન્હાનાલાલની ઉક્તિનુ જ ભાષ્યાત્મક મૂર્ત દૃષ્ટાંત બનતુ પ્રમગી કામવૃત્તિમા સરી પડેન અદ્વૈત-અમે હૈતુક પ્રણયારાધન એ જ મણિલાલના જીવનનો એકમાન અશ્લાઘ્ય અશ છે બાકી તો અસરકારી સ્વાર્થી માતપિતા, આગના ભવની વેરી જેવી પત્ની, અતિ વિષમ લગ્નજીવન, પેની એ-માત્ર નિર્બળતાની અત્યત આકરી શિક્ષા જેવો શરીરને વળગેલો અને પ્રાણ્ય તક નીવડેલો દુષ્ટ વ્યાધિ, વિરોધીઓની પજવણી આ બધુ કેવુ વિધિયોજિત કાવતરા જેવુ તેમને નડયુ! આ વિચારીએ છીએ ત્યારે 'more sinned against than sinning' જેવી સ્થિતિ મણિલાલની નથી લાગતી? બીજો કોઈ જીવ તો આનાથી ભાંગી પડે અને સસાર ને અસાર માની શ્વ યઢ યે મૂવા વાકે જીવનરસનો ભાગ ખેચી કાઢે પણ જિંદગીએ એમને ભોગમા આપેલ આ બધી પ્રતિકૂળતાઓ ને વિષમતાઓ જાણે અસ્તિત્વ જ ન ધરાવતી હોય તેમ, એનાથી અભિભૂત થયા વગર, પોતાની અદ્વૈતનિષ્ઠાને અને તત્પ્રેરિત ધૈર્ય અને શ્રદ્ધાને બળે તેમજ એમણે અન્યત્ર કહ્યુ છે તેમ એમની ધર્મવાસના, યોગાભ્યાસ અને નિગ્રહેની જાગૃતિને પ્રભાવે, એમની વચ્ચે ટકી રહી, જનતાને તેના કલ્યાણને માર્ગે વાળવાનો ભાવનાપ્રેરિત સત્પુરુષાર્થ અને બની તેટની સાહિત્યસેવા આયુષ્યનુ છેલ્લુ બુદ નિચોવાઈ ગયુ ત્યા લગી પોતાની બુદ્ધિ અને કલમ પાસે તેમણે કરાવ્યે જ રાખ્યા, એ મણિલાલના આંતર સત્ત્વનું અને એમની મહત્તાનુ માનપ્રેરક નિદર્શન નથી? એમની આ મહત્તાનું એમની જીવનકથામાંથી ઉપસી આવતું ચિત્ર જ એના લેખન-

પ્રકાશનનો યોગ્ય જવાબ કે બચાવ નથી? આધિ વ્યાધિ ઉપાધિ અને પ્રકૃતિગત મર્યાદા વચ્ચે એ સૌ સામે ઝૂઝતાં ઝૂઝતાં પોતાના જીવન-ધ્યેયને વફાદાર રહી અનંદિત પુરુષાર્થ કરનારની જીવનલીલા અન્યને પ્રેરક-બોધક કેમ ન નીવડે? આ દૃષ્ટિથી વિચારનારા સૌ મણિલાલની જીવનકથાની પ્રસિદ્ધિને ઇષ્ટ ગણી આવકારવાનાય.

હું મારું વજન આ બીજા પ્રકારના વાચકોના વલણના પલ્લામાં મૂકું છું અને આ મણિલાલચરિત્રને સત્કારું છું. વિવેકી વાચકોને એ ઉપરની રીતે પુરુષાર્થ–પ્રબોધક નીવડી, જીવનજળમાં ચારિત્ર્ય માટેના ભય–ખડકોથી ચેતાવનાર દીવાદાંડી બની, તેમને આત્મપરીક્ષક, નમ્ર અને સાવધ બનવા પ્રેરવાની સેવા બજાવશે. અવિવેકી વાચકોને પોતાની નિર્બળતા કે વિકારો માટે બચાવ આશ્વાસન કે ટેકો શોધવા અને એને સ્વાભાવિક મનુષ્યસહજ અને તેથી ક્ષમ્ય જ નહિ, લહેરથી ચાલવા દેવા જેવાં માનવા પ્રેરશે એવો ભય રાખવાની જરૂર નથી. મણિલાલની જીવનકથા એવો સંદેશ આપતી જ નથી. આપણે ઇચ્છીએ કે આ પુસ્તકને આગવી કક્ષાના નીરક્ષીરદર્શી વિવેકી વાચકો મળી રહો!

૧૨–૧૧–૧૯૫૭
અમદાવાદ

અનંતરાય મ. રાવળ

# અનુક્રમણિકા



શ્રી મણિલાલ નભુભાઈ દ્વિવેદી

જન્મ:
તા. ૨૬ સપ્ટેંબર ૧૮૫૮

અવસાન:
તા. ૧ ડિસેંબર ૧૮૯૮

[૧]

# ક્રાંતિ અને સંક્રાંતિ

ઘણા લેખકો એવા હોય છે, જે કેવળ પોતાના જમાનાનાં સંતાનરૂપ હોય છે; કેટલાક લેખકો એવા હોય છે, જે પોતાના જમાનાનાં બળોને ઝીલતાં ઝીલતાં પોતાના જમાનાને ઘડે છે; અને થોડાક એવા પણ હોય છે, જેમનું સાહિત્ય એક નહીં પણ અનેક જમાનાનું ઘડતર કરીને ચિરંજીવ બને છે. શ્રી. મણિલાલ નભુભાઈ દ્વિવેદી આ ત્રીજી કોટીના લેખક હતા. સાહિત્યકારથી વિશેષ તો તેમણે પોતાના લેખનકાર્ય વડે પ્રજાને સ્વધર્મ અને સ્વસંસ્કારનું ભાન કરાવનાર સક્રિય લોકનાયક તરીકે જવાબદારી બજાવી હતી. વસ્તુતઃ તેમની સાક્ષરતા પુસ્તકોમાં પરિબદ્ધ રહેવાને બદલે જીવનના દરેક ક્ષેત્રમાં ફરી વળતા સાંસ્કારિક આંદોલનરૂપે ગુજરાતભરમાં પ્રસરી ગઈ હતી.

તેમના આ મહાન પુરુષાર્થનો રોમાંચક ઇતિહાસ આપતી તેમના જીવનની કિતાબ ઉઘાડીએ તે પહેલાં, તેમના જીવનકાર્યને યથાર્થ સમજવા સારુ, તેમના જન્મસમયના ગુજરાતના જીવનનું ઊડતું અવલોકન કરવું આવશ્યક છે.

મણિલાલના જન્મસમયનું ગુજરાત એટલે આજથી સોએક વર્ષ પહેલાંનું, રાજકીય ક્રાંતિ અને સામાજિક સંક્રાંતિમાંથી પસાર થતું ગુજરાત.

એ વખતે ભારતમાં પગદંડો જમાવી બેઠેલ પરદેશી સત્તા સામે રોષરૂપે ભભૂકી ઊઠેલો સત્તાવનની ક્રાંતિનો અગ્નિ હોલવાઈ ગયો હતો પણ તેની થોડીક અંગારભસ્મ અહીં તહીં વાતાવરણમાં ઊડી રહી હતી. એ રાજકીય વિદ્રોહનો બાહક તાત્યા ટોપે, મણિલાલનો જન્મ થયો તે વર્ષમાં (૧૮૫૮), તેમના વતન નડિયાદમાં છૂપા વેશે આવ્યો હતો અને સુપ્રસિદ્ધ દેસાઈ વિહારીદાસને ત્યાં મહેમાન તરીકે રહ્યો હતો. વિષમ સ્થિતિમાં મુકાયેલ વિહારીદાસને માટે, ઇચ્છા છતાં, તેને મદદ કરવાનું તો શક્ય નહોતું પણ તેની સ્મૃતિરૂપે તેમણે પોતાના પુત્ર અને પૌત્રને અનુક્રમે નાનાસાહેબ અને તાત્યાસાહેબના ઉપનામ આપ્યાં હતાં. આ નાનાસાહેબ મણિલાલના જિંદગીભરના મિત્ર હતા.

એ જ વર્ષમાં ભારતના રાજ્યવહીવટની લગામ ઈસ્ટ ઇન્ડિયા કંપનીની પાસેથી બ્રિટિશ પાર્લામેન્ટે પોતાને હસ્તક લીધી અને મહારાણી વિક્ટોરિયાએ હિંદી પ્રજાજોગ ઢંઢેરો બહાર પાડીને બ્રિટિશ લશ્કરે હિંદીઓ તરફ દાખવેલ ક્રૂર વર્તન બદલ જાહેરમાં દિલગીરી વ્યક્ત કરી હિંદીઓને શાન્તિ, સલામતી, સુવ્યવસ્થા અને આત્મ-શાસનનું વચન આપ્યું.

યુદ્ધમાં પરાજય પામેલી તથા લાંબા સમયની અંધાધૂંધી ને અવ્યવસ્થાથી ત્રાસી ગયેલી હિંદી પ્રજાએ ઘણે લાંબે સમયે જીવનની સપાટી પર વિશ્વાસ, વ્યવસ્થા, શાંતિ અને સલામતી સ્થપાતાં જોયાં, એમને હર્ષ, સંતોષ અને ઉપકારના ભાવ સહિત અંગ્રેજ રાજ્ય-અમલને સ્વીકાર્યો, અને પ્રજાના મુખરૂપ તત્કાલીન કવિઓએ તેના કૃતજ્ઞભાવે જાહેરમાં પ્રશસ્તિગીત ગાયાં.

દાદાભાઈ નવરોજજી અને લોકમાન્ય ટિળકની માફક મણિલાલની કારકિર્દી રાષ્ટ્રિય અસ્મિતાના ઉદ્ભવકાળ દરમ્યાન આરંભાઈ હતી. હિંદી રાષ્ટ્રિય કોંગ્રેસની સ્થાપના થઈ તે જ વર્ષે (૧૮૮૫) મણિલાલે 'પ્રિયંવદા' માસિક શરૂ કર્યું હતું. મણિલાલ પોતે કોંગ્રેસના

સભ્ય હતા એટલું જ નહીં, પેટા જિલ્લા કોંગ્રેસના સેક્રેટરી તરીકે પણ તેમણે કામ કર્યું હતું. 'બ્રિટિશ-હિંદે દેશમાં શાંતિ સ્થાપી છે ને તેના ડરથી દેશી રાજ્યો પણ કાંઈક જુલમ કરતાં અટકે છે,' એમ કહેવા સાથે તેઓ ફરિયાદ કરે છે કે 'તેની કરભારરૂપે બહુ મોટી કિંમત ભરવી પડે છે અને નિઃશસ્ત્રીકરણના કાયદાથી પ્રજામાં નિસ્તેજતા આવી એ બહુ મોટી હાનિ થઈ છે.' લોકમાન્ય ટિળકને રાજદ્રોહના આરોપસર પકડવામાં આવ્યા ત્યારે મણિભાઈએ એક સ્વમાની પત્રકાર અને દેશભક્ત નાગરિક તરીકે વિરોધ પ્રદર્શિત કર્યો હતો. આમ ગોવર્ધનરામ, રમણભાઈ કે આનંદશંકરના કરતાં મણિભાઈનાં રાજકીય મંતવ્યો ઉદ્દામ હતાં.

યુનિવર્સિટીની સ્થાપના તે સત્તાવનની સાથેનો બીજો ક્રાંતિકારક બનાવ છે. નર્મદ-નવલરામ-નંદશંકરની પેઢીને અંગ્રેજ આચાર્યો પાસે ભણવાની અને અંગ્રેજ અમલદારોના સંસર્ગમાં રહી કામ કરવાની તક સાંપડી હતી. અંગ્રેજી સાહિત્યના પરિશીલનથી નર્મદને ગદ્ય-પદ્ય ઉભય ક્ષેત્રે અનેક નવાં પ્રસ્થાનો કરવાની પ્રેરણા મળી હતી. નવલરામ જેવાને નવીન વિવેચનપ્રણાલી સ્થાપવાની અનુકૂળતા મળી હતી અને નંદશંકર જેવાને રસેલ સાહેબની સૂચનાથી અંગ્રેજી 'રોમાન્સ' જેવી ઐતિહાસિક નવલકથાનાં મંડાણ કરવાનું મન થઈ આવ્યું હતું. દાદોબા પાંડુરંગના સંસર્ગથી દુર્ગારામ મહેતાજીએ અને ફારબસના સંસર્ગથી દલપતરામે, પોતે અંગ્રેજી નહીં ભણેલા હોવા છતાં, અંગ્રેજી સાહિત્યના પરોક્ષ સંસ્કાર ઝીલ્યા હતા.

પછી આવી મણિલાલ, ગોવર્ધનરામ, નરસિંહરાવ, રમણભાઈ, આનંદશંકર વગેરેની પેઢી. તેમના વખતમાં યુનિવર્સિટીએ અંગ્રેજીની સાથે સંસ્કૃત અને ફારસી ભાષાઓને ઉચ્ચ શિક્ષણમાં મહત્ત્વનું સ્થાન આપ્યું. પિટર્સન અને એમ. એમ. ભાંડારકર જેવા વિદેશી વિદ્વાનો અને ભીમાચાર્ય ઝળકીકર જેવા દેશી શાસ્ત્રીઓ દ્વારા,

સંસ્કૃત શીખતા આ નવીન પરિસ્થિતિનો લાભ મણિલાલ અને ગોવર્ધનરામની પેઢીએ સારી પેઠે લીધો હતો મણિલાલ, ગોવર્ધનરામ અને આનંદશંકરનું સંસ્કૃતિચિંતન, નરસિંહરાવના ભાષાશાસ્ત્ર વિષયક વ્યાખ્યાનો મણિલાલ બાળાશંકર અને કલાપીનાં ગઝલો, કેશવલાલ ધ્રુવના સંસ્કૃત ગ્રંથોના ભાષાંતર-સંપાદન, કૃષ્ણલાલ ઝવેરીના ફારસી-અરબી સંબંધી સંશોધનલેખો અને મણિલાલ ગોવર્ધનરામ તથા બળવંતરાય ઠાકોર જેવાનું ગદ્યખેડાણ અંગ્રેજી ઉપરાંત સંસ્કૃત અને ફારસી ભાષાસાહિત્યની ગુજરાતી સાહિત્ય ઉપરની અનેકવિધ અસર બતાવી આપે છે આમ ઓગણીસમી સદીના ઉત્તરાર્ધ દરમ્યાન, અંગ્રેજી કેળવણીએ ગુજરાતી સાહિત્ય અને સાહિત્યકારોના ઘડતરમાં અગત્યનો ભાગ ભજવ્યો હતો પ્રજાના મધ્યમ વર્ગમાં ઊંચા હોદ્દાની સરકારી નોકરી માટે ખ્વાએશ જાગી હતી એટલે પાદરીઓના પ્રયત્ન ઉપરાંત ખાનગી સાહસોથી પણ ઠેર ઠેર શાળાઓ અને કોલેજો નીકળતી જતી હતી છતાં પ્રજાનો મોટો વર્ગ ઉચ્ચ શિક્ષણનું મૂલ્ય સમજતો નહોતો, અને જે સમજતો હતો તેને આર્થિક સગવડ નહોતી મણિલાલના પિતાની માફક ઘણા માબાપ પોતાના સંતાનને ભણવા મુંબઈ જેટલે પણ મોકલવા રાજી નહોતા પછી અભ્યાસાર્થે પરદેશ મોકલવાની તો વાત જ શી કરવી?

અંગ્રેજી શિક્ષણની આપણા પ્રજાજીવન પર પડેલી અસરનું મણિલાલે વિસ્તૃત પૃથક્કરણ કર્યું છે તેમાં સ્ત્રીસન્માનની ભાવના, સંસ્કૃત ભાષાનો અભ્યાસ અને રાષ્ટ્રીય સ્વાતંત્ર્યનો વિચાર એ ત્રણ બાબતોને તેમણે અંગ્રેજી કેળવણીથી થયેલા મુખ્ય લાભ ગણાવ્યા છે પણ મણિલાલનો જન્મ થયો તે પહેલાંથી શિક્ષણને બહાને ખ્રિસ્તી પાદરીઓએ વટાળપ્રવૃત્તિ શરૂ કરી દીધી હતી તે હિંદુ સમાજ અને સંસ્કૃતિને માટે ભયજનક નીવડી આ વખતે હિંદુ ધર્મની સ્થિતિ અપ્રગતિક હતી એ પરિસ્થિતિનો લાભ લઈને પાદરીઓએ હિંદુ ધર્મ તથા સમાજના છિદ્રો શોધી કેળવાયેલા

નવજવાનો સમક્ષ ખુલ્લાં કરવા માંડ્યાં. ધર્મને નામે થતો અનાચાર, છેતરપિંડી અને પ્રતિબંધોથી કંટાળેલો જુવાન વર્ગ ઝડપથી નવા વિચારો ગ્રહણ કરવા લાગ્યો, એટલું જ નહીં, ખ્રિસ્તીધર્મ તરફ આકર્ષાયો પણ ખરો. બીજી તરફ, નીચલા થરના લોકોની હિંદુ સમાજે ઉપેક્ષા કરી હતી તે કારણે, તેમજ આર્થિક સંક્રામણને લીધે, હરિજન જેવી દુભાયેલી કોમે તો, પાદરીઓએ બનાવેલ લોભલાલચને વશ થઈને, ઉઘાડે છોગે, ખ્રિસ્તી ધર્મનો સ્વીકાર કરવા માંડ્યો. ૧૮૫૨ની આખરે ભારતમાં ખ્રિસ્તી ધર્મમાં વટલેલા હિંદીઓની સંખ્યા એક લાખથી વધુ હતી.

પાદરીશાઈ કેળવણીએ બંગાળમાં જેટલું વર્ચસ્વ જમાવ્યું હતું તેટલું ગુજરાતમાં તે જમાવી શકી નહોતી. બીજા પ્રાંતોની તુલનાએ ગુજરાત પ્રાંત ખ્રિસ્તી વટાળ-પ્રવૃત્તિનો પણ ઓછો ભોગ બન્યો હતો. તેમ છતાં ગુજરાતનો જુવાન કેળવાયેલો વર્ગ, અમુક ઠરેલ બુદ્ધિના વિચારવંત દેશહિતૈષીઓને સચિંત કરી મૂકે તેટલા પ્રમાણમાં, પાશ્ચાત્ય સંસ્કારોથી રંગાવા લાગ્યો હતો તે ચોક્કસ.

ઓગણીસમી સદીમાં ભારતીય સંસ્કૃતિનો પ્રાણ ઉપર્યુક્ત કારણે શીર્ણ થવા લાગ્યો ત્યારે તેના રક્ષણ-શોધન અર્થે ગુજરાતમાં બે પ્રકારનાં સાંસ્કારિક આંદોલનો ઉદ્‌ભવ્યાં હતાં : (૧) ઉચ્છેદાત્મક, (૨) સંરક્ષણાત્મક. પહેલા પ્રકારમાં દુર્ગારામ, નર્મદ, કરસનદાસ, મહીપતરામ આદિ સુધારકોની પ્રવૃત્તિ આવે; ત્યારે બીજામાં સ્વામી-નારાયણ સંપ્રદાય, પ્રાર્થના સમાજ, આર્ય સમાજ અને થિયોસો-ફિકલ સોસાયટી જેવી સંસ્થાઓનાં કાર્યો તથા મણિલાલ અને ગોવર્ધનરામ જેવાનાં લખાણોનો સમાવેશ થાય.

સ્વામીનારાયણે જૂના વૈષ્ણવ ધર્મમાંથી વિલાસિતા ગાળી નાખીને નીતિશુદ્ધિનો મહિમા સમજાવ્યો અને સમાજના નીચલા થરોની નૈતિક સુધારણા કરીને હિંદુ ધર્મના આત્મશોધક બળ

હિંદુ સમાજની અજોડ સેવા કરી હતી. સ્વામીનારાયણ ધર્મના સ્થાપક શ્રી સહજાનંદ સ્વામીના અવસાન અગાઉ બે વર્ષે (૧૮૨૮) બંગાળમાં રાજા રામમોહનરાયે હિંદુ સમાજથી જુદા પડીને ઐશ્વરની ઉપાસનાનું ઉદ્બોધન કરતી 'બ્રાહ્મ સમાજ'ની સ્થાપના કરી હતી, જેણે કેટલાક હિંદુઓને ખ્રિસ્તી થતા અટકાવ્યા હતા. તેના પડઘારૂપે પહેલાં મુંબઈમાં (૧૮૬૭) અને પછી અમદાવાદમાં (૧૮૭૧) 'પ્રાર્થના સમાજ'ની સ્થાપના થઈ. તે પહેલાં ગુજરાતમાં દુર્ગારામ મહેતાજીએ 'માનવધર્મ સભા' દ્વારા ઉચ્ચનીચના ભેદ, કરજિયાત વૈધવ્ય, ભૂતપ્રેત–જાદુમંતર આદિના વહેમ, અંધશ્રદ્ધા અને મૂર્તિપૂજા જેવી રૂઢિઓ અને માન્યતાઓ સામે પોતાને સૂઝી તેવી સ્વતંત્ર, બુદ્ધિપ્રમાણિત વિચારશ્રેણી પ્રચલિત કરવાનો પુરુષાર્થ કર્યો હતો.

દુર્ગારામે ગુજરાતમાં પહેલવહેલો સુધારાનો પોકાર ઉઠાવીને 'આખા પ્રાંતને ઘણા યુગની ભરનિદ્રામાંથી ચોંકાવ્યો અને તે બાવરું બાવરું જોવા લાગ્યો.' નર્મદે ભાષણો અને લેખો દ્વારા સંસારસુધારાનો ઉપદેશ કરીને તેમજ અનેક સુધારાઓને અમલમાં મૂકીને, આ બાવરું બાવરું જોતા સમાજને સંપૂર્ણપણે જાગ્રત કર્યો. તે આત્મારામ પાંડુરંગને ત્યાં, તેના પ્રયત્નથી, ગુજરાતનું પહેલું, દિવાળી નામની બ્રાહ્મણ વિધવાનું ગણપત નામના બ્રાહ્મણ સાથે, પુનર્લગ્ન (૧૮૬૦) થયું. ૧૮૬૨માં મુંબઈની વરિષ્ઠ અદાલતમાં 'મહારાજ લાયબલ કેસ' ચાલ્યો—જેમાં 'સત્યપ્રકાશ'ના તંત્રી કરસનદાસ મૂળજીએ વૈષ્ણવોના જદુનાથજી મહારાજ સામે જબ્બર બાથ ભીડીને અપૂર્વ વિજય પ્રાપ્ત કર્યો હતો.

પરંતુ એ બધી ઉચ્છેદક પ્રવૃત્તિઓ હતી. પરસંસ્કારના ધસમસતા પૂર સામે ટકી રહેવા સારુ કેવળ ખંડનાત્મક સુધારાની નીતિ પ્રજાને ભાગ્યે જ પૂરતું બળ કે પ્રેરણા આપી શકે. તેને માટે

ધર્મગ્રંથોની આવશ્યકતા છે. ઉચ્છેદક નીતિવાળા સમાજસુધારકોએ ધર્મ-તત્ત્વ-શોધનને ઝાઝું મહત્ત્વ આપેલું નહીં, એટલે કેળવાયેલો બુદ્ધિશાળી વર્ગ શ્રદ્ધા મૂકી શકે તેવું કશું તેમની પાસેથી મળી શક્યું નહીં. આ સંજોગોમાં કેટલાક વિચારવંત શિક્ષિતોએ સ્વધર્મનું સાચું સ્વરૂપ શોધવાના ઉદ્દેશથી પ્રેરાઈને મુંબઈ-અમદાવાદમાં રચનાત્મક સુધારાપ્રવૃત્તિનો આરંભ કર્યો.

બુદ્ધિવર્ધક સભામાં તત્ત્વચર્ચા કરવાની બંધી હોવાથી નર્મદે તેને માટે એક જુદી 'તત્ત્વશોધક સભા' (૧૮૬૦) સ્થાપી હતી. પછી બ્રાહ્મસમાજના અગ્રણી કેશવચંદ્ર સેનની પ્રેરણાથી મુંબઈના ડૉ. રામકૃષ્ણ ભાંડારકર, નારાયણ ચંદાવરકર, ન્યાયમૂર્તિ રાનડે વગેરે વિદ્વાનોએ 'પ્રાર્થના સમાજ' (૧૮૬૭) સ્થાપી. અમદાવાદમાં એ વાતે ભોળાનાથ સારાભાઈ 'ધર્મસભા' (૧૮૫૮) ચલાવતા હતા. તેમના તથા મહીપતરામ નીલકંઠના પ્રયત્નથી ત્યાં પણ પ્રાર્થના સમાજ (૧૮૭૧) સ્થપાઈ. મૂર્તિની સહાય વિના ઈશ્વરની સાચા દિલથી ભક્તિ કરવી તે આ સમાજનો મુખ્ય ઉદ્દેશ હતો. સમાજસુધારણા પણ તેની પ્રવૃત્તિનું એક અંગ હતું. દર રવિવારે પ્રાર્થનામંદિરમાં ઈશ્વરની પ્રાર્થના કે ભજનો ગવાતાં. ભોળાનાથે તેને માટે ખાસ 'પ્રાર્થનામાળા' રચી હતી. ગુજરાતના ગામડે ગામડે સમાજનો પ્રચાર કરવા સારુ સંસ્થા તરફથી 'મિશનરી' કાર્ય પણ યોજેલું હતું. પરંતુ અંગ્રેજી પોશાક અને રીતભાતથી પાશ્ચાત્ય સંસ્કારોની છાપ પાડતા તેના ઘણાખરા કાર્યકર્તાઓ લોકોમાં જોઈએ તેવો વિશ્વાસ જગાડી શક્યા નહીં. મણિલાલ અને બાળાશંકરે પંદર વર્ષની ઉંમરે નડિયાદમાં પ્રાર્થના સમાજ સ્થાપી હતી, પણ તેમના માબાપના આગ્રહથી તેમને એ સંસ્થા બંધ કરવી પડી હતી. રમણભાઈ અને નરસિંહરાવ દ્વારા થયેલ ધર્મ-તત્ત્વની ચર્ચા-પર્યેષણા પૂરતી તેની સાહિત્યક્ષેત્રે અસર થઈ, પણ ગુજરાતની સામાન્ય હિન્દુ જનતા પર તો પ્રાર્થના સમાજની ધાર્મિક પ્રવૃત્તિનો કોઈ ચિરસ્થાયી પ્રભાવ પડ્યો ન

પાછળથી મણિલાલને ધર્મ અને સમાજની વિચારણામાં પ્રાર્થના સમાજના અગ્રણી રમણભાઈ સાથે લાંબા વિવાદમાં ઊતરવું પડ્યું હતું.

૧૮૭૫માં પ્રાર્થના સમાજના કરતાં વધુ બળશાળી ધર્મસંસ્થા આર્ય સમાજની સ્થાપના થઈ. તેના સ્થાપક સ્વામી દયાનંદ સરસ્વતીએ હિંદુ ધર્મમાંથી મૂર્તિપૂજાનો નિષેધ કરીને વેદધર્મની ઉત્કૃષ્ટતા પ્રવર્તાવી. હિંદુઓનુ સંગઠન કરીને તેમણે ગુરુકુળો સ્થાપ્યાં અને શુદ્ધીકરણ તથા અંત્યજોદ્ધારની પ્રવૃત્તિઓ પણ આરંભી.

કેળવણીમાં ધર્મ, શરીરવિકાસ તથા હુન્નરજ્ઞાનને મહત્ત્વ આપવાની હિમાયત અર્વાચીન યુગમા સૌથી પ્રથમ સ્વામી દયાનંદે કરી છે. કન્યાવિદ્યાલયો, વિધવાગૃહો અને અનાથાશ્રમો સ્થાપીને એ દિશામાં પણ આર્ય સમાજે સક્રિય સેવા બજાવી છે. આર્ય સમાજનું મુખ્ય ક્ષેત્ર પંજાબ હતું. તેમ છતાં એકંદરે, આ સચેતન પ્રવૃત્તિએ ગુજરાત ખાતે પણ હિંદુ ધર્મના પુનરુત્થાનને પોષે એવી ઠીકઠીક જાગૃતિ આણી હતી એમ કહી શકાય. મણિલાલ કહે છે તેમ, 'એણે જ આપણને પાશ્ચાત્ય અંધકારની નિદ્રામાંથી જાગ્રત કરી પૂર્વાભિમુખ કર્યા છે.'[૧]

આર્ય સમાજની સ્થાપના પછી એકબે વર્ષમાં જ નર્મદની ઉચ્છેદક સુધારાપ્રવૃત્તિનાં વળતાં પાણી શરૂ થાય છે. એને સુધારક વર્ગમાં સ્વાર્થ, સંકોચ, અસત્ય, અમર્યાદા, બીરુતા ઇત્યાદિ દોષ દેખાય છે અને સાત વર્ષના નિવૃત્તિ–પ્રવૃત્તિના મંથનને અંતે પ્રાચીન આર્ય ધર્મના નિવૃત્તિમાર્ગ ઉપર તેની શ્રદ્ધા દૃઢ થાય છે. આથી સને ૧૮૭૭ના અરસામાં, પોતે અગાઉ ઉપદેશેલ સુધારાઓનો ખુલ્લો વિરોધ કરીને તેણે નવીન નીતિ જાહેર કરી કે "સ્વધર્મનું સંરક્ષણ ને ન્યાયબુદ્ધિનું પાલન–બ્રાહ્મણબુદ્ધિનું માહાત્મ્ય અને ક્ષાત્રબુદ્ધિનું ઔદાર્ય એ અમારું મન છે."[૨]

૧ 'સુદર્શન ગદ્યાવલિ', પૃ. ૯૨.
૨. 'ગુજરાતી' સાપ્તાહિક, તા. ૭-૧૧-૧૯૧૫

બરાબર આ જ અરસામાં (૧૮૭૮) ભારતમાં પશ્ચિમના સંસ્કાર-પ્રવાહને અટકાવનારી નાની શિનારૂપે 'થિયોસોફી' નામે એક બીજી પ્રવૃત્તિ પણ શરૂ થઈ હતી. તેના સ્થાપકો કર્નલ ઑલ્કોટ અને મૅડમ બ્લેવેટ્સ્કી સ્વામી દયાનંદની પ્રતિભાથી આકર્ષાઈને આર્ય ધર્મવિદ્યા ભણી આકર્ષાયા હતા. આ સંસ્થાએ હિંદુ ધર્મના યોગ તથા અધ્યાત્મવિદ્યાના રહસ્યોને સ્ફુટ કરી બતાવીને જુવાનવર્ગને સ્વધર્માભિમુખ કરવામાં મહત્ત્વનો ફાળો આપ્યો છે. મણિલાલ આ અધ્યાત્મ મંડળના જિંદગીભર સભ્ય રહ્યા હતા અને તેની પ્રવૃત્તિ વિશે તેઓ 'સુદર્શન'માં નિયમિત લખતા હતા. એ અરસામાં 'મહાકાલ' માસિક દ્વારા યોગવિદ્યાની ચમત્કારિક વાતોનું રહસ્ય સમજાવીને તેમજ યોગના પ્રયોગો કરીને શ્રીમન્ નૃસિંહાચાર્યે તેમજ તેમના શ્રેયસ્સાધક અધિકારી વર્ગે પણ આ દિશામાં નોંધપાત્ર કાર્ય કર્યું હતું.

ઈ. સ. ૧૮૮૧માં સુધારાના સેનાની નર્મદે 'સુધારાએ બુદ્ધિ-ચાંચલ્ય, પ્રચ્છન્નશક્તિ અને સાહસવૃત્તિ દેખાડ્યાં છે'[૩] એટલું તેને જમે પક્ષે નોંધીને સુધારાનું વિસર્જન કર્યું. તે જ વર્ષમાં આર્ય સમાજ અને થિયૉસૉફિકલ સોસાયટી પરસ્પર મતભેદને કારણે જુદાં પડ્યાં. પ્રાચીન હિંદુ ધર્મકર્મ પર પૂર્ણ શ્રદ્ધા રાખતો થઈ ગયેલો નર્મદ હવે સનાતની હસ્તના ઉદ્ગાર કાઢે છે :

"નિવૃત્તિ ધર્મ વિષયમાં વેદોક્ત સનાતન ધર્મ છે તે જ લોકે પાળવો, સુધારાનો કે સમાજવાળાનો નહિ, નહિ ને નહિ." "સ્વધર્મ શું છે તે જાણ્યા વિના વગર વિચારે પારકું લેવું એ હહાપણ છે ? સ્વધર્મ પ્રથમ જાણો, સમાજ-વાળા જે નથી જાણતા તેને શું કરવા પૂછવું ? કાં ના પૂછવું આચાર્યોને ગુરૂને કે બ્રાહ્મણોને ?"[૪]

સનાતન વેદોક્ત ધર્મને એકનિષ્ઠાથી વરેલો નર્મદ આ રીતે

---

૩ 'ધર્મવિચાર' (ત્રીજી આવૃત્તિ), પૃ. ૩૭

૪ 'ધર્મવિચાર', પૃ. ૭

ધર્મરક્ષક મનની યોજના કરીને મંડલક પદ સ્થાપે છે ગુજરાતી રક્ષણમતવાદીઓમાં નર્મદ પહેલો આવે છે પ્રાચીન હિંદુ ધર્મ પર શ્રદ્ધા દૃઢ થતાં લોકોમાં 'સતગુણ' ધર્મનો પ્રચાર કરવાની તેનામાં ઉત્કટ મહત્ત્વાકાંક્ષા જાગે છે તદનુસાર સક્રિય પ્રવૃત્તિ પણ તેના શૂર સ્વભાવને છાજે તેવા લેખો લખીને અને વ્યાખ્યાનો આપીને તે તત્કાળ શરૂ કરી દે છે પરંતુ તે પ્રવૃત્તિ મહોરે અને પરિપક્વ ફળ આપે તે પહેલાં તેને દિવ્યધામથી તેડુ આવે છે

નર્મદ લાંબુ જીવ્યા હોત, તોપણ આ કાર્ય સફળતાથી પાર પાડી શકત કે કેમ એ શંકાસ્પદ છે તેનામાં નિરૂત્તા અને ઊંડો ધર્માનુભવ પૂરતા હતા નહીં આ પ્રકારની યોગ્યતા તેના ઉત્તરાધિકારી મણિલાલમાં હતી

નર્મદે સુધારાનું વિસર્જન કર્યું ત્યારે (૧૮૮૬) મણિલાલ મુંબઈમાં સરકારી ગુજરાતી નિશાળોના ડેપ્યુટી એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર તરીકે કામ કરતા હતા લગભગ આ જ અરસામાં, તેઓ કોને ત્યાં રહેવાથી આવેલું નાસ્તિકપણું તજીને પહેલાંની પેઠે સંધ્યાવંદનનો ક્રમ ચાલુ કરે છે અને પૂર્વ-પશ્ચિમના ધર્મ-તત્ત્વજ્ઞાનની તુલનાને અંતે પ્રાચીન આર્ય ધર્મ તથા શાંકર વેદાંત પર શ્રદ્ધા મૂકે છે વસ્તુતઃ એ જ વખતે તેમની જાહેર પ્રવૃત્તિનો આરંભ થાય છે નર્મદને મણિલાલમાં પોતાનો સમાનધર્મા પ્રતીત થાય છે

જુવાન મણિલાલને મરણપથારીએ પડેલો નર્મદ પોતે ઉપાડેલું આર્યધર્મરક્ષણનું કાર્ય વિશ્વાસપૂર્વક સોંપે છે આપણે હવે પછીનાં પ્રકરણોમાં જોઈશું તેમ, નર્મદનાં આદર્યાં અધૂરાં રહેલાં કામ મણિલાલ ભારે ગૌરવ અને સામર્થ્યપૂર્વક પૂરાં કરે છે આમ ઓગણીસમી સદીના ગુજરાતના ધર્મ-તત્ત્વચિંતનની વિકાસ-શૃંખલામાં મણિલાલની કડી તેના પુરોગામી સાથે અહીં અત્યંત સ્વાભાવિક ક્રમમાં સંધાઈ જાય છે

## [૨]

# જન્મ ને કુટુંબ

**શ્રી** મણિલાલનો જન્મ વિ. સં. ૧૯૧૪ના ભાદરવા વદ ચોથ, ઈ. સ. ૧૮૫૮ના સપ્ટેંબર મહિનાની ૨૬મી તારીખે[1] પ્રાતઃકાળે નડિયાદમાં થયો હતો. નડિયાદમાં જ તેમનું ઘર અને તેમનું મોસાળ હતું. મણિલાલનો જન્મ મોસાળમાં થયો હતો.

મણિલાલના દાદા ભાઈલાલ દવે નડિયાદની સાઠોદરા જ્ઞાતિમાં પ્રસિદ્ધ પુરુષ થઈ ગયા. સાઠોદરા નાગર જ્ઞાતિના બ્રાહ્મણ અને ગૃહસ્થ એવા વિભાગો છે. મણિલાલનું કુટુંબ બ્રાહ્મણ વર્ગમાં હતું. નડિયાદમાં એ વખતે ગૃહસ્થ નાગર અને બ્રાહ્મણ નાગર વચ્ચે સતત સંઘર્ષ ચાલ્યા કરતો હતો. બંને વચ્ચે કન્યાની લેવડદેવડનો રિવાજ અમુક અંશે હતો, પણ બ્રાહ્મણ વર્ગ ક્રિયાકાંડી હોવાને કારણે તેઓ ગૃહસ્થ બ્રાહ્મણોને હલકા ગણતા.

મણિલાલ પોતાના આત્મવૃત્તાંતમાં આ ગૃહસ્થ નાગરોની ટીકા કરતાં કહે છે:

"અમે બ્રાહ્મણો ફક્ત અમારી જ્ઞાતિના ગૃહસ્થની જ દક્ષણા લઈ કર્મ કરાવીએ. પણ નડિયાદના ગૃહસ્થો તો કડિયા, કુંભાર, કણબી વગેરેનું ગોરપદું અદ્યાપિ કરે છે."[2]

---

૧. જુઓ 'મણિલાલ નભુભાઈની આત્મકથા', 'વસંત' વર્ષ ૨૯, અંક ૪, પૃ. ૧૨૪ અસલ આત્મવૃત્તાંત જોડે મેળવી જોતાં આ તારીખ સાચી છે.

૨ 'વસંત': ૨૯-૪-૧૨૪.

મણિલાલના કુટુંબે તેમના પિતામહના સમયથી જ ગોરપદાનો ધંધો, યજમાનનાં એક કે બે અને તે પણ સહિયારાં ઘર રહ્યાં હોવાથી, લગભગ છોડી દીધો હતો. એમની મુખ્ય વૃત્તિ નોકરી કે વેપાર હતી

મણિલાલના દાદા ભાઈલાલ દવે નડિયાદમા ફોજદાર હતા નાતની અંદર ખરચ-ખૂટણમા તેમણે પહેલો નબર મેળવ્યો હતો તેમની જ્ઞાતિમાં મરણોત્તર ક્રિયા નિમિત્તે ભોજનપ્રસગે ચાદોદ કરનાળી વગેરે સ્થળોએથી બ્રાહ્મણોને તેડાવી દરેકને ચાર-પાચ રૂપિયા દક્ષિણા આપવાનો રિવાજ તેમના દાદાથી શરૂ થયાનુ મણિલાલ નોધે છે. ટૂંકામાં જ્ઞાતિમર્યાદા પાળનાર સનાતની તરીકે ભાઈલાલ દવે નડિયાદમાં પ્રતિષ્ઠા પામ્યા હતા

ભાઈલાલ દવેને ત્રણ દીકરા અને એક દીકરી એમ કુલ ચાર સંતાન હતાં. દીકરામાં હરિભાઈ, હર્ષદરાય ને સહુથી નાના નભુભાઈ હતા નભુભાઈ એ મણિલાલના પિતા.[3]

૩ ભાઈલાલ દવેના કુટુબનુ મણિલાલ પૂરતુ વશ-વૃક્ષ નીચે પ્રમાણે છે:



ભાઈલાલ દવે ગુજરી ગયા પછી ત્રણે પુત્રો જુદા થયા. આમાં ઘર, રોકડ, ઘરેણાં, વાસણકૂસણ અને ઉઘરાણી મળીને કુલ દમથી અગિયાર હજાર રૂપિયાની મિલકત નભુભાઈને ભાગ આવી હતી. આ ઉપરથી કહી શકાય કે મણિલાલના કુટુંબની આર્થિક સ્થિતિ એકંદરે સારી હતી.

મણિલાલના પિતા નભુભાઈએ કદી નોકરી કરી નહોતી. તેમણે વ્યાજવટાનો ધંધો કર્યો હતો. પૈસા બીજા પાસેથી થોડા વ્યાજે લાવી, વધારે વ્યાજે બીજાને ધીરતા હતા. આ ઉપરાંત, એકાદ બે યજમાનના ઘરનું ગોરપદું પણ સંભાળી લેતા.

નભુભાઈના પ્રથમ પત્ની નિ:સંતાન મૃત્યુ પામ્યાં, એટલે તેઓએ બીજી વાર લગ્ન કર્યાં હતાં. બીજી વારનાં પત્ની નિરધાર મણિલાલનાં માતુશ્રી થાય. મણિલાલ કહે છે, કે તેમનાં સાવકી મા સ્વભાવે સારાં નહોતાં, ને ભવિષ્યમાં એવાં સાવકી માનાં બહેનની દીકરી (મામીની દીકરી) સાથે તેમનાં પનારાં પડ્યાં હતાં.[૪] તેમને એક નાના ભાઈ હતા. તેમનું નામ માધવલાલ. મણિલાલને બે પુત્રો થયા હતા: ઓચ્છવલાલ અને ચીમનલાલ, જે વીસ-બાવીસ વર્ષની જુવાન વયમાં મૃત્યુ પામ્યા હતા ઓચ્છવલાલના દીકરા રમણલાલ અને ચીમનલાલની દીકરી વિદ્યાબહેન હાલ હયાત છે.

નભુભાઈની પાડોશમાં શ્રી ગિરધરલાલ ત્રિવેદી કરીને એક ભાઈ રહેતા હતા. તેઓ પણ સાઠોદરા નાગર હતા, ને નડિયાદની કોર્ટમાં નાજર હતા. ગિરધરલાલને નભુભાઈ સાથે સારો સંબંધ હતો. વળી નભુભાઈ ગિરધરલાલના વેવાઈના ગોર હતા. ગિરધરલાલ જ્યોતિષ વિદ્યામાં પ્રવીણ હતા. બાળક મણિલાલની કુંડળી જોઈ તેમણે નભુભાઈને કહ્યું:

૪. 'વસંત', ૨૯-૪-૧૨૩, ૧૨૪.

મણિલાલના કુટુંબે તેમના પિતામહના સમયથી જ ગોરપદાનો ધંધો, યજમાનના એક કે બે અને તે પણ સહિયારા ઘર રહ્યાં હોવાથી, લગભગ છોડી દીધો હતો. એમની મુખ્ય વૃત્તિ નોકરી કે વેપાર હતી.

મણિલાલના દાદા ભાઈલાલ દવે નડિયાદમાં ફોજદાર હતા. નાતની અંદર ખરચ-ખૂટણમાં તેમણે પહેલો નંબર મેળવ્યો હતો. તેમની જ્ઞાતિમાં મરણોત્તર ક્રિયા નિમિત્તે ભોજનપ્રસંગે ચાદોડ, રનાગા વગેરે સ્થળોએથી બ્રાહ્મણોને તેડી દરેકને ચાર-પાંચ રૂપિયા દક્ષિણા આપવાનો રિવાજ તેમના દાદાથી શરૂ થયાનું મણિલાલ નોંધે છે. ટૂંકામાં જ્ઞાતિમર્યાદા પાળનાર સનાતની તરીકે ભાઈલાલ દવે નડિયાદમાં પ્રતિષ્ઠા પામ્યા હતા.

ભાઈલાલ દવેને ત્રણ દીકરા અને એક દીકરી એમ કુલ ચાર સંતાન હતાં. દીકરામાં હરિભાઈ, હરદેરામ ને સહુથી નાના નભુભાઈ હતા. નભુભાઈ એ મણિલાલના પિતા.[3]

3 ભાઈલાલ દવેના કુટુંબનું મણિલાલ પૂરતું વંશવૃક્ષ નીચે પ્રમાણે છે:

ભાઈલાલ ગણપતરામ



[૩]

## અભ્યાસ અને ઉછેર

આશરે ચાર વર્ષની ઉંમરે, મણિલાલને દયાશંકર પંડ્યાની ગામઠી નિશાળે મૂકવામાં આવ્યા. સાત વર્ષની વયે તેમને ઉપનયન સંસ્કાર થયો. સાધારણ આંક અને વાચન સિવાય ગામઠી નિશાળમાં તેઓ ખાસ કાંઈ ભણી શક્યા નહિ. હિસાબ ગણવા પ્રત્યે તેમને એટલો કંટાળો આવતો કે ગણિતના સમયમાં ગેરહાજર રહેવાનું મન થતું.

આ વખતે તેમના શિક્ષણની દેખરેખ રાખે એવું કોઈ નહોતું. તેમના પિતાને નવી કેળવણીની ઉપયોગિતા વિશે બિલકુલ સમજ ન હતી. દીકરાને થોડુંક વાંચતાંલખતાં આવડે એટલે કોઈને ત્યાં મુનીમ તરીકે થોડા વખત રાખીને, તેને પોતાના ધંધામાં દાખલ કરી દેવો એવી ટૂંક નભુભાઈની ગણતરી હતી.

આથી તો ગુજરાતી પાંચ ધોરણ પૂરાં કરીને અંગ્રેજી નિશાળમાં દાખલ થવાનું આવ્યું, ત્યારે કિશોર મણિલાલને પિતા પાસેથી અભ્યાસ આગળ વધારવાની રજા મહાપરાણે–'રડી કકળીને'–મેળવવી પડી. અંગ્રેજી પહેલા ધોરણમાં અભ્યાસનું રગશિયું ગાડું જેમ તેમ ચાલ્યું, પણ બીજા ધોરણમાં ઝવેરલાલ લલ્લુભાઈ નામના તેમની જ્ઞાતિના શિક્ષકે મણિલાલ તરફ મમત્વ દાખવીને તેમને યોગ્ય દોરવણી આપી, જેને પરિણામે તેઓ બીજા ધોરણમાં પહેલે નંબરે પાસ થયા. તેમને ઇનામ મળ્યું.

"આ છોકરો તમારા કુળમાં કુળદીપક નીવડશે.'

પિતાએ કહ્યું: 'ગોરપદું કરતા બ્રાહ્મણને ઘેર વળી કુળદીપક કેવા?'[૫]

મણિલાલનો ઉછેર, પ્રારંભનાં તેર–ચૌદ વર્ષ સુધી મોટે ભાગે મોસાળમાં જ થયો હતો. મોસાળ પક્ષની આર્થિક સ્થિતિ સારી હતી. વળી મામા–મામીને ત્યાં કોઈ સંતાન નહોતું, એટલે, કિશોર વય લગભગ પૂરી થઈ ત્યાં સુધી મણિલાલનું લાલન–પાલન મોસાળમાં જ થયું.

બાળ મણિલાલ બહુ લાડકોડ સાથે ઊછર્યા. સહુ તેમને 'હાથમાં ને હાથમાં રાખતાં' હતાં.

૫ ડૉ. લક્ષ્મીપ્રસાદ ત્રિવેદીની મુલાકાતને આધારે

શાક-દૂધ લેવા ન જાય, શ્રાદ્ધ-સંવત્સરી નિમિત્તે કોઈને ત્યાં ભોજન-દક્ષિણાર્થે પણ ન જાય અને તેમને ઉપયોગી જણાતા નામાને તો હાથ પણ ન લગાડે: આ બધાં કારણોથી ચિડાઈને નભુભાઈએ મણિલાલનો અભ્યાસ અટકાવવાનું નક્કી કર્યું. પરંતુ સદ્દભાગ્યે શિક્ષકો વચ્ચે પડ્યા એટલે મેટ્રિક્યુલેશન પર્યંત અભ્યાસ ચાલુ રાખવાની અનુમતિ મણિલાલને મળી. તોપણ પોતાનું ભાવિ અનિશ્ચિત છે એમ સમજીને તેમણે સરકારી નોકરી માટે ઉપયોગી 'ફર્સ્ટ ક્લાસ પબ્લિક સર્વિસ સર્ટિફિકેટ' લઈ રાખ્યું.

સાતમા ધોરણમાં મણિલાલને તેમના મુખ્ય શિક્ષક દોરાબજી એદલજી ગીમીએ ઉત્તમ માર્ગદર્શન આપ્યું. તેમને મણિલાલ પ્રત્યે ઘણી મમતા હતી. ગીમી સાહેબની સૂચનાથી મણિલાલે ઘણાં અંગ્રેજી પુસ્તકો વાંચ્યાં. ટોડકૃત 'સ્ટુડન્ટ્સ ગાઈડ'ને તેમણે પોતાનું પ્રિય પાઠ્યપુસ્તક બનાવ્યું. છબીલરામ માસ્તરના આગ્રહને વશ થઈને તેમણે મૅટ્રિકમાં સંસ્કૃત ઐચ્છિક વિષય લીધો હતો.

• મણિલાલ તથા તેમના સહાધ્યાયી છગનલાલ હરિલાલ પંડ્યા ઈ. સ. ૧૮૭૫માં મૅટ્રિકની પરીક્ષામાં બેઠા. પરંતુ, પાછળથી દેશ-વિદેશમાં સંસ્કૃતના ઉત્તમ પંડિત તરીકે ખ્યાતિ પામનાર મણિલાલ અને 'કાદંબરી' જેવા કઠિન સંસ્કૃત ગ્રંથને ગુજરાતીમાં ઉતારનાર શ્રી છગનલાલ પંડ્યા સંસ્કૃતના જ વિષયમાં નાપાસ થવાથી મૅટ્રિક્યુલેશન પરીક્ષામાં નિષ્ફળ ગયા!

પછીને વર્ષે ૧૮૭૬માં ગીમી હેડમાસ્તર અને છબીલરામ માસ્તર બદલાઈ ગયા. વળી બે માસ સુધી મણિલાલે પણ સખત મંદવાડ ભોગવ્યો. આમ છતાં, સન્નિષ્ઠ શિક્ષકોએ તેમનામાં પૂરેલા ઉત્સાહ અને કર્તવ્ય-નિષ્ઠાના અંકુર મણિલાલમાં સ્વતઃ જ એવા ખીલી ઊઠ્યા કે 'લઘુકૌમુદી' અને 'અમરકોશ' રાત્રે બે વાગ્યે ઊઠીને ગોખીને તેમણે પાકાં કર્યાં.

મણિલાલની અભ્યાસ-પ્રગતિથી ખુશ થઈને મુખ્ય શિક્ષકે તેમને ત્રીજું ધોરણ કુદાવીને ચોથામાં મૂક્યા. આથી રાજી થવાને બદલે વિદ્યાર્થી મણિલાલ નિરાશ થયા! બીજે દિવસે વર્ગ-શિક્ષક દ્વારા મુખ્ય શિક્ષક પાસે જઈને તેમણે વિનતી કરી :

"મને ઉતારી પાડો."

મુખ્ય શિક્ષકે નવાઈ પામીને કહ્યું : "તું વિચિત્ર છોકરો છે! ભલે, તને એમ મરજી હોય તો જા."[1]

અંગ્રેજી ત્રીજા ધોરણમાં મણિલાલનો અભ્યાસ સારો ચાલ્યો. પણ ચોથા ધોરણની અંદર સંસ્કૃત, ગણિત અને ભૂમિતિ એ વિષયો પર તેમને એવો કંટાળો ઊપજવા લાગ્યો કે એમાંથી કોઈનો આરંભ થાય કે પોતે બહાર જતા. આમ છતાં, બીજા વિષયો સારા આવડતા હતા એટલે છઠ્ઠા ધોરણ સુધી વર્ગમાં તેમનો નંબર ખાસ ઊતર્યો નહિ.

છઠ્ઠા ધોરણમાં વળી તેમનો 'હાથ ઝાલનાર' શિક્ષક જીવન-રામ દોલતરામ મળી ગયા. જીવનરામને સંસ્કૃતનો ઘણો શોખ. મણિલાલના પિતાઈ કાકા રવિશંકર શાસ્ત્રી પાસે તેઓ 'સિદ્ધાંત કૌમુદી'નો અભ્યાસ કરવા જતા. સંસ્કૃત વ્યાકરણના નિયમો ગોખવાનો મણિલાલને કંટાળો હતો. તે ટાળવા સારુ જીવનરામ માસ્તર તેમને રવિશંકર શાસ્ત્રી પાસે 'લઘુકૌમુદી' શીખવા લઈ જવા લાગ્યા. ટૂંકા સૂત્ર રૂપે સંસ્કૃત વ્યાકરણ શીખવામાં તેમને રસ પડ્યો ને 'વળી તેની મદદથી ભૂમિતિમાં પણ રસ પડ્યો.'[2]

આ અરસામાં મણિલાલના પિતાએ અભ્યાસ બંધ કરવાનું વાર-વાર કહેવા માંડ્યું. મણિલાલ તેમના કહ્યા મુજબ દેવપૂજા ન કરે,

૧ 'વસંત' ૨૯–૪ ૧૨૫
૨. 'વસંત' ૨૯ ૪ ૧૨૮

શાક-દૂધ લેવા ન જાય, શ્રાદ્ધ-સંવત્સરી નિમિત્તે કોઈને ત્યાં ભોજન-દક્ષિણાર્થે પણ ન જાય અને તેમને ઉપયોગી જણાતા નામાને તો હાથ પણ ન લગાડે: આ બધાં કારણોથી ચિડાઈને નભુભાઈએ મણિલાલનો અભ્યાસ અટકાવવાનું નક્કી કર્યું. પરંતુ સદ્ભાગ્યે શિક્ષકો વચ્ચે પડ્યા એટલે મેટ્રિક્યુલેશન પર્યંત અભ્યાસ ચાલુ રાખવાની અનુમતિ મણિલાલને મળી. તોપણ પોતાનું ભાવિ અનિશ્ચિત છે એમ સમજીને તેમણે સરકારી નોકરી માટે ઉપયોગી 'ફર્સ્ટ કલાસ પબ્લિક સર્વિસ સર્ટિફિકેટ' લઈ રાખ્યું.

સાતમા ધોરણમાં મણિલાલને તેમના મુખ્ય શિક્ષક દોરાબજી એદલજી ગીમીએ ઉત્તમ માર્ગદર્શન આપ્યું. તેમને મણિલાલ પ્રત્યે ઘણી મમતા હતી. ગીમી સાહેબની સૂચનાથી મણિલાલે ઘણાં અંગ્રેજી પુસ્તકો વાંચ્યાં. રોડકૃત 'સ્ટુડન્ટ્સ ગાઇડ'ને તેમણે પોતાનું પ્રિય પાઠ્યપુસ્તક બનાવ્યું. છબીલરામ માસ્તરના આગ્રહને વશ થઈને તેમણે મેટ્રિકમાં સંસ્કૃત ઐચ્છિક વિષય લીધો હતો.

• મણિલાલ તથા તેમના સહાધ્યાયી છગનલાલ હરિલાલ પંડ્યા ઈ. સ. ૧૮૭૫માં મેટ્રિકની પરીક્ષામાં બેઠા. પરંતુ, પાછળથી દેશ-વિદેશમાં સંસ્કૃતના ઉત્તમ પંડિત તરીકે ખ્યાતિ પામનાર મણિલાલ અને 'કાદંબરી' જેવા કઠિન સંસ્કૃત ગ્રંથને ગુજરાતીમાં ઉતારનાર શ્રી છગનલાલ પંડ્યા સંસ્કૃતના જ વિષયમાં નાપાસ થવાથી મેટ્રિક્યુલેશન પરીક્ષામાં નિષ્ફળ ગયા!

પછીને વર્ષે ૧૮૭૬માં ગીમી હેડમાસ્તર અને છબીલરામ માસ્તર બદલાઈ ગયા. વળી બે માસ સુધી મણિલાલે પણ સખત મંદવાડ ભોગવ્યો. આમ છતાં, સન્નિષ્ઠ શિક્ષકોએ તેમનામાં પૂરેલા ઉત્સાહ અને કર્તવ્ય-નિષ્ઠાના અંકુર મણિલાલમાં સ્વતઃ જ એવા ખીલી ઊઠ્યા કે 'લઘુકૌમુદી' અને 'અમરકોશ' રાત્રે બે વાગ્યે ઊઠીને ગોખીને તેમણે પાકાં કર્યાં.

આમ, જાતમહેનતથી અભ્યાસ કરીને, મણિલાલ ૧૮૭૬ની મૅટ્રિકની પરીક્ષામાં આખી યુનિવર્સિટીમાં બીજે નંબરે પાસ થયા. તે જ વર્ષે શરૂ થયેલી, યુનિવર્સિટીની માસિક રૂપિયા વીસની કહાનદાસ મંછારામ શિષ્યવૃત્તિ તેમને મળ્યાની સરકારી ગેઝેટમાં જાહેરાત થઈ.

કૉલેજમાં દાખલ થવા સારુ મણિલાલને મુંબઈ જવું પડે તેમ હતું. પરંતુ, આગળ જોયું તેમ, તેમના પિતાને ભણતરની કિંમત નહોતી. કૉલેજનો ખર્ચ ઉપાડવા જેટલું દ્રવ્ય તો હતું, પણ શિક્ષણ પાછળ ખર્ચ કરવાની વૃત્તિ ઓછી હતી. વળી, એકના એક દીકરાને મુંબઈ જેટલે દૂર મોકલતાં માબાપને વિમાસણ થાય તે પણ દેખીતું છે. આથી નભુભાઈની ઇચ્છા મણિલાલને વતનમાં જ કોઈ ઠેકાણે નોકરી અપાવવાની હતી. બીજી બાજુ મણિલાલને આગળ અભ્યાસ કરવાની તીવ્ર ઇચ્છા હતી.

આખરે, ઉપર્યુક્ત શિષ્યવૃત્તિની શરત મુજબ પછીને વર્ષે મણિલાલ પૂનાની એન્જિનિયરિંગ કૉલેજમાં દાખલ થાય એવી કબૂલત લઈને પિતાએ તેમને મુંબઈ જવાની રજા આપી. ગણિતનો વિષય જોઈએ તેટલો પાકો નહિ હોવાથી મણિલાલનું વલણ એન્જિનિયરિંગ તરફ તો નહોતું, પણ એલ્ફિન્સ્ટન કૉલેજમાં બીજી રૂપિયા દસની શિષ્યવૃત્તિઓ પણ આપે છે એ સાંભળીને તે મુંબઈ જઈને એલ્ફિન્સ્ટન કૉલેજમાં દાખલ થયા.

ધાર્યા મુજબ ત્યાં તેમને માસિક રૂપિયા દસની છાત્રવૃત્તિ મળી. બાકીનો ખર્ચ પિતાએ આપવાની હા પાડી. વળી યુનિવર્સિટીમાં બીજે નંબરે પાસ થવાને કારણે માસિક રૂ. ૧૫)ની પ્રાગમલજી છાત્રવૃત્તિ ઉપર પણ તેમનો હક હતો. પરંતુ કહાનદાસ શિષ્યવૃત્તિ તેમને અગાઉ મળેલી હોવાથી આ બીજી છાત્રવૃત્તિ મળી શકી નહિ. આમ ઈ. સ. ૧૮૭૭ના આરંભમાં, અઢાર વર્ષની ઉંમરે, મણિલાલે કૉલેજમાં પ્રવેશ કર્યો.

ઈ. સ. ૧૮૭૫થી મણિલાલ ત્રિકાલ સંધ્યા કરતા. ઠંડા પાણીએ તારા-સ્નાન કરી પ્રાતઃસંધ્યાવંદન બાદ ગાયત્રી જપીને તેઓ હંમેશાં શિવલિંગનું પૂજન કરતા. આમ કર્યા વિના ભોજન નહિ કરવું, એવો તેમનો નિયમ હતો. વળી મધ્યાહ્નસંધ્યા કરવાનું પણ તેઓ ચૂકતા નહિ. આવા ચુસ્ત ધાર્મિક આચારનું પાલન અમુક અંશે નભુભાઈના આગ્રહને, અને ઘણે અંશે છબીલરામ માસ્તરે પાડેલા સંસ્કારને આભારી હતું. મણિલાલ મેટ્રિક પાસ થયા ત્યાં લગી આ ક્રમ અવિરત ચાલુ રહ્યો હતો.

લેખન-વાચન-વિવેચનાદિનો સાહિત્યશોખ પણ મણિલાલને આ અરસામાં લાગ્યો હતો. તેમાં 'શિક્ષાશતક' નામનો કાવ્યસંગ્રહ વિદ્યાર્થી મણિલાલે જાતે રચીને પ્રગટ કર્યાની તેમજ બાળાશંકરાદિ મિત્રમંડળના સહયોગથી 'પ્રાર્થના સમાજ', 'સ્વસુધારક મંડળ' તથા 'સાઠોદરા જ્ઞાતિ શુભેચ્છક સભા' જેવાં મંડળો તેમણે સ્થાપ્યાની હકીકત ખાસ ધ્યાનપાત્ર છે; કેમકે કવિ, વિવેચક અને જાહેર કાર્યકર્તા તરીકેની મણિલાલની ખીલેલી કારકિર્દીનાં બીજ આ નાની અને ક્ષુલ્લક ગણાતી પ્રવૃત્તિઓમાં પડેલાં છે.

## [૪]

# મિત્રમંડળ

**મણિલાલને** વિદ્યાર્થી અવસ્થામાં અનેક પ્રકારની વ્યક્તિઓ જોડે મિત્રતા બંધાઈ હતી. મિત્રતા ઉભય પ્રકારની હતી, અને તે કારણે તેની સારી અને માઠી અસરો તેમના જીવન પર જોવાય છે.

બાળાશંકર જેવા સ્નેહીના સંસર્ગથી નાનાપણથી જ મંડળી મેળવવા તરફ અને કાવ્યાદિ સાહિત્ય-રચના તરફ મણિલાલનું ચિત્ત આકર્ષાયું, જ્યારે તોફાની અને કુછંદી છોકરાઓની સોબતને કારણે તેમનું માનસ અનેક વિકૃતિઓનું ઘર બની ગયું.

આ બેઉ, પરસ્પર ભિન્ન પ્રકારના રંગ મણિલાલના માનસ પર કેવી રીતે ચડ્યા તે જોઈએ.

આત્મવૃત્તાંતમાં તેઓ પોતાના પ્રથમ અને નિકટના ગાઢ સ્નેહી તરીકે બાળાશંકર ઉલ્લાસરામ કંથારિયાને ગણાવે છે.[૧] પરંતુ બાળાશંકર નડિયાદમાં સ્થાયી રહી શકતા નહોતા એટલે મણિલાલને, ત્રીજા-ચોથા ધોરણમાં હતા ત્યારથી, 'બીજા કામચલાઉ સ્નેહીઓ' પણ થયા હતા. તેમાં નડિયાદના તેમની જ જ્ઞાતિના માણેકલાલ રણ-છોડલાલ, ત્રિકમલાલ ઘાનતરામ, અંબાલાલ ઝવેરલાલ, મોહનલાલ વજુભાઈ, હરિલાલ ગલાભાઈ અને લક્ષ્મીલાલ અંબેલાલનાં નામ તેમણે

૧. 'વસંત' : ૨૯-૪-૧૨૫

ખાસ ગણાવ્યા છે ² આમાંના છે ના બે જોડે તો પોતે મોસાળમાં રહેતા હતા ત્યારનો જૂનો પરિચય હતો

મણિલાલના આ સહાધ્યાયીઓ 'તોફાનમાં કુશળ, ભણવે ઘણા જ પછાત, અને મારામારી કરનારાળા તથા કેવળ કુછંદી હતા'³ આ છોકરાઓએ 'પચ્ચાચ' નામની મંડળી કાઢી હતી એનો ઉદ્દેશ લોકો જોડે મારામારી કરવી તથા 'અદર અદર ગફલતથી પૈસા ખાઈ જઈ' તોફાન કરવાનો હતો ઊગતી વયના આ કિશોરોને આસપાસમાં કોઈ સન્માર્ગે દોરનાર નહોતું ઊલટું, તે વખતે એમની આસપાસ અમુક અનાચારી માણસો પણ હતા કે જે બાળકોને અવળે માર્ગે લઈ જતા હતા ⁴

મણિલાલના કુછંદી મિત્રોને આવા માણસોનો ભય-ર ચેપ લાગ્યો મણિલાલને આવા વિપથગામી કૃત્યોમાં પ્રીતિ થઈ ન હતી, બલ્કે તિરસ્કાર હતો ઝવેરલાલ માસ્તરના શુભ પ્રયાસથી તેમનું ધ્યાન અભ્યાસમાં પરોવાયું હતું તેથી, તેમજ માબાપની સખત તકેદારીને કારણે, તેઓ આ સાથીઓ જોડે વધુ વખત રમી શકતા નહિ

ભણવામાં પાછળ પડેલા મિત્રોએ મણિલાલ વિશે ગંદો પ્રચાર કરવા માંડ્યો અને તેમને અનેક કુટેવોમાં ઉતારવાનો પ્રયત્ન કર્યો પણ મણિલાલ 'મને કોઈ કુટેવ લાગી શકી નહિ કે મારા અભ્યાસમાં વિઘ્ન આવ્યું નહિ' એમ કહે છે તેમ છતાં આ દુર્જનોથી તેઓ સાવ અસ્પૃષ્ટ રહી શક્યા નહિ આ ચારપાંચ વર્ષની કુસોબતે

² 'વસંત' માં પ્રકટ થયેલી મણિલાલની આત્મકથામાં આ નામો તથા તે અંગે આની તોફાનોની હકીકત છાપેલી નથી શ્રી પ્રતાપી પણ પોતાના ચરિતલેખમાં આ હકીકત મૂકી શક્યા નથી મણિલાલના અપ્રગટ આત્મવૃત્તાંતના પૃ ૭ ઉપર આ હકીકત મળે છે

³ 'વસંત ૨૮—૪—૧૯૫ ૧૨૬

⁴ અપ્રગટ આ વૃ, પૃ ૭

તેમની 'જુવાન મનોવૃત્તિઓને, ફળિયાની બે-ત્રણ છોકરીઓ તરફ કુદૃષ્ટિ કરવાની હદ સુધી,'[5] ઉશ્કેરી મૂકી હતી.

કુછંદી મિત્રોના સંસર્ગે તેમના સ્વભાવમાં કામુકતાનું બીજ નાખ્યું એમ કહી શકાય. સદ્ભાગ્યે, મણિલાલ જ્યારે ચોથા ધોરણમાં આવ્યા, તે વખતે અંદર અંદર વેર થવાને લીધે 'પંચલાલ' મંડળી વિખેરાઈ ગઈ એટલે તેમનો તેની સાથેનો સંબંધ નહિવત્ થઈ ગયો.[6]

મણિલાલ કુછંદી મિત્રોના પાશમાંથી મુક્ત થયા તે વખતે તેમના પૂર્વસ્નેહી બાળાશંકર નડિયાદ આવી રહ્યા હતા. બન્ને સમવયસ્ક હતા, પરંતુ ભણવામાં બાળાશંકર મણિલાલથી એક વર્ષ પાછળ હતા.

બાળાશંકર ઉપરાંત, મણિલાલના હાઈસ્કૂલના સહાધ્યાયીઓમાં નાનાભાઈ (ઉર્ફે ગોપાળદાસ દેસાઈ), છગનલાલ હરિલાલ પંડ્યા, કેશવલાલ ગંગાશંકર, ચતુરભાઈ શંકરભાઈ, મોતીલાલ ઝવેરલાલ, મોહનલાલ પરસાદરાય અને દોરાબજી[7] હતા. આ મંડળીમાંથી છેલ્લાને બાદ કરતાં સઘળા વિદ્યાર્થીઓમાં કંઈક ઉચ્ચગામી પ્રવૃત્તિઓ કરવાની મહત્ત્વાકાંક્ષા હતી.

એ જમાનો મંડળી મેળવીને ભાષણો કરવાનો અને લેખો લખવાનો હતો. બાળાશંકરને સુરત તરફ ફરતા કોઈએ કવિતા રચવાનો છંદ લગાડ્યો હતો. એ છંદ તેમણે મણિલાલને તથા અન્ય નડિયાદી મિત્રોને લગાડ્યો.[8] મણિલાલ આ વિશે આત્મવૃત્તાંતમાં નીચે પ્રમાણે

---

૫ અપ્રગટ આ. વૃ., પૃ. ૧૭

૬ 'વસંત': ૨૯-૪-૧૯૫, ૧૨૯

૭ શ્રી અંબાલાલ પુરાણીએ આ દોરાબજીના નામનો મણિલાલના અભ્યાસ પર ઉત્તમ છાપ પાડનાર તેમની શાળાના મુખ્ય શિક્ષક દોરાબજી એદલજી ગીમીના નામ સાથે ગોટાળો કરીને આ છોકરાને સરતચૂકથી 'દોરાબજી ગીમી' તરીકે બે-ત્રણ ઠેકાણે ઓળખાવ્યો છે (જુઓ 'મ. ન. દ્વિ. નું ઉચ,' પૃ. ૧૮-૧૯)

૮ 'વસંત': ૨૯-૪-૧૨૯

નોંધ કરે છે:

"હું, બાળાશંકર ને મોહનલાલ કાવ્યનાં પુસ્તકો સાથે જ વાંચતા, સમજતા અને કાવ્ય ટાંકીઓ મેળવીને રચતા. અમારી મુખ્ય ગમ્મત ઘણાં વર્ષ લગી એ રહી કે નવરા પડીએ કે કવિતા (પારકી કે પોતાની) બોલવી તે એમ કે એક બોલનારનો છેલ્લો અક્ષર આવે તે અક્ષરથી શરૂ થતી જ બીજાએ બોલવી. દલપતરામ, નર્મદાશંકરમાં કયો કવિ સારો એ તકરારમાં અમને એમ જ લાગતું કે દલપતરામ સારો ને તેનાં જ પુસ્તકોનો અમે અભ્યાસ કરતા, જોકે નર્મદ દયારામ વગેરેને વિસારતા નહિ; તેમ કાલિદાસનાં નાટકના તરજૂમા પણ લક્ષપૂર્વક વાંચતા."[૯].

મણિલાલ, બાળાશંકર તથા તેમના ઉપર્યુક્ત મિત્રોએ મળીને 'સ્વસુધારક' નામની મંડળી કાઢી હતી. બાળાશંકરને ઘેર તેમના અભ્યાસ-ખંડમાં આ મંડળીના સભ્યો એકઠા થઈને કવિતા વાંચતા અને ભાષણો આપતા હતા. પછી ૧૮૭૩–૭૪ના અરસામાં, ગાયનના શોખથી પ્રેરાઈને મણિલાલે 'પ્રાર્થના સમાજ'ની સ્થાપના કરી. 'પ્રાર્થના સમાજ'ના સભ્યો ઘણા થયા હતા. એની બેઠક મણિલાલના ઘરમાં મળતી. એમાં પ્રાર્થના સમાજની ચોપડીઓ સાથે મણિલાલ તથા બાળાશંકરની કવિતા પણ વંચાતી–ગવાતી હતી.

ઈ. સ. ૧૮૭૪–૭૫માં આ મિત્રમંડળને, માબાપના આગ્રહને વશ થઈ, 'પ્રાર્થના સમાજ' બંધ કરવી પડી. પણ તેને સ્થાને મણિલાલે એ જ મિત્રોની સહાયથી 'સાઠોદરા જ્ઞાતિ શુભેચ્છક સભા' સ્થાપી. તેની સાથે 'સ્વસુધારક મંડળી' પણ ચલાવી. એક મકાન લીધું, બેસવાનો સામાન ભેગો કર્યો અને એક નાનું સરખું પુસ્તકાલય પણ બનાવ્યું. પરંતુ આ સભા દ્વારા આ બાલ સુધારકો જાતે સંઘ્યા ભણીને તેનો નિયમિત ક્રમ અપનાવવા, કે પરજ્ઞાતિનું નહિ

૯. 'વસંત': પૃ ૧૨૭

જમાનો કગન કરવા ઉપરાંત વિશેષ કાંઈ કરી શકતા નહિ [10]

આ બે-ત્રણ વર્ષના ગાળામાં મણિલાલ તથા બાળાશંકરને કવિતા રચવાનો તથા સમજવાનો સારો અનુભવ મળ્યો હશે બાળાશંકરે કવિ દલપતરામ પાસે કવિતાનો અભ્યાસ કરવા અમદાવાદ જતા હતા તેમણે વ્રજ કવિતાનો, હિંદી રચનાનો તથા ગાનવાદનનો સારો અભ્યાસ કર્યો, પરંતુ તેથી શાળાના અભ્યાસમાં એ પાછળ પડી ગયા હતા મણિલાલે પોતે દલપતશાઈ પદ્ધતિએ રચેલી કાવ્યકૃતિઓનો સંગ્રહ શિક્ષાશતક નામે, રચનાર તથા પ્રસિદ્ધ કરનાર એક વિદ્યાર્થી એમ લખીને ઈ સ ૧૮૭ માં પ્રગટ કર્યો હતો.

આ પુસ્તક વિશે 'આનું બાનકર જોતાં, જો મહેનત કરે તો, સારો નીવડે તેવું આ કાવ્ય જણાવે છે'—એવો વિદ્વાનોનો અભિપ્રાય થયો હતો [11] મણિલાલે સ્નેહના આવેશમાં આવી જઈને પોતાની આ પ્રથમ કાવ્ય-પ્રસાદી પોતાના પ્રિય મિત્ર બાળાશંકરને અર્પણ કરી હતી

આ વખતે મણિલાલ અને બાળાશંકરની મૈત્રી 'ઘણામાં ઘણી દૃઢ થઈ હતી' એકબીજા એ બીજા વિના ચાલતું નહિ બન્ને એકબીજાના માબાપને દીકરા સમાન થઈ ગયા હતા બન્નેના ઘર વચ્ચે પણ વ્યવહાર-પક્ષે અતિ નિકટનો સંબંધ બંધાઈ ચૂક્યો હતો બાળાશંકરે ઉદાર સ્નેહભાવનાથી પ્રેરાઈને પોતાની પત્ની મણિલક્ષ્મીને મિત્ર મણિલાલનું ઓળખાણ ગણ્યું, એટલું જ નહિ, એમની વાત ચીતમાં એને શામેલ કરીને મણિલાલ પ્રત્યે 'પૂર્ણ પ્રેમ અને વિશ્વાસ'

---

[10] 'વસંત ૨ ૬ ૧૦

[11] જુઓ વસંત' ૨૯ ૪-૧૩૦ આ અભિપ્રાય મણિલાલે આ પ્રમાણે આ ટૂ મા નો રો છે પર વસંત એ જ કયા વિદ્વાનનો હતો તે જાણી શકાતું નથી

પ્રગટ કર્યો[૧૨]

આપણે આગળ જણાવ્યું તેમ, માન્યવરમાં નડતી મોસતને કારણે, મણિલાલની વૃત્તિઓ ઘણી વાર થોડું નિમિત્ત મળતાં ઉશ્કેરાઈ જતી આ કુમરમરોએ બાળાશંકર સાથેની તેમની દૃઢ મૈત્રીમાં ખનેન પાડી

રવ બાળાશંકરના પત્ની અત્યંત રૂપવાન અને ગમ્મતી હતા. મણિલાલ સાથે પોતાના પતિને ગાઢ મૈત્રી હોવાથી તેઓ તેમની સાથે છૂટથી હસતા–ગમ્મત કરતા મણિલાલ પણ રસિક ચાતુરીની વાર્તામાં પાછા ન પડતા

બાળાશંકર અને મણિલાલની મિત્રમંડળીમાં રોગબ્દ્ધ કરીને પારસી વિદ્યાર્થી હતો એ મણિલાલને ત્યાં પડ્યો–પાથર્યો રહેતો પણ અંતરથી મણિલાલ–બાળાશંકરની મૈત્રીનો દ્વેષ કરતો હતો, અને બંને વચ્ચે કનડ જગાવવાની તક હમેશા શોધતો રહેતો

એક વાર એણે મણિલાલને ફસાવ્યા તેમની પાસે એક પ્રેમપત્ર બાળાશંકરના પત્ની પર લખાવ્યો આ પત્ર બાળાશંકરના હાથમાં આવ્યો મૈત્રીની અભેદ્ય દીવાલમાં ભયંકર ચીરો પડ્યો પેનો પારસી બાળાશંકર સાથે મળી ગયો, ને તેમનો દિનોન્મત્ત દોસ્ત બની ગયો મણિલાલ પોતાની ડાયરીમાં લખે છે, કે આ કાવતરું પેના પારસીનું જ લાગે છે આ બનાવ ઈ સ ૧૮૭૬માં બન્યો[૧૩]

---

૧૨ 'વસંત' ૨૮–૮–૧૨૭

૧૩ મણિલાલ મનિશ્ચિત સ્મૃતિને આધારે આ બનાવ ૧૮૭૬ના અંતભાગમાં બન્યાનું કહે છે શ્રી પુરાણી એ પ્રસંગ ૧૮૭૫ના અંતભાગમાં બન્યો હોવાનું અનુમાન કરે છે આના સમર્થનમાં તેઓ બાળાશંકરનો મણિલાલ પર તા ૧૫ ૧-૧૮૭૬ના રોજ લખેલો પત્ર ટાંકીને કહે છે કે એ પત્રમાંના 'હું તારો જ છું માગ બધા ખોટા વિચાર જતા રહ્યા છે મારી બાબતમાં કંઈ પણ તરેહનો શક રાખ નહી હુ તારો–હજાર વાર તારો છું ' ઇ

આ પ્રસંગથી બાળાશંકરનું મન ઊંચું થઈ જાય તે તદ્દન સ્વાભાવિક છે મણિભાઈને દિલગીરીનું કારણ પૂછતાં બાળાશંકરે તેમને લખ્યું

---

વચનો પુનઃ સધાતી મૈત્રીનું સૂચન કરે છે એટલે એ બનાવ '૭૫ની આખર બન્યા હોવા જોઈએ (જુઓ મ ગ સા કૌમુદી જુલાઈ ૧૯૩૦)

શ્રી પુરાણીનું આ અનુમાન ઉપર્યુક્ત બનાવની આસપાસની સ્થિતિ જોતાં યથાર્થ લાગતું નથી તેનાં કારણો ટૂંકમાં નીચે મુજબ છે

(૧) મણિલાલ આ બનાવના અનુસંધાનમાં કહે છે 'ઈશ્વરે દેખી દાઝવાના દુઃખથી તો મને મેટ્રિક્યુલેશનમાં પસાર કરી મુક્ત કર્યો કેમ કે પછી હું મુંબઈ ગયો' આનો અર્થ એમ સમજાય છે કે આ બનાવ બન્યા પછી તરત મેટ્રિક પાસ થઈને મણિલાલ કૉલેજમાં ગયા અને તેમને બાળાશંકરને લગતો 'દેખી દાઝવાનો' પ્રસંગ બંધ થયો મણિલાલ ૧૮૭૬ની આખરે મેટ્રિકમાં પાસ થઈને '૭૭ના આરંભમાં મુંબઈ કૉલેજમાં જોડાવા ગયા હતા આથી ઉક્ત બનાવ '૭૬ના ઉત્તરભાગમાં બન્યો હોવો જોઈએ

(૨) મણિભાઈએ 'પ્રેમ કાવ્યસંગ્રહ' ૧૮૭૬માં પ્રગટ થતાં તેમણે સ્નેહના આવેશમાં બાળાશંકરને તે અર્પણ કર્યો છે જો ઉક્ત બનાવ '૭૫ની આખર બન્યો હોય તો એકવાર સંબંધ તૂટી ગયા પછી મણિલાલ બાળાશંકરને પુસ્તક અર્પણ કરવા તૈયાર થાય તે સમુચિત નથી લાગતું પ્રાયશ્ચિત્ત તરીકે તેમણે એમ કર્યું હોય તો આ. વૃ. માં એનો સ્પષ્ટ નિર્દેશ હોય તેમ થયું નથી એટલે સહેજે મનાય કે ઉપલો બનાવ 'શિક્ષાશતક' પ્રગટ થયા બાદ બન્યો હોવો જોઈએ

(૩) જો '૭૫ની આખરે એ બનાવ બન્યો હોય તો '૭૬ના આખા વર્ષ દરમ્યાન મણિલાલ પોતે નડિયાદમાં હતા તેના પ્રત્યાઘાતો વર્ણવ્યા વિના રહે નહિ ને દેખી દાઝવાનું કષ્ટ સહન કરવું પડે તે જુદું!

(૪) '૧૮૭૬માં બાળાશંકર સાથે તૂટ થઈ' એમ અપ્રગટ આ. વૃ. ના પૃ. ૭૪૧ પર લખ્યું છે

(૫) શ્રી પુરાણીએ ટાંકેલા તા. ૧૫-૧-૧૮૭૬ના પત્રમાંના વચનો બાબત એમ કહી શકાય કે એ શબ્દો સામાન્યતઃ બાળાશંકરે મણિલાલ

"सुना थे रसिकलाल लाला नभुलाल करे।
तुम जैसे मित्रको न लायक कहता है।' [13]

મણિલાલ સમજ્યા નહિ: તેમણે ખુલાસો માગ્યો. બાળાશંકરે બધી વાત કહી. મણિલાલે ગુનો કબૂલ કર્યો અને સાચ હકીકત સમજાવવા પ્રયત્ન કર્યો, પણ બાળાશંકરને એ તે વાત ઊતરી નહિ. ત્યાં ઉદાર દિલથી બાળાશંકરે મણિલાલને માફી બક્ષી. પણ હવે ઉભયનો મૈત્રીસંબંધ નભી શક્યો નહિ. જે દેરાભાઈનો મણિલાલને તિરસ્કાર થયો તે જ બાળાશંકરનો પરમપ્રિય થઈ રહ્યો. એટલું જ નહિ, મોહનલાલ તથા ચતુરભાઈ પણ કવિતા શીખવાના નિમિત્તે બાળાશંકર સાથે ભળ્યા. આમ, સમસ્ત મિત્રમંડળમાંથી મણિલાલ વિખૂટા પડી ગયા. આ વખતની પોતાની મનસ્થિતિ સમજાવતાં મણિલાલ કહે છે:

"સ્નેહીઓથી દૂર થઈ મનમાં મૂંઝાતા એકલા ફરવું એ પીડા વિકટ છે. તેમાં પણ આપણા પ્રતિસ્પર્ધીને આપણી જ જગા પર જોવો, જે એમ બોલેનો કે મારે બાળાશંકરના પ્રધાન થવું છે તેને જ જોવો એ મહાવેધક છે."[15]

---

પ્રત્યેની પોતાની એકનિષ્ઠ મૈત્રીની પ્રતીતિ કરાવવા વાપર્યા હોય. પત્રમાંના હુલ્લાસમય ઉદ્‌ગારો ભૂતકાળની વિષાદની છાયાનું લેશમાત્ર સૂચન કરતા નથી. આથી એ પત્ર ઉપનો બનાવ બન્યા પહેલાનો હોવો જોઈએ.

(૬) એ પત્ર નડિયાદથી મણિલાલને બહારગામ લખાયેલો છે. એટલે કાં તો મણિલાલ ૧૮૭૬ના આરંભમાં બહારગામ ગયા હોય અને ત્યાં તેમને બાળાશંકરે નડિયાદથી લખ્યો હોય એમ માનવું રહ્યું, અથવા તો પત્રની તારીખ લખતી વખતે સાલ લખવામાં ભૂલ કરી હોય: ૧૮૭૭ને બદલે ૧૮૭૬ લખી હોય એમ બન્યું હોય. આમ, વિવિધ કારણોસર, મણિલાલે આ બનાવ અંગે કરેલો સમયનિર્દેશ સાચો લાગે છે

૧૪ જુઓ 'વસંત' ૨૯-૮-૧૩૧

૧૫ જુઓ 'વસંત' ૨૯-૪-૧૩૧

આ ઉદ્‌ગારો મણિલાલના હૃદયમાં રહેલી સ્નેહ-ભૂખનું નિદર્શન કરે છે, તો તેના કારણરૂપ ઉપયો બનાને મણિલાલના ઉત્કૃષ્ટ બનતા જતા વિલાસી સ્વભાવ પર પ્રકાશ પાડે છે.

ઉપર્યુક્ત પ્રસંગ પૂરો પ્રગટ નહિ થવાને કારણે તેને અંગે અમુક ગેરસમજૂત ઊભી થઈ છે. શ્રી અંબાલાલ પુરાણી પૂરતી વિગતોને અભાવે અનુમાન કરે છે કે દોરાબજી ગીમી (?) નામના વિદ્યાર્થીના કરતૂકને લીધે મણિલાલ અને બાળાશંકરનું મન ઊંચું થયું હતું તે અમુક અંશે વાસ્તવિક છે પણ આગળ જતાં તેઓ 'તેના કારણમાં મણિલાલ-બાળાશંકરની પ્રકૃતિની ખામી પણ જણાવે છે' એવું વિધાન કરે છે,[૧૬] તે યથાર્થ નથી. પ્રસ્તુત બનાવ અંગે મણિલાલ બાળાશંકરની પ્રકૃતિનો વાંક કાઢતા નથી એ તો ઉપર તેમના જ શબ્દોમાં વર્ણવેલ પ્રસંગ પરથી સ્પષ્ટ છે. મણિલાલે 'બાળાશંકર પ્રકૃતિનો ઉદાર, પ્રેમી ને નિખાલસ દિલનો માણસ છે' એમ કહ્યું છે[૧૭] તે બાળાશંકરની પ્રશંસારૂપે છે. વળી પોતાના વિધાનના સમર્થનરૂપે નહિ તો સંદર્ભમાં પણ, બાળાશંકરના ભાણેજ સ્વ. નર્મદાશંકર મહેતાનો 'બાળાશંકરમાં વૈભવી[૧૮] વૃત્તિઓ દાખલ થવા પામી હતી અને આ છંદને લીધે મને લાગે છે કે મણિલાલે મંડળમાંથી ધીમે ધીમે ખસી જવા માંડ્યું'—એ અતિ શંકાસ્પદ અભિપ્રાય શ્રી પુરાણીએ ટાંક્યો છે તે આડી અપ્રસ્તુત છે, એટલું જ નહિ, પ્રસ્તુત બનાવના અનુલક્ષમાં બાળાશંકરને અન્યાય કરે છે.

બાળાશંકરમાં પણ મણિલાલના જેવી વિકારી વૃત્તિઓ હતી અને તેના પરિણામરૂપે છેક ૧૮૭૫-૭૬થી તેઓ ગુપ્ત રોગના ભોગ

---

૧૬ જુઓ 'ઊર્મિ અને નવરચના' માર્ચ,૪૫-૭૨૭.

૧૭ જુઓ 'વસંત' ૨૯-૮-૧૨૭

૧૮ 'વૈભવી' શબ્દ અહીં 'વિલાસી'ના અર્થમાં છે એમ સંદર્ભ જોતાં લાગે છે

\

બન્યા હતા.[૧૯] છતાં ઉપર્યુક્ત પ્રસંગે મૈત્રી તૂટવાની સઘળી જવાબદારી મણિલાલની અને દેરાબજીની હતી એમ હરકોઈ નિષ્પક્ષપાતી નિરીક્ષકને લાગ્યા વિના નહિ રહે.

મેટ્રિક પાસ થઈને મણિલાલ ૧૮૭૭ના આરંભમાં આગળ અભ્યાસ સારુ મુંબઈ ગયા. પછી તેમણે બાળાશંકરનો સ્નેહ પુનઃ પ્રાપ્ત કરવા કેટલાં વળખાં માર્યાં હતાં અને મસ્ત કવિ બાલે તેને અપનાવવા કેવું ઉમદા વલણ દાખવ્યું હતું તે, પછીનાં ત્રણેક વર્ષ દરમ્યાન બેઉ વચ્ચે ચાલેલા પત્રવ્યવહાર પરથી સમજી શકાય છે. મણિલાલે બાળાશંકર પર લખેલા પત્રો સચવાયા નથી, પણ બાળાશંકરે મણિલાલ પર લખેલા કેટલાક પત્રો શ્રી પુરાણીએ પ્રગટ કર્યા છે. તેમાં આ સમવયસ્ક તરુણ કવિ-મિત્રોના કોમળ મૈત્રીસંબંધના આછાઘેરા રંગ જોવા મળે છે. આગળ ઉલ્લેખેલ તા. ૧૫-૧-૧૮૭૬ના પત્રમાં મણિલાલ પ્રત્યે સ્નેહ પ્રગટ કરતાં ઉત્કટ વાણીમાં બાળાશંકર નીચે પ્રમાણે સવૈયો લખી મોકલે છે :

"जो यह सीस नमैं न ,तुहिंपद, तोकर लैके असीमें विदारों,
जो यह नैन न देखत प्रेमसें (तोको), तों अनीदार छुरीमें निकारों;
जो यह चित्त रटै न तुही, तुंहीं, तुहीं पुनि (तो) हुतभुक्के प्रजारों
बाल कहै नभुलाल के लाल, वुर्जा छे तिहारो तिहारो तिहारो."[૨૦]

પછી મૈત્રી તૂટવાને કારણે થયેલા ઉદ્વેગના પડઘા અને તેને ઉદાર, પ્રેમાળ હૃદયે શમાવવા સમાધાનના સૂર છેક ૧૮૭૯ પર્યંત ચાલુ રહે છે. તા. ૨૮-૬-૭૮ના પત્રમાં બાળાશંકર પ્રેમાર્દ્ર કાવ્યવચનો વડે

---

૧૯. મ. ન. સા. 'કૌમુદી,' જુલાઈ ૧૯૩૦

૨૦. જુઓ મ. ન. સા. 'કૌમુદી,' જુલાઈ ૧૯૩૦. અહી શ્રી પુરાણીએ મણિલાલ અને બાળાશંકરની ઉંમર ૧૬ વર્ષ આપી છે તે ચૂકભરેલું છે. બન્નેની જન્મસાલ ૧૮૫૮ હોવાથી એ વખતે બન્નેની ઉંમર ૧૮ વર્ષ હોવી જોઈએ

મણિનાનને પુન સત્કારે છે અને તેના મનનુ સમાધાન કરવા નીચે પ્રમાણે લખે છે

"હુ કઈ એવો પુરુષ નથી કે પાછનુ સુખ યાદ ન આવે .. મારા કહ્યા પ્રમાણે સરગો વહેમ હતો તથા તે જ કરો વેરી બહાર-વટા કરતો હતો તેનો હવે પ્રેમાળવૃત્તિથી નાશ થયો, એ સવગુ તને માલમ પડ્યુ તથા તે પ્રમાણે હવેથી નહિ થાય તેમ તારો દઢ નિશ્ચય જોઈ હુ પૂર્ણ ખુશી માનુ છુ"[૨૧]

આમ, આ બાળમિત્રોએ પરસ્પર પ્રેમ અને વિશ્વાસયુક્ત મૈત્રીસબધ પુન બાધવાના અનેક પ્રયત્ન કર્યા હતા પછી બેઉ પ્રસગોપાત્ત હળતામળતા અને એકબીજાના વિકાસમા રાચતા પણ હતા પરતુ મન અને મોતી કદી સાધ્યા સધાતા નથી! ઊગતી જુવાનીનો જૂનો અનિર્વચ્ય મૈત્રીબધ પુન ન સધાયો તે ન જ સધાયો

૨૧ જુઓ મ ચ મા 'કૌમુદી' જુલાઈ ૧૯૩૦.

[૫]

## લગ્ન

મણિલાલ જ્યારે અંગ્રેજી ચોથા ધોરણમાં હતા ત્યારે, તેર ચૌદ વર્ષની વયે, મણિલાલનું લગ્ન તેમના જ ગામના અબાનાન ગિરિજાશંકરની પુત્રી રૂપી ઉર્ફે મહાલક્ષ્મી જોડે થયું હતું

મણિલાલના બાળપણનો જમાનો બાળલગ્ન અને કન્યાવિક્રયનો હતો. નાગર બ્રાહ્મણની જ્ઞાતિમાં કન્યાની અછત રહેતી એટલે કન્યાના માબાપ દસપંદર હજાર રૂપિયા લઈને કન્યા આપતા, એમ મણિલાલ આત્મવૃત્તમાં નોંધે છે[1] મણિલાલનું લગ્ન, જે તેમના જીવનનું અતિ કરુણ પ્રકરણ બની રહ્યું હતું, તેની નિષ્ફળતાના મૂળમાં બાળલગ્ન અને કન્યાવિક્રયની સામાજિક રૂઢિ ઉપરાંત તત્કાલીન સમાજની સડેલી સ્થિતિ પણ હતી તે તેમના લગ્નના સંજોગો જોતાંથી સ્પષ્ટ સમજાય તેમ છે એ પોતે પણ પોતાના લગ્નને જીવનના સર્વ અનિષ્ટોના મૂળરૂપ માને છે આથી તેમના લગ્નનો સંજોગ તેમજ તેમનું લગ્નજીવન તેમના માનસવ્યક્તિત્વને સમજવા સારુ લક્ષમાં લેવા ખાસ જરૂરી છે

લગ્ન સમયે મહાલક્ષ્મીની ઉંમર માત્ર બાર વર્ષની હતી મણિલાલના પિતાનું અબાનાન પાસે બે–અઢી હજાર રૂપિયાનું લેણું

1 જુઓ 'વસંત' ૨૯ ૪ ૧૨૮.

હતુ, તેથી એની કન્યા મળે તો ઓગા પૈસા આપવા પડે એવી નભુભાઈની ગણતરી હતી, પણ મણિલાલના લગ્નની પાછળ આ આર્થિક ગણતરી કરતાયે વધુ હાનિકર ગણાય તેવું લાગ્યુ 'દામદેવના બજે સાથેનું કાવતરુ' હતુ આ જૂ મા આખા પ્રસગનુ બયાન આપતા તેઓ કહે છે

"મારા લગ્ન બીજે જ સ્થળે નિર્માણ થયેલા હતા જેઠેચરલાલ નામના માણસની દીકરી ઉમર પણ મને મળી તે સ્ત્રી કરતા જરા મોટી, રૂપે સારી ને ઉપરાંત ભણેલી તથા માના કુળની એટલે સુશીલ હતી તેના પર મને નાહક સ્વાભાવિક ભાવ પણ હતો પણ મારા થનાર સાસાને જો આ છોકરી ન મળે તો પછી પરણવાની આશા ન હતી અધૂરામા પૂરુ એમ થયુ કે મારી થનાર ફોઈજી, જે ગાંડેલી હતી, તેને આ બેહેચરલાલ જોડે ગુપ્ત સબધ હતો તેણે તેને મારી સાથેનુ પોતાની દીકરીનુ લગ્ન મુલતવી રાખવા ફરજ પાડી એમ બતાવીને કે અમે અમારી દીકરીનુ લગ્ન ઘણા વખતથી એ કુલીન વર સાથે ધારેલુ છે, ત્યા તમે ઉપર પડશો તો અમે તમારો સબધ તજીશુ ને જોકે બેહેચરલાલ, પોતાની છોકરીને પરણ્યા પછી બે-ચાર વર્ષમા, આપઘાત કરવો પડ્યો તેથી, છેક પસ્તાઈને નિરાગી બની ગયો, તોપણ ચોરીમા તો આ મને મનગમતી છોકરીના મગળફેરા કેવળ મૂર્ખ તથા ડોઢી લક્ષ્મીલાલ સાથે ફરાયા. અમે પણ લક્ષ્મીલાલની બહેનને જ પરણ્યા એક તો સારી કન્યા ખોઈ અને આ પરિણામે નઠારી નીવડી તે લાવ્યા તેમા રૂ ૫૦૦૦) રોકડા કન્યાના બાપને આપવા પડ્યા "[૨]

આગળ ચાલતા પોતાના શ્વસુરકુટુંબનો પરિચય આપતા મણિલાલ કહે છે તે તત્કાલીન નડિયાદી સમાજ પર પણ પ્રકાશ પાડે છે

---

૨ આત્મ૦ આ૦ વૃ પૃ ૧૧

"મારા સાળાની ચાલ વગેરેનું વર્ણન આવી ગયું છે. તેમાં એટલું જ ઉમેરવું બસ છે કે તે કેવળ નિરક્ષર છે અને દારૂ પીવે તથા ગાંજો પીવે ને ચોરી કરવે કુશળ છે. મારો સસરો ભલો માણસ છે પણ અફીણી. ને દારૂડીયો છે ને ઘરમાં જરા પણ ઊપજ નથી. સાસુ ચોર * * * તથા ઘણા ખરાબ સ્વભાવની છે. દારૂ તો સર્વે બૈરાં-છોકરાંના વાપરવામાં ખરો જ[3]. × × × × × આવા સહવાસમાં ઉછરેલી છોકરી મારે ગળે બંધાઈ."[4]

ચાર વર્ષની છોકરી પરણીને સાસરે આવે ત્યારે તેના તરફ તેના પતિને તત્કાળ અણગમો ઉત્પન્ન થાય એવું ન જ બને. મણિલાલ તેનાં માતાપિતા, ભાઈ વગેરેને જાણતા હતા. મણિલાલને તેમના તરફ તિરસ્કાર હતો. વખત વીતતાં જેમ જેમ પત્નીનો અનુભવ થતો ગયો તેમ તેમ તેમના મનમાં 'નીચા કુળના અધમ સંસ્કારોનું પ્રાબલ્ય' સમજાતું ગયું અને 'લગ્ન સંબંધે ખાનદાન કુળ જોવાની રીતિનું મહત્ત્વ' સમજાયું. મણિલાલ મૅટ્રિક પાસ થયા ત્યાં સુધી તેમનાં પત્નીને સાસરે તેડ્યાં નહોતાં.

---

૩. નડિયાદના કેટલાક વયોવૃદ્ધ સાઠોદરા નાગરોને પૂછતાં જાણવા મળે કે છેક ગયા દાયકા સુધી ત્યાં સાઠોદરા નાગરોના જ્ઞાતિભોજન પ્રસંગે દારૂ પીરસાતો ને સ્ત્રીઓ પણ દારૂનો છૂટથી ઉપયોગ કરતી.

૪. અપ્રગટ આ૦ ૧૦ પૃ. ૧૧.

## [ ૬ ]

# કૉલેજ જીવન

ઈ.સ. ૧૮૭૭ની શરૂઆતમાં મણિલાલ એલ્ફિન્સ્ટન કૉલેજમાં દાખલ થવા સારુ મુંબઈ આવ્યા કૉલેજના છાત્રાલયમાં પ્રવેશ મેળવીને ત્રણે વર્ષ[1] તેઓ ત્યાં જ રહ્યા હતા પિતા પાસેથી આગળ ભણવા સારુ મહામુશ્કેલીએ રજા લઈને હોંશે હોંશે કૉલેજમાં દાખલ થયેલ વિદ્યાર્થીનું ધ્યાન અભ્યાસ પર કેન્દ્રિત થાય તે દેખીતું છે તેમાંય આ વિદ્યાર્થીને મૅટ્રિકમાં બીજે નંબરે પાસ થવાથી મળેલી કીર્તિ કૉલેજમાં ટકાવી રાખવાની ધગશ હતી વળી સ્નાતક પરીક્ષામાં ઊંચે નંબરે પાસ ન થવાય તો શિષ્યવૃત્તિ મળતી બંધ થાય અને પિતા તરફથી મળતી ૧૫-૨૦ રૂપિયાની મદદ પણ અટકી પડે એ ભય પણ માથે લટકતો હતો એટલે દરરોજ લગભગ ૧૩-૧૪ કલાક વાંચવાનો મણિલાલે નિયમ કર્યો હતો બાકીના સમયમાંથી ૭-૮ કલાક ઊંઘવાનો અને ૩-૪ કલાક જમવા-રમવામાં ગાળવાનો ક્રમ હતો સમયપત્રક બનાવીને નિયમિતપણે કામ કરવાની ટેવ મણિલાલે કૉલેજના ત્રણે વર્ષ દરમ્યાન ચીવટપૂર્વક જાળવી હતી આને પરિણામે તેમનો અભ્યાસ વિશાળ અને ઊંડો બન્યો

---

૧ એ જમાનામાં બી એ થવા માટે આજની માફક માધ્યમિક શાળાંત પરીક્ષા પછી ચાર વર્ષનો અભ્યાસક્રમ નહોતો, પણ ત્રણ વર્ષમાં બી એ થવાતું હતું એ વખતે એફ ઈ એ (ફર્સ્ટ એક્ઝામિનેશન ઈન આર્ટ્સ) ફર્સ્ટ બી એ અને સેકન્ડ બી એ એમ ત્રણ વર્ગો હતા ઇન્ટરનો વર્ગ નહોતો ત્રણે વર્ષની પરીક્ષા યુનિવર્સિટી લેતી હતી

સૌથી પ્રથમ મણિલાલે પહેલી સત્રાત પરીક્ષામા 'ત્રીજે–ચોથે' નબરે પાસ થઈને પ્રથમ વર્ષના અત લગી શિષ્યવૃત્તિ નક્કી કરી લીધુ સસ્કૃતનો અભ્યાસ ઘેર સારો કરેલો તેથી તેમા એમને ખાસ મહેનત પડતી નહોતી સસ્કૃતમાથી બચાવેલો સમય ગણિતને આપતા ગણિતમા પોતે કાચા હોવા છતા છેવટ લગી એ વિષયનુ 'કામ નભ્યે ગયુ '[૨]

મણિલાલની અભ્યાસ–પદ્ધતિ વિશિષ્ટ હતી તેઓ કોઈ પણ વિષયને હસ્તામલકવત્ કર્યા વગર છોડતા નહિ અમુક વિષયનુ જ્ઞાન કોઈ એક પુસ્તકમાથી યત્નવત્ ગોખીને મેળવવાને બદલે તે વિષયના ઘણા પુસ્તકો વાચીને પાકુ જ્ઞાન મેળવવાનો તેમનો નિયમ હતો આથી,

---

૨ પ્રાણલાલ કહાનદાસ જોષીપરા નામના મણિલાલના સહાધ્યાયી તા ૫ ૧૦ ૮૭ ના રોજ તેમના પર લખેલા પત્રમા એફ ઇ એ પરીક્ષાનુ સત્રાત પરિણામ જણાવે છે તે પરથી મણિલાલની તત્કાલીન અભ્યાસ પ્રગતિનો ચોક્કસ ખ્યાલ મળે તેમ છે પત્રની અદર ચાર સહાધ્યાયીઓના પરિણામ નીચે પ્રમાણે મૂક્યા છે

| | ઇગ્લિશ | લૉજિક | (ગણિત ?) | સસ્કૃત |
|---|---|---|---|---|
| જોશીપરા | ૧૭॥ | ૩૦ | ૨૭ | ૨૪ |
| બુચ | ૨૮ (ઘણુ કરીને) | ૪૦ | ૧૮ | ૪૮ |
| ધ્રુવ | ૨૬॥ | ૩૦ | ૭૨ | ૫૬ |
| દ્વિવેદી | ૬૮॥ | ૭૦ | ૨૦ | ૫૦ |

(મ ન સા ૨ 'કૌમુદી' જુલાઈ ૧૯૩૦)

અહી શ્રી પુરાણીએ પત્ર લખનારનુ નામ 'પ્રાણલાલ કચનદાસ' મૂક્યુ છે, તે સરતચૂક છે મણિલાલે આ જ મા પ્રાણલાલ કહાનદાસ જોષીપરાનો ઉલ્લેખ કર્યો છે, તે આ જ હશે એમ સદર્ભ પરથી ચોક્કસ જણાય છે વળી, શ્રી પુરાણીએ ઉપર્યુક્ત સામગ્રીમા મૂકેલા બીજા પત્રમા પ્રાણલાલ કહાનદાસ લખ્યુ છે એટલે પત્ર લખનાર પ્રાણલાલ કહાનદાસ જોષીપરા જ હોવા જોઈએ.

ધ્રુવ=કે હ ધ્રુવ દ્વિવેદી=મ ન દ્વિવેદી બુચ કોણ તેની ચોક્કસ જાણ મળતી નથી

અન્ય વિદ્યાર્થીઓ કરતા તેમને ઘણુ વધારે જ્ઞાન મળતું, તેમ મહેનત પણ ઘણી થતી બુદ્ધિ અને તર્કશક્તિને ખીલવે તેવા ઇતિહાસ અને રાજનીતિશાસ્ત્રને (Political economy) તેમણે બી એ મા ઐચ્છિક વિષય તરીકે પસદ કર્યાં હતા તેનો લાભ જિદગીભર પોતાના લેખન-કાર્યમા મળ્યાનો સતોષ તેમણે આત્મવૃત્તાતમા વ્યક્ત કર્યો છે

અનેક વિઘ્નો આવવા છતા મણિલાલે કોલેજ-કાળ દરમ્યાન ખૂબ ખત અને નિયમપૂર્વક અભ્યાસ કર્યો હતો એફ ઈ એ ની પરીક્ષામા પ્રથમ નબરે પાસ થવાની તેમણે તૈયારી કરી હતી પણ સહાધ્યાયીઓના દ્વેષને લીધે ત્રીજે નબરે પાસ થયા આમ છતા, 'લોજિક' અને 'મોરલ ફિલોસોફી'ના વિષયમા પ્રથમ નબરે પાસ થવાથી તેમને માસિક રૂપિયા પદરની શિષ્યવૃત્તિ મળી, તે ઈ સ ૧૮૭૯ સુધી ચાલી બી એ ના પ્રથમ વર્ષને અતે શિષ્યવૃત્તિ માટે થતી પરીક્ષા પસાર કરીને તેમણે બીજી રૂપિયા વીસની શિષ્યવૃત્તિ પણ મેળવી હતી બી એ ની પરીક્ષા સારુ મણિલાલે ભારે મોટી તૈયારી કરી હતી

પરીક્ષા આપ્યા બાદ પોતાના પરિશ્રમના ઇષ્ટ ફળ વિશે તેમને એટલી દૃઢ શ્રદ્ધા હતી કે, બી એ ના પરિણામ અગે તાર કરવાનુ એક મિત્રે પૂછ્યુ, ત્યારે તેમણે એને આ મતલબનો જવાબ આપેલો. 'પાસ તો હું થવાનો જ છુ, પણ ક્લાસ લખી જણાવજો ને અગ્રેજી કે ઇતિહાસ-રાજનીતિશાસ્ત્ર પૈકી કોઈ એક વિષયમા ઇનામ પણ મળશે ' બન્યુ પણ એમ જ મિત્ર ઘેરથી કાગળ લખીને પરિણામ જોવા ગયા ને કાગળમા ખાલી રાખેલી જગામાં 'બીજો વર્ગ ' ને 'ઇતિહાસ-રાજનીતિશાસ્ત્રમા જેમ્સ ટેલર પારિતોષિક ' એટલી વિગતો પરિણામ જોયા બાદ પેનસિલથી પૂરી[૩] પ્રથમ વર્ગ માટે મણિલાલને

૩ 'વસત' ૨૮ ૭-૨૪૭

ત્રીસ ગુણ ખૂટતા હતા, પણ આખી પરીક્ષામા એ બીજે નબરે પાસ થયા હતા

કૉલેજના અધ્યાપકોમા મણિલાલ ડૉ રામકૃષ્ણ ભાડારકર અને પ્રિ વર્ડ્ઝવર્થની ઉત્તમ પ્રીતિ તેમ શિક્ષણપદ્ધતિનો લાભ પામ્યા હતા બી એ પાસ થયા પછી તેઓ પ્રિ વર્ડ્ઝવર્થની કૃપાથી એલ્ફિન્સ્ટન કૉલેજના માનાર્હ 'ફેલો' તરીકે નિમાયા બીજે વર્ષે તેમને પગાર આપવાનુ ઠર્યું હતું રૂ ૭૦ ની શિષ્યવૃત્તિ બીજા ચાર મહિના ચાલે તેમ હતી એટલે બી એ નુ પરિણામ આવ્યા પછી તરત જ મણિલાલ મુબઈ આવ્યા અને ફેલોનુ કામ કરવા લાગ્યા ફેલો તરીકે તેમને 'ટ્રિગોનોમેટ્રી' તથા 'યુક્લિડ' શીખવવાના હતા આ વિષયો મણિલાલને ઘણા અપ્રિય હતા છતા ખૂબ મહેનત લઈને એ વિષયો શીખવાડીને તેમણે વિદ્યાર્થીઓની પ્રીતિ મેળવી હતી

આ વખતે મણિલાલને કાયદાનો અભ્યાસ કરવાનો વિચાર થયો, પણ અગાઉ ૧૮૭૭મા પોતે 'જ્યુરિસપ્રુડન્સ'ની પરીક્ષામા નાપાસ થયેલા વળી ત્રણ વર્ષ સુધી અભ્યાસ પાછળ ખર્ચ કરવુ પાલવે તેમ નહોતુ એટલે તેમણે એ વિચાર માડી વાળ્યો [૪] એમ એ નો અભ્યાસ કરવાનુ પણ એ જ કારણે માડી વાળ્યુ તેમ છતાં તેમની અભ્યાસ-તૃષા એટલી તીવ્ર હતી કે એમ એ ની પરીક્ષામાં અઘરા ગણાતા ઇતિહાસ અને ફિલસૂફીના વિષયો પૂરેપૂરા વાચી જઈને જ્ઞાન મેળવવાનુ તેમણે નક્કી કર્યું તે પ્રમાણે તેમણે તે વિષયોના અધ્યાપકો પાસેથી અભ્યાસપાત્ર ગ્રથોની યાદી મેળવીને પોતાના

૪ આ વાતના અનુસધાનમા મણિલાલની પ્રમાણિકતા બતાવતો એક પ્રસગ નોધપાત્ર છે તેઓ કાયદાની પરીક્ષામા બેઠા ત્યારે ઘણાખરા વિદ્યાર્થીઓ ચોપડીઓ ઉઘાડી રાખીને જવાબ લખતા હતા, કેટલાક પડોશીના ઉત્તરપત્રમા જોઈને લખતા હતા મણિલાલને પણ તેમના મિત્ર યુસુફઅલીએ કહ્યુ, 'મારામાથી ઉતારી લે' પરતુ તેમ કરવાની ના પાડીને મણિલાલ પરીક્ષામાથી ઊઠી ગયા હતા (જુઓ 'વસત' ૨ ૭ ૨૪૮)

શોખના વિષયનો શ્રમ લઈને ઊંડો અભ્યાસ કર્યો સાથે સાથે સંસ્કૃત નાટકો અને ધર્મશાસ્ત્રના ગ્રંથો પણ વંચાતા જતા હતા ઈ સ ૧૮૮૦ના એપ્રિલ સુધી આ પ્રમાણે ચાલ્યું

ઉપના ગાળામા મણિલાલે કેવળ વિદ્યાર્થી તરીકે ઊંચે નંબરે પાસ થઈને જ નહિ, પણ કાવ્ય-વિવેચનાદિ પ્રવૃત્તિ વડે પણ પોતાના સહાધ્યાયી તેમજ અન્ય મિત્રમંડળ પર પ્રભાવ પાડ્યો હતો એમ તેમના પર ૧૮૭૬થી ૧૮૭૯ના ગાળામા બાળાશંકર, કે હ ધ્રુવ, છગનલાલ હ પંડ્યા માણેકલાલ સાંકળાલ ઇત્યાદિ મિત્રોના આવેલા પત્રો પરથી સ્પષ્ટ સમજાય છે[5] મણિલાલ અને બાળાશંકર વિષમ સંજોગોમા છૂટા પડ્યા પછી પણ એકબીજાને પત્ર લખીને પોતપોતાની લેખન-પ્રવૃત્તિથી વાકેફ રાખે છે એટલુ જ નહિ, તત્સબંધે એકબીજાનો નિષ્પક્ષપાત અભિપ્રાય પણ માગે છે[6] મણિલાલની વિદ્વત્તાએ સમગ્ર મિત્રમંડળ પર દૃઢ છાપ પાડી હતી[7] શ્રી કે હ ધ્રુવ મણિલાલના સહાધ્યાયી હતા તેમણે તો કવિતામા જ પત્રો લખીને

---

૫ આ આખો પત્રવ્યવહાર 'મણિલાલ ચરિત્રની સામગ્રી' વિષયક લેખમાળામા શ્રી પુરાણીએ પ્રસિદ્ધ કર્યો છે સ્થળ-સંકોચને કારણે અહી એમાથી નમૂના દાખલ ગણતર અવતરણો જ મૂક્યા છે

૬ જુઓ તા ૮-૩-૮ ના પત્રમા બાળાશંકરના નીચેના ઉદ્ગારો "તારા પત્રની કવિતાઓ ઘણી સારી હતી ને તે મને ઘણી પસંદ પડી છે મે 'ઉદ્ભ્રાંત દેશ' નામનુ એક શતક કરવા વિચાર ધાર્યો છે તેમાની પ્રથમની કવિતાઓ લખી મોકલી છે તે જો તને ગમે એમ હોય તો લખજે ને ન ગમે એવુ હોય તો મિથ્યા કામ ન કરુ માટે નિષ્પક્ષપાત વિચાર લખી જણાવજે"

૭ કેશવલાલ ગંગાશંકરના વગર તારીખના (પણ ૧૮૭૯ ડ દરમ્યાન લખેલા) પત્રમાંનુ નીચેનુ વાક્ય જુઓ "તારી વિદ્વત્તાએ મારા પર ઘણી જ અસર કરી છે

પોતાના મિત્ર મણિલાલ પર પ્રેમ અને શ્રદ્ધાનો વરસાદ વરસાવ્યો જણાય છે.[૮]

મણિલાલ, બાળાશંકર અને કે. હ. ધ્રુવની કવિત્વશક્તિ આ ગાળામાં સારી પેઠે વિકસતી જતી હતી એમ આ પત્રવ્યવહાર પરથી પ્રતીત થયા વગર રહેતું નથી.

મણિલાલ દાખલ થયા તે જ વર્ષે નરસિંહરાવ પણ એલ્ફિન્સ્ટન કૉલેજમાં દાખલ થયા હતા. પણ નરસિંહરાવ એક વાર એફ. ઇ. એ. માં ને એક વાર બી. એ. માં નાપાસ થયા એટલે મણિલાલ તેમનાથી આગળ થઈ ગયા હતા. મણિલાલ 'ફેલો' હતા ત્યારે નરસિંહરાવ બી. એ ના વર્ગમાં ભણતા હતા.[૯] કૉલેજમાં નરસિંહરાવને મણિલાલ જોડે ખાસ મૈત્રી તો નહોતી થઈ, પણ એમની સાથે નરસિંહરાવને રોજ એકઠીએક હતી. બન્ને વચ્ચે સાહિત્ય-વાર્તા-વિનોદ સારી પેઠે ચાલતાં હતાં. એમાનો એક પ્રસંગ નરસિંહરાવે 'સ્મરણમુકુર'માં નોંધ્યો છે, તે મણિલાલ કાવ્યસર્જનમાં છંદ અને ભાષા પર એ વખતે કેવું પ્રભુત્વ ધરાવતા હતા તેનો દ્યોતક હોવાથી અહીં ઉતાર્યો છે.

એલ્ફિન્સ્ટન કૉલેજમાં એ વખતે સોરાબજી ખંભાતા નામનો એક પારસી વિદ્યાર્થી તેમની સાથે હતો. એને પોતાના અંગ્રેજીના જ્ઞાન વિશે વ્યર્થ ફાંકો હતો. અંગ્રેજીના પ્રોફેસર કર્કહામની ખુશામત કર્યાં કરતો હોવાથી તેને બધા વિદ્યાર્થીઓ સોરાબજી કર્કહામ કહેતા. હિન્દુ ગુજરાતીનો એ ઉપહાસ કરતો. 'પૂઠ ગુજરાતી શીખનાર'

૮. નમૂના તરીકે તા. ૨૩-૮-'૭૯ ના પત્રમાં લખેલી નીચેની બે પંક્તિઓ જુઓ :

"નિઃશબ્દ નાદથી જે રહિ અદર્શ ઉર રક્ત નયન નમશે,
નટપુરના નરમણિ હે! પ્રભાવ કેશવ તારો શું જ કહે?"

(મ. ન. દ્વિ, 'કૌમુદી': વૈશાખ ૧૯૮૫)

૯. જુઓ 'સ્મરણ-મુકુર', પૃ. ૨૧૭.

એવા મથાળાવાળું એક ચોપાનિયું તેણે પ્રગટ કર્યું હતું. એણે મણિ-લાલ અને નરસિંહરાવના મંડળ સમક્ષ નીચેની કવિતા મૂકી :

**તૂતેલી દોસતી**

હનો નહિ પેઆર તાહરો દરાખનો રસ,
જે જુનો થઈ પકરેછ શરાબના નિયાસ;
હતો તે બામદાદનો નીરો દિલકસ,
જે બપોરે પકરેછ સરકાનો ખતાસ;
આજ સુધી હતો એવો માહુને વહેમ,
કે દોસતી છે એક મોહતી અચલ વસંત;
પન રાખું એ ખ્યાલને હું વધૂ વાર કેમ ?
કારન કે એ વસંતનો આયો છે અંત.
સું જસે[10] તુ હવે એક ભમરા મિસાલ
કોઈ નવા ખીલેલાં ગોલાબ આગલ !
રખે થાય તે ફુલનો મ્હારા જેવો હાલ !
રખે તે બી ચાખે બેવફાઈનાં ફલ !

—અને તેમની આગળ બીડું મૂક્યું કે તમારી 'વાનિયાસાઈ' ગુજરાતીમાં આવી ઉમદા કવિતા બતાવશો ? મણિલાલે બીડું ઝડપ્યું અને 'તત્કાળ ( કે વખત લઈને )' એજ વિચાર ભાવ ઇત્યાદિ દર્શાવનાર નીચેના શ્લોકો સંસ્કારી ગુજરાતી ભાષામાં રચીને આપ્યા :

( શિખરિણી )

હતી પ્રીતિ તારી નહિ સરસ દ્રાક્ષારસ સમી,
જતે કાળે થાયે મધુસમ મિઠી તે થઈ જુની;
પ્રભાતે આણેલા અતિ મધુર નીરા સમી હતી,
બપોરે વંઠી તે બગડિ જઈ ખાટી બહુ થતી;
( v. l ) બપોરે ખાટી તે બગડિ સરકા જેવી બનતી.
હતો અદ્યાપિ એ મુજ મન વિશે વ્હેમ અદકો,

10. મૂળમાં 'શું જશે' શબ્દો છે તે પારસીગાઈ ગુજરાતીમાં બંધ બેસતા નથી તેથી 'સુ જસે' એમ સુધારીને અહીં મૂક્યું છે. આ સિવાય મૂળની જોડણી ઇત્યાદિમાં કશો ફેરફાર કર્યો નથી.

હશે પ્રીતીકાન પ્રફુલ સુરભી કાલ સરખો,
ન રાખુ એ આશા પળ પણ હવે મુજ મનમા
નિહાળ્યો મે આજે અચળ-સુરભી અંત પળમા
જશે છોડીને તુ ભ્રમર સમ બીજા સ્થળ વિશે,
રુવાબી છોડે શુ લંપટ થઈ રે'શે ફુલ વિષે,
(v I) થશે પ્રીતે લીન પ્રફુલિત નવા પાટલ વિષે,
રખે મારા જેવા સરસ ફુલના હાલ નિપજે!
(v I) ઉદાસી/હરામી પ્રીતીના ફળ પણ હવે તે અનુભવે! ૧૧

---

૧૧ જુઓ 'સ્મરણમુકુર', પૃ૦ ૨૧૭-૨૧૯

[૭]

## સુધારાનો પવન

મુંબઈ આવ્યા બાદ મણિલાલનો ત્રિકાલસ્નાન તથા ત્રિકાલસંધ્યાનો ક્રમ તૂટ્યો હતો. કૉલેજના છાત્રાલયનું વાતાવરણ એવું હતું કે અમો ટોપી પહેરીને જમવા બેસવાનું તેમને માટે અશક્ય હતું. તેમ છતાં, સનાતની આચારના આગ્રહી આ વિદ્યાર્થીએ બ્રાહ્મણે કરેલી રસોઈ ખાવાનો, નાહીને ધોયેલું ધોતિયું પહેરી જમવાનો અને કોઈને અડક્યા વગર નળેથી જ બારોબાર પાણી ભરી રાખી ‘તે જ દિવસ આખો પીવાનો’ નિયમ રાખ્યો હતો. મદ્યપાન અને માંસભક્ષણ નહીં કરવાનો નિયમ પણ તેમણે, કૉલેજ-કારકિર્દી દરમ્યાન, માંદગી વખતે દાક્તરની સલાહથી કેવળ ઔષધરૂપે કરેલ મદ્યપ્રાશન કે લીધેલ કૉડલીવર ઑઈલ એ બેનો અપવાદ બાદ કરતાં, છેવટ લગી પાળ્યો હતો.[1]

કૉલેજના તે વખતના વાતાવરણનો ખ્યાલ આપતાં મણિલાલ પોતાના સહાધ્યાયી છાત્રોની રીતિનીતિનો પરિચય આપે છે, તે મુંબઈના ગુજરાતી હિંદુ શિક્ષિતો પર એ વખતે ‘સુધારા’નો પવન કેવા જોરથી ફૂંકાતો હતો તેનું નિદર્શન કરે છે. તેઓ નોંધે છે:

‘મારી સાથે તે વખતે લગભગ ૪૦ ગુજરાતી રેસીડન્ટ સ્ટુડન્ટ હતા, તે સર્વે મારાથી પાંચ પાંચ દસ દસ વર્ષે મોટા હતા. કૉલેજે

૧ ‘વસંત’ ૨૮ ૭ ૨૪૨

જમા ધર્મનુ તો નામ જ ન મળે નાત જાત સર્વે માણસ એ સિવાય બીજી સમજાય નહિ ગુજરાતીઓમા પોતપોતાની પ્રકૃતિ મુજબ જુદી જુદી મડળીઓ હતી તે સર્વેમા થોડેવણે અશે દારૂ માસ વગેરેનુ ભક્ષણ તથા રૂઢીમાર્ગના બહાર ચાલ્યા જતા જમવા ખાવામા કોઈ બુટ પહેરીને જમે, તો કોઈ નાહ્યા વિના જમે તો કોઈ ઝાડે ફરી આવી જમીને નહાય વાણીઆ બ્રાહ્મણ પારસી મુસનમાન સર્વે જાહેર છુપા પણ ભેગા વ્યવહાર કરે ભાવનગરના એક બે નાગર બહારનો દેખાવ સાચવતા તથા અમદાવાદીઓ ભયના માર્યા બધુ ધીમે ધીમે કરતા ૨

એવા વાતાવરણમા માથે કોઈ દેખરેખ રાખનાર મુરબ્બી ન હોય ભરજુવાની હોય ઉચ્છૃખલ મોસત હોય અને માબાપ તરફથી વિદ્યોપાર્જન નિમિત્તે જોઈએ તેટનુ દ્રવ્ય મળવાનો સભવ હોય[3] એવા સજોગોમા પોતાના મર્યાદામા મગ્ન રહી બીજી રીતે દૂષિત ન થાય તેવા તો મણિલાલ કહે છે તેમ કોઈ કોઈ હજારે એક બે પ્રભુની કૃપાના પાત્ર હોય તો હોય! તેઓ પોતે કોલેજના કુછદી વાતાવરણથી અસ્પૃષ્ટ રહી શક્યા નહોતા

કોલેજના આરભ કાળના તેમના બે મુખ્ય સાથીઓ તે તેમના શાળાના જૂના સહાધ્યાયી છગનલાલ લલ્લુભાઈ તથા વડોદરાના જમાદાર યુસુફઅલી યાકુબઅલી છગનલાલ લલ્લુભાઈ તેમની સાથે જ રહેતા હતા યુસુફઅલી મુસનમાન છતે વ્યભિચારથી કે વ્યસનથી કેવળ વિમુખ વગર પરણેલો પણ નિયમિત અને સ્વભાવે માયાળુ

---

૨ 'વસત ૨૮-૭ ૨૪૭

૩ સરખાવો હિતોપદેશમાંનો નીચેનો શ્લોક

यौवन धनसपत्ति प्रभुत्वमविवेकिता ।
एकैकमप्यनर्थाय किमु यत्र चतुष्टयम् ? ॥

તથા ઉદાર મનનો માણસ હતો '૪ મણિલાલ અને યુસુફઅલી સાથે વાંચીને સાથે પાસ થયા હતા તેમનો આ મુસલમાન ગૃહસ્થ સાથેનો સંબંધ જિંદગીભર ટકી રહ્યો હતો છગનલાલે એફ ઈ એ મા નાપાસ થતા કોલેજ છોડી દીધી હતી તેમની પછી તુલસીદાસ લક્ષ્મીદાસ મણિલાલની સાથે રહેવા આવ્યા હતા બી એ ના ત્રીજા સત્રમા મણિલાલને શ્રી કેશવલાલ હર્ષદરાય ધ્રુવ સાથે સારી મિત્રતા બંધાઈ હતી મણિલાલ તેમનો પરિચય આપતા આત્મકથામા કહે છે

તેઓ પોતે (= કે હ ધ્રુવ) ઘણા હોશિયાર તથા ચંચળ ને ભણવે અગ્રેસર હતા મે તેને મારાથી થઈ તેટલી તનમનથી મદદ કરી પણ પરીક્ષા તો એ બીચારા જુવાનની બગડી ને તેને મે અધવચ અમદાવાદ પહોંચાડ્યો આ વખતથી તે ગૃહસ્થ મારો સારો મિત્ર થઈ રહ્યો છે '૫

કેશવલાલ ધ્રુવ પણ માન્યપુરુષથી મિત્ર મણિલાલને ઉમળકાભેર નવાજતા આ ઉપરાંત કોલેજકાળ દરમ્યાન મણિલાલને ભૂપતરાય દયાળજી છગનલાલ હરિલાલ પંડ્યા માણેકલાલ સાકરલાલ દેસાઈ, પ્રાણલાલ મંછારામ જોશીપુરા ઝવેરલાલ પટેલ અને કોઈ ભ, આર એમ ૬ નો પણ સંગ થયો હતો

તેમના કેટલાક સહાધ્યાયીઓ તોફાની અને કુટેવી હતા આવા સોબતીઓનો પોતાને કેવો અનિષ્ટ પાસ લાગેલો તેનો એકરાર તેઓ પોતે જ નીચેના શબ્દોમા કરે છે પેલા મે મિત્રો ની સોબતની

૪ 'વસંત' ૨૮ ૭ ૨૪૧

૫ 'વસંત ૨૯ ૭ ૨૪૬ અપ્રગટ આ વૃ, પૃ ૭૮

૬ આ ભટ્ટ આર એમ મણિલાલને તા ૧-૧૨ ૭ ના પત્રમા "તમારા લઘુ ગ્રંથ અને તેની સાથે બીજી શૃંગારની કવિતાઓ જે ખ્યાતિમા છે અને હજુ છપાવવામા આવી નથી તેનો સંગ્રહ કરીને 'પ્રેમ-કલા ભા ૧' એવા નામથી બહાર પાડવામા તમારા તરફથી રજા છે?" -એમ પૂછે છે તે નોંધપાત્ર છે (મ ચ સા, 'કૌમુદી' જુલાઈ ૧૯૩૦)

પ્રસગ મે લખેલી જ છે તેને તાગે થઈ આ (=ણીછ) ટર્મની આખરે મે એક વેશ્યા સાથે મારી છદગીમાં પ્રથમ વ્યભિચાર કર્યો '૭ પછી વેકેશનમા ઘેર આવ્યા બાદ તેમને ચાદીનો રોગ થયો એ વખતે સાધારણ ખસ જાણીને ઉપાય કરતાં ૧૫-૨૦ દિવસમા એ રોગ મઆૂમા આ ગો પણ ત્રીજા મનમા મગઈ ગયા બાદ તેમને ઢીચણે સખત મધિવા થયો, તે ચાદીના પરિણામરૂપ છે એમ મેડીકલ કોલેજમાં ભણતા તેમના મિત્રોએ સમજાવ્યુ અને દવા કરી મગાવો, પણ એ વખતે કોઈ કુશળ દાક્તરની સલાહ લેવાનુ તેમને સૂઝ્યુ નહિ

આ વખતે ફરી ભૂલ પુન નહિ કરવાનો મણિલાલ નિશ્ચય કરે છે પણ બી એ ના ત્રીજા સત્રમા કુસગને લીધે એ નિશ્ચય શિથિલ પડે છે અને ચારિત્ર્ય-સ્ખલનનો પ્રસગ ફરી વાર બનતા ચાદી ફરી ઊગળે છે પણ આ વખતે રોગનુ રૂપ જાણીતુ હોવાથી પૂરે પૂરો ઉપાય કરવાથી તત્કાળ આરામ થઈ જાય છે^ આ કુસેવનના ફળરૂપે તેમને જિંદગીભરના ભયકર શારીરિક વ્યાધિની ભેટ મળી

આમ અનેક માર્ગે દોનાઈને હેરાન થયા છતા મણિલાલનુ ચિત્ત અભ્યાસ પર એકાગ્ર રહેતુ આ વાત કોલેજમા ચર્ચાતી એક ઈ એ ની પરીક્ષામા મણિલાલ પ્રથમ નબરે પાસ થઈ રૂ ૩૦૦નુ ઇનામ છતી જશે એમ સૌને લાગતુ હતુ આથી કેટલાક તોફાની વિદ્યાર્થીઓએ ઈર્ષ્યાથી પ્રેરાઈને તેમને પાછા પાડવાનુ કાવતરુ રચ્યુ

એક દક્ષિણી છોકરાની જાને જવાનુ હતુ તેમા મણિલાલ તથા છગનલાલ લલ્લુભાઈ ન ગયા જાનમાથી આવ્યા બાદ પ્રાણલાલ વહાલદાસ જોષીપરાને છગનલાલ સાથે બોલાબોલી થઈ તે પરથી મણિલાલ તથા છગનલાલની નિર્મળતાને નિમિત્ત બનાવી તેમના પર શિથિલ

૭ જુઓ 'વસત' ૨૮ ૭-૨૪૩, અપ્રગટ આ વૃ પૃ ૨૨
૮ 'વસત' ૨૯ ૭ ૨૪૬

ચારિત્ર્યના આક્ષેપો મૂકીને, ગુજરાતી છોકરાઓએ તેમને કૉલેજમાંથી કાઢી નખાવવાનો પેંતરો રચ્યો આ મતનમની એક અરજી પ્રિન્સિપાલ પર મોકલવા સારુ વાઈ પણ ખરી પ્રાણનાથની માફી માગવાની શરતે મણિલાલને જતા કરવાનુ ઠરેલામા આવ્યુ પણ મણિલાલ ડગ્યા નહિ આખરે ખાપર્ડે નામના 'ફૈના'ને વચ્ચે ગણીને સમાધાન થયુ તેમા છગનલાલે માફી માગી સમાધાન થતા જ પ્રાણનાથ મણિલાલને મળ્યો અને કહ્યુ 'કેમ હવે first આવી ગયો ને? તારા મનમા પવન ધરશે ભાગ્યો હતો તે જરા નરમ પાડવા આ કર્યું હતુ

ત્યાર પછી ૧૦–૧૨ દિવસે એફ ઈ એ ની પરીક્ષા થઈ પણ ઉપના મનાવને કારણે મણિલાલનુ ચિત્ત એક અઠવાડિયા સુધી વ્યગ્ર રહ્યુ તેથી એ પરીક્ષામા પ્રથમ ન આવી શક્યા ! ૯

બી એ ના પહેલા સત્રમા મણિલાલ પોતાના વડસાલુ ગુજરી જવાથી નડિયાદ આવેલા ત્યારે એમને બાળાશંકરની મુલાકાત થઈ હતી એ વખતે 'બાળાશંકરને ચિત્તભ્રમ થઈને ગાડપણની અવસ્થા હોય' એમ મણિલાલને લાગ્યુ ૧૦ બાળાશંકરે મણિલાલ સાથે મુબઈ જવાની તૈયારી બતાવી મણિલાલે મિત્રભાવે તેને બધી રીતે મદદ કરવા વચન આપ્યુ બાળાશંકર મુબઈ ગયા તેમનો રોગ એક પ્રકારની માનસિક ઘેલછા (monomania) હતી કેશવલાલ નામનો નડિયાદનો ગવૈયો મુબઈમા હતો તેની સખત એ રોગ લાગી જતો તેમણે મુબઈમા રહેવા સારુ મકાન ભાડે રાખ્યુ હતુ મણિલાલ પણ

---

૯ 'વસત' ૨ ૭ ૨૪, ૨૪૪

૧૦ આની પહેલા માંડનલાલ પ્રસાદરાવે તા ૧૪ ૮–'૮૬ ના પત્રમા બાળાશંકરની માનસિક અસ્વસ્થતા વિશે મણિલાલને ઇશારો કર્યો હતો તે પરથી કહી શકાય કે મણિલાલ નડિયા આવ્યા ત્યારે એ વાતની તેમને ખબર હતી

તેમની જોડે રહેતા હતા અને બાળાશંકર ન જાણે એમ પોતાનું ભોજન-ખર્ચ આપતા હતા.

બે માસ બાળાશંકર મુંબઈ રહ્યા તેથી તેમની તબિયત સુધરી. આ સમય દરમ્યાન બાળાશંકરે મણિલાલની અવગણના કરીને તેમને પજવવામાં બાકી રાખી નહોતી, છતાં પોતે તેના પ્રત્યે કરેલ પાપના પ્રાયશ્ચિત્તરૂપે એ સઘળું સહન કરી લીધું હતું એમ મણિલાલ આત્મવૃત્તાંતમાં કહે છે.[૧૧]

સત્ર પૂરું થવા આવ્યું, છતાં બાળાશંકર કેશવલાલને મૂકીને નડિયાદ જવા માગતા નહોતા. બીજી તરફ એમનાં માબાપ કલ્પાંત કરતાં હતાં. આખરે મણિલાલ બાળાશંકરને સમજાવીને નડિયાદ લાવ્યા. પણ આથી બેઉનો સંબંધ ફરીથી તૂટ્યો. મોહનલાલ તથા ચતુરભાઈ પણ બાળાશંકરથી કંટાળીને મણિલાલ તરફ વળ્યા હતા. મણિલાલ સાથે તે બન્નેનો સંબંધ છેવટ લગી ટકી રહ્યો હતો.

---

૧૧ જુઓ 'વસંત': ૨૯-૭-૨૪૫

[૮]

## કાળોતરો નાગ

કૉલેજના અભ્યાસના ખર્ચ અંગે મણિલાલને પિતા પાસેથી થોડીઘણી આર્થિક મદદ મળતી હતી. નભુભાઈ નો સ્વભાવ લોભી અને કેંક અંશે સ્વાર્થી હતો. તેનો અનુભવ મણિલાલને કૉલેજ–કાળ દરમ્યાન થોડોક અને પછીથી વિશેષ થયો હોય તેમ તેમના પિતા પરના પત્રો તેમજ આત્મવૃત્તાંત વાંચતાં સમજાય છે.

મણિલાલ કૉલેજમાં દાખલ થયા તે જ વર્ષે તેમના નાના ભાઈ માધવલાલનો જન્મ થયો હતો અને તેમનાં માતુશ્રીએ ગંભીર બીમારી ભોગવી હતી. આથી પહેલા વર્ષ દરમ્યાન તેમનું 'મન ઘર તરફ વારંવાર ખેંચાતું હતું.'

બી. એ. ના પ્રથમ સત્રના આરંભમાં, વડસાસુના અવસાન નિમિત્તે, મણિલાલને મુંબઈથી નડિયાદ આવવું પડ્યું. તેમના લગ્ન પછી શ્વસુરગૃહે આ પહેલો જ વ્યાવહારિક પ્રસંગ હતો. આ. વૃ. માં એનો ઉલ્લેખ કરતાં તેઓ કહે છેઃ

"હું આવ્યો પણ મારા સસરાએ રીવાજ મુજબ મને ભાડાના પૈસા પણ ન આપતાં ફક્ત રૂ. ૩–૩ા ની પાઘડી બંધાવી. મેં પાઘડી પાછી આપી તે પરથી મારાં સાસુસસરાએ ઘણી ગાળો દીધી તથા હેરાન કર્યો એટલે બે દિવસમાં કંટાળીને હું પાછો જતો રહ્યો. આ વખતથી જ કાંઈક કંકાસનાં બીજ રોપાયાં."[1]

[1] 'વસંત' : ૨૯-૭-૨૪૫.

તેમના લગ્નજીવનના કલેશમય બનાવોની પરંપરાનો આરંભ આ પ્રસંગથી થાય છે. વ્યાવહારિક આપ-લેની બાબતમાં મણિલાલની દૃષ્ટિ જતું કરવાની નહિ, પણ ઝીણી ગણતરીવાળી હતી તે આ પ્રસંગ પરથી સમજાશે. બીજી બાજુ, તેમનાં સાસરિયાંની પામરતાનું પણ અહીં પ્રથમ દર્શન થાય છે.

પણ આના કરતાંયે વિશેષ અમંગલ અને આઘાતજનક શરૂઆત તેમનાં પત્ની સાથેના સૌપ્રથમ મિલનની છે, જેને લીધે તેમના સમગ્ર જીવન પર કરુણતાની ઘેરી છાયા પથરાય છે. મણિલાલ બી. એ. ના છેલ્લા સત્રને અંતે, પરીક્ષા અગાઉ, નડિયાદ આવ્યા તે સમયે—એટલે કે ૧૮૭૯ના ઑકટોબરની આસપાસ—તેમનાં પત્નીને પહેલવહેલાં સાસરે તેડ્યાં હતાં.

દશેરાનો દિવસ હતો. સગાં-સંબંધીને જમવા નોતર્યાં હતાં. જમવાના કલાકેક અગાઉ મણિલાલ બારી પર બેઠા બેઠા કોઈ માણસની જોડે વાત કરતા હતા. તેવામાં બાજુ પરનાં લાકડાંમાંથી એક કાળો સાપ દોડતો તેમના પગ પાસે આવ્યો. સામે બેઠેલા માણસે ચેતવવાથી મણિલાલે પગ ઊંચા લઈ લીધા. એક-બે માણસ લાકડી વતી સાપને બહાર કાઢવા મથવા લાગ્યા પણ તે નીકળ્યો નહિ.

દરમ્યાન મણિલાલ જમવા ગયા તેમણે કંસારનો કોળિયો વાળીને મોંમાં મૂકવા હાથ ઉપાડ્યો કે તરત પેલા લોકોએ બૂમ પાડી: 'મણિલાલ! સાપ નીકળ્યો.' કોળિયો નીચે મૂકી તે ઊભા થયા અને સાપને પકડી નંખાવી દીધો.

આ બનાવથી પોતાને થયેલો આઘાત વર્ણવતાં છેક ૧૮૮૭માં તેઓ કહે છે:

"આ બનાવથી મારું દીલ ખાટું થઈ ગયું ને ખરેખર તે જ દિવસથી મારી સ્ત્રી એવી તો દુઃખદાયક નીવડી કે એ થનાર વ્યથા-

માંથી મને મુક્ત કરવા શ્રીહરિએ મોકલેલો આ સર્પ મને ડંખ્યો હોત તો બેહેતર હતું આ વાત મારા મનમાંથી વહેમરૂપ મનાઈ ઘસાઈ ગઈ હોત પણ પાછળના પરિણામે આ શકુનનો આવો જ અર્થ મારા મનમાં દૃઢ કર્યો છે "[2]

પછીના બે વર્ષ, દશેરાને જ દિવસે, મણિલાલને એવું જ અમંગળ દર્શન થયું એટલે એ વાત મનમાં વિશેષ દૃઢ થઈ ગઈ! બીજે વર્ષે દશેરાને દિવસે પ્રાતઃકાળમાં જ તેમના પર છાપરામાંથી સર્પ પડ્યો ને કેવળ પ્રભુકૃપાથી જ એ બચી ગયા!

ત્રીજે વર્ષે દશેરાને દિવસે તેઓ મુંબઈ હતા ત્યાં સર્પનો ભય ન હતો પણ સાંજે સૌ જમવા બેઠા હતા ત્યારે એકદમ તેમના પાટલા નીચેથી એક ગજનો કાનખજૂરો નીકળ્યો![3] આ બનાવોના અનુલક્ષમાં મણિલાલના સમગ્ર લગ્નજીવનનો ખ્યાલ કરનારને મણિલાલના ઉપર ટાંકેલા ઉદ્ગારો અયુક્ત લાગશે નહિ.

તેમના આ કરુણ જીવન-નાટકનો પ્રથમ અંક કઈ રીતે શરૂ થયો તે હવે જોઈએ પત્નીના પ્રથમ મિલનની છાપ વર્ણવતા મણિ-લાલ કહે છે

"અમારા પત્ની તો . આવ્યા-પણ આવ્યા તે જ રોજ અત્તરની શીશી લાવેલા મેં પુછ્યું ક્યાંથી આણી તો કહે કે મારા ભાઈની ઊઠાવી આણી છે આ પરથી જ મને બાઈશ્રીનામાં ચોરીના અંકુર જણાયાથી મનમાં ખેદ થયો. મને કોઈ રીતે સંતોષ કે આનંદ પેદા કરે તેવો ગુણ આ સ્ત્રીનામાં ન હતો."

પત્નીની ચોરીને ખાવું, સાસરા-પિયેર વચ્ચે સાચા-જૂઠા કરવાં તેમ બીજી અનેક અરુચિજનક આદતો જોઈને મણિલાલને પ્રથમથી જ તેના તરફ અણગમો ઉત્પન્ન થયો હતો તોપણ 'એ અભણ છે ને

૨ 'વસંત' ૨૯-૭-૨૪૫
૩ 'વસંત' ૨૯-૭ ૨૪૬,૨૪૭

તેને ભણાવી કુશળ કરીશ ' એમ માનીને તેના પર વિશેષ લક્ષ નહિ આપતા તે વખતે તો તેઓ બી એ ની પરીક્ષાની તૈયારીમા ગૂથાયા ૪

પરંતુ પછીથી બન્ને વચ્ચે જરાય મેળ જામ્યો નહિ એ એક વીસ વર્ષના જુવાનની ભાવનાઓ કે મનોરથો સમજે યા સતોષે એવી આવડત કે સસ્કારિતા આ અગિઆર–બાર વર્ષની બાળામા નહોતી પત્ની અંગે થયેલી નિરાશાના સદર્ભમા મણિલાલે આ વૃ મા પોતાના જીવનની એક મુખ્ય શોધ વિશે નીચે પ્રમાણે નોધ કરી છે, જે તેમના સ્વભાવ પર પણ મહત્ત્વનો પ્રકાશ પાડે છે

"મારી જીદગીની મુખ્ય શોધ કોઈ શુદ્ધ પ્રેમસ્થાન મેળવવા તરફ હતી તેવુ સ્થાન સ્ત્રી મળે ને તે વળી પોતાની પરણેલી હોય તો વળ શ્રેષ્ઠ એમ હું માનતો પણ વ્યર્થ ! સ્ત્રીના અભાવે કોઈ પુરુષની સાથે ખરો પ્રેમ બંધાય તો તે પણ મને ઇષ્ટ હતો આજ કારણથી મિત્રોની વ્યવસ્થા વારવાર કર્યા જતો ને બને તેટલી રીતે મારા મિત્રો મારા પર એકપ્રેમ રાખે તેવો પ્રયત્ન આચરતો પ્રેમનુ સ્વરૂપ હુ એક પ્રકારનો આનદમય તથા પોતાપણુ ભૂલી પારકામા તન્મય થવાય એવો અભેદ માનતો મારૂ વય સમજવાળુ થયા પછી કોઈ કોઈ સ્ત્રીઓના સબધમા આ તો હોઈશ, તે પણ આવી શોધના ઇરાદાથી વિષયવાસનાથી નહિ પણ સ્ત્રી પુરષ ઉભય પક્ષે મને મારી ઇચ્છા મુજબ ફળ મળ્યુ નહિ ને એ પ્રેમ અતે વિરાગ રૂપે પરિણામ પામ્યો એ આગળ જણાશે આવા પ્રેમના આવેશમા જ તે પ્રેમનુ સ્વરૂપ બતાવવા માટે મે મારા નવા મિત્ર મોહનલાલને ૧૮૮૦ મા 'પ્રીતિ પ્રેમ વહુ જય જય જય વાણી' એ હિડી લખેલી "૫

આ ઉપરથી સમજાશે કે મણિલાલની સ્નેહ–ભૂખ કેવી તીવ્ર

૪ આત્મ આ૦ વૃ૦ પૃ ૨ ૩૦
૫ 'વસત ૨ ૭ ૨૪૪

હતી ! મિત્રો અને વિરોધીઓ ઉભય પરત્વે તેમની આ લાગણી પ્રગટ થયેલી છે. બાળપણનાં તોફાનો, રિસામણાં-મનામણાં ઇત્યાદિ મણિલાલના તીવ્ર વેદનશીલ માનસને માટે કેવળ ક્ષણિક, કે આગંતુક સંસ્કારરૂપ નહિ બનતા કાયમની અસર કરનાર બળનુ સ્થાન પામ્યાં હતાં.

શુદ્ધ પ્રેમસ્થાનની શોધ દરમ્યાન તેમણે બહોળું મિત્રમંડળ જમાવ્યુ હતુ. પરતુ તેમના એ પુરુષાર્થમાં પ્રારબ્ધ જાણે કે પહેલેથી જ એટલુ પ્રતિકૂળ કે ઘરમા, બહાર સર્વત્ર એમને નિષ્ફળતા જ મળ્યા કરી ! એટલુ જ નહિ, તેને લીધે તેમના મનને પ્રેમને બદલે પ્રેમાભાસવાળા વિકારના પકમા ખૂંપીને દૂષિત થવાનુ અનિષ્ટ પરિણામ પણ ભોગવવુ પડ્યું !

[૯]

## ધ્યેયનું ચિંતવન

આપણે આગળ જોયું તેમ, ગ્રેજ્યુએટ થયા બાદ મણિલાલે ૧૮૮૦ના એપ્રિલ સુધી એલ્ફિન્સ્ટન કૉલેજના માનાર્હ ફેલો તરીકે કામ કર્યું હતું. એપ્રિલમાં સત્ર પૂરું થતાં તેઓ નડિયાદ આવ્યા. કમાવા અંગે તેમના પર પિતાનું દબાણ આ બધો વખત ચાલુ જ હતું. એટલે તરત જ તેમણે નોકરીની તપાસ શરૂ કરી.

સૌપ્રથમ અમદાવાદ જઈને તેઓ ઉત્તર વિભાગના એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર મિ. બુલહરને મળ્યા. તેમણે મણિલાલને ઑક્ટોબરમાં રૂ. ૫૦–૬૦ ના દરમાયાની નોકરી આપવા કહ્યું. વચગાળાનો સમય– જૂનથી સપ્ટેમ્બરનો–કૉલેજના બીજા સત્રનો હતો, તે 'ફેલો' તરીકે પૂરો કરીને પછી ઑક્ટોબરમાં નોકરીએ ચડવાનું તેમણે નક્કી કર્યું હતું. ઑક્ટોબરમાં ધારેલી નોકરી ન મળે તો જાન્યુઆરી, ૧૮૮૧ થી ફેલો તરીકે રૂ. ૬૦ તો મળવાના છે જ એમ ગણતરી કરીને, નવું સત્ર ખૂલતાં, મણિલાલ મુંબઈ ગયા.

આ વખતે તેઓ મુંબઈમાં નડિયાદના સુપ્રસિદ્ધ સાક્ષર અને પોતાના મુરબ્બી શ્રી મનસુખરામ સૂર્યરામ ત્રિપાઠીને ત્યાં ઊતર્યા હતા. મનસુખરામે નોકરી મેળવવા માટેની મણિલાલની ઉત્સુકતા પારખીને, તેમને માટે ભાવનગરના તે વખતના નાયબ દીવાન વજલ-ભાઈ ગગાભાઈને ત્યાં તેમના દીકરાઓને ભણાવવા તથા સેક્રેટરી

તરીકે કામ કરવા માટેની રૂા ૭૫ના માસિક પગારની નોકરીની ચેતરણ કરી[1] તે પ્રમાણે તેઓ મુંબઈથી ભાવનગર જવા સારુ જૂનની આખરમાં[2] નડિયાદ આવ્યા પણ દેશી રાજ્યમા—અને તે પણ કોઈ ગૃહસ્થની ખાનગી નોકરીમા—જવા તેમનુ મન માન્યુ નહિ એટલે અમદાવાદ, એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટરને તેમણે ફરીથી એ મતલબનુ લખ્યુ કે ઓક્ટોબરમા નોકરી આપવાનુ વચન આપતા હો તો ભાવનગરની નોકરી ન સ્વીકારુ આ બાબતે કશો ઉત્તર નહિ મળતા મણિલાલ ભાવનગર જવા તૈયાર થયા પણ તે જ વખતે તેમને સમાચાર મળ્યા કે નડિયાદની હાઈસ્કૂલમા રૂા ૬૦ના દરમાયાથી ત્રીજા મદદનીશ શિક્ષક તરીકે તેમની નિમણૂક થઈ છે એટલે ભાવનગરની

---

૧ જુઓ 'વસંત' ૨૯-૭-૨૪૮ આ બાબતનો ઉલ્લેખ તેમણે આ અરસામા લખેલા પોતાના પિતા પરના બે પત્રોમા પણ કર્યો છે તે પૈકી તા ૧ જુલાઈ ૧૮૮૦ ના રોજ લખેલા પત્રનો નીચેનો ભાગ ધ્યાનપાત્ર છે :

"ભાવનગરના ત્રણ સામસામી પક્ષો છે તેમા એક દિવાનની પક્ષ છે, ને બીજી ગગા ઓઝાની છે, ને ત્રીજી એક પાછી છે મારે નોકરી ગગા ઓઝાની પક્ષના લેવાની છે તે નોકરી ખાનગી છે એમ મનસુખરામનુ કહેવુ છે મનસુખરામ એ નાણુસને ઓળખે છે આ પરમાણે છે એટલે જે થશે તે ખરૂ અમે કઇ ભૂખે મરી જવાના નથી તમને કમાઈને બનશે તે આપીએ એવી અમારા પેટમા ઘણા વખતથી ઉમેદ છે તે ઈશ્વરની ઇચ્છા હશે ત્યારે બર આવતા વાર લાગશે નહિ" (મ ચ સા-૨, 'કૌમુદી', જુલાઈ ૧૯૦૦)

અહી મણિલાલે 'પક્ષ' શબ્દ 'પાખ'ના અર્થમા વાપરીને એ શબ્દની ('પાખ'ની) ગુજરાતીમા નારી જાતિ છે તે 'પક્ષ'ને લગાડી છે

૨ 'વસંત' ૨૮-૭-૨૪૮, આ પૃ મા મણિલાલે જૂનની આખરે નડિયાદ ગયાનુ જણાવ્યુ છે પણ તે એમનો સ્મૃતિદોષ જણાય છે તા ૧ જુલાઈ ૧૮૮૦ ના રોજ તેમણે ઉપર મુજબનો એક પત્ર મુંબઈથી પિતા પર લખ્યો હતો તે પરથી એમ કહી શકાય કે મણિલાલ વહેલામા વહેલા જુલાઈના પહેલા અઠવાડિયામા નડિયાદ આવ્યા હશે

જગાનો[3] અસ્વીકાર કરીને તા. ૩૧ જુલાઈ ૧૮૮૦ ના રોજ[3] તેઓ, લગભગ ૨૨ વર્ષની વયે, શિક્ષકની નોકરીમાં પહેલવહેલા દાખલ થયા.

આ એક વર્ષ દરમ્યાન શિક્ષણકાર્યમાં પોતાને મળેલી સફળતાનો ઉલ્લેખ કરતાં તેઓ રોજનીશીમાં લખે છે: 'જે જે વિષય જેને જેને મેં ભણાવ્યો છે તે સર્વની મારા પર અનન્ય પ્રીતિ છે એમ મને અદ્યાપિ માલુમ છે.'[4] પણ ભવિષ્યનો વિચાર કરતાં તેમને શાળાની નોકરીથી સંતોષ થતો નથી. પગારમાં વૃદ્ધિ થશે કે નહિ તે સંશયમાં તેઓ આ વર્ષે મુનસફની પરીક્ષામાં બેસવાની તૈયારી કરે છે. પણ પછી કદી એ પરીક્ષામાં બેસવાનો પ્રસંગ આવ્યો નહિ.

કૉલેજના અભ્યાસકાળ દરમ્યાન મણિલાલનું મન, અમુક ધાર્મિક આચારો પાળવાનો નિયમ રાખવા છતાં, 'ઘણે અંશે નાસ્તિક' થઈ ગયું હતું. એ વખતે 'યુરોપિયન સુધારો, નીતિ, રીતિ, તથા ઈશ્વર મોક્ષ ઈત્યાદિકના વિવિધ તર્ક' તેમના મનમાં 'રમી રહ્યા હતા.' 'માણસના જીવિતનું મુખ્ય અને છેવટનું કર્તવ્ય એ જ છે કે આ તમામ વાતો વિષે નિર્ણય કરવો' એમ તેમને પ્રતીત થયું હતું. છતાં એ વખતે પોતે તે વિશે કોઈ ચોક્કસ નિર્ણય તારવવાનો પ્રયત્ન કર્યો નહોતો.

પણ હવે તેમને ચોક્કસ સમજાય છે કે 'ધર્મ, નીતિ તથા સુધારાના તત્ત્વ વિષેનો નિર્ણય કર્યા વિના મારી જીંદગી સુખમાં કે નિશ્ચિત માર્ગે જવાની નથી.' આને માટે તેઓ પાશ્ચાત્ય સુધારકો તથા તત્ત્વચિંતકોનાં ઇતિહાસ તથા ફિલસૂફી વિશે 'જે પુસ્તકો હાથમાં આવે તે' વાંચવાનો નિયમ કરે છે. તે પ્રમાણે પશ્ચિમનાં ધર્મતત્ત્વજ્ઞાનના ઘણા ગ્રંથોનું તેઓ ઊંડું અધ્યયન કરે છે, પણ 'યુરોપિયન

---

૩. શ્રી પુરાણી તા. ૧૭ જુલાઇ ૧૮૮૦ આપે છે તે નિમણુકના હુકમની તારીખ છે. (જુઓ મ. ન. દ્વિ.નું જીવનચરિત્ર, પરિશિષ્ટ-૪, પૃ. ૧ )

૪. 'વસંત' : ૨૯-૭-૨૫૦.

ફિલસૂફોનાં લખાણથી' તેમના મનનું સમાધાન થતું નથી. એટલે ફિલસૂફીના સંસ્કૃત ગ્રંથોનો અભ્યાસ કરવાનો તેઓ નિશ્ચય કરે છે. પ્રથમ તેમણે 'રામાયણ' 'ગીતા' વગેરેના કોઈ કોઈ ભાગ વાંચવા માંડ્યા. તેની સાથે અમુક સ્મૃતિઓ અને તે ઉપર પાશ્ચાત્ય પંડિતોનાં વિવેચનો વાંચવા શરૂ કર્યાં. આ અંગેનાં બધાં પુસ્તકો નડિયાદમાં મળવાં મુશ્કેલ હતાં. છતા પ્રાપ્ય તેટલા સઘળા પુસ્તકો વાચીને જીવનનુ ધ્યેય નક્કી કરવાનો પુરુષાર્થ નડિયાદનિવાસ દરમ્યાન તેમણે જારી રાખ્યો હતો.[૫]

બી. એ થયા પછી તેમણે ભવભૂતિરચિત સંસ્કૃત નાટક 'માલતીમાધવ'નો ગુજરાતી અનુવાદ તૈયાર કરવા માંડ્યો હતો તે આ અરસામા પૂરો છપાઈને બહાર પડે છે તેનાં પ્રૂફ વગેરે તપાસવામાં મણિલાલને તેમના મિત્ર છગનલાલ હ. પંડ્યાએ મદદ કરી હતી.[૬] તેઓ આત્મકથામાં નોંધે છે કે છપામણીનું ખર્ચ ભરપાઈ થઈ રહે તેટલી કિંમતની 'માલતીમાધવ'ની નકલો એ વખતે ખપી હતી[૭]

બીજા મિત્રો પૈકી મોહનલાલ તથા ચતુરભાઈ આ ગાળામા મણિલાલની વિશેષ નજીક આવ્યા ચતુરભાઈ તો મણિલાલના હાથ નીચે શાળામા ભણતા હતા, છતાં ઉમ્મર વચ્ચે સમકક્ષાનો મૈત્રી સબંધ રહ્યો હતો આ સિવાય, બીજી બે વ્યક્તિઓ પણ આ વખતે મણિલાલના આપ્તમડળમાં ભળી હતી એક તેમના ગામના વાણિયા સાકળચદ મગનલાલ કે જેઓ 'સદ્‌ગૃહસ્થ'ના વિશેષણથી તેમજ 'પ્રેમના બબા'ના ઉપનામથી મિત્રમડળમા જાણીતા હતા,[૯] અને બીજી વ્યક્તિ તે મણિલાલની જ જ્ઞાતિનો ૧૮-૨૦ વર્ષની વયે તે વખતે શાળામા ભણતો મણિલાલનો વિદ્યાર્થી છોટાલાલ વજુભાઈ[૧૦] બન્નેનો મણિલાલ સાથે વખત જતા ઘનિષ્ટ સબધ બધાયો હતો

મણિલાલ નડિયાદ આવીને રહ્યા ત્યાર પછી તેમના પત્ની બીજી વાર સાસરે આવ્યા પણ બીજે જ દિવસે તેમના સાસુ, જમાઈ તથા વેવાઈને ગાળો દઈ, કજિયો કરીને પોતાની પુત્રીને ઘેર પાછી લઈ ગયા મણિલાલ આનો ઉલ્લેખ કરતા કહે છે 'તે દારૂ પીને આવેલી હોવાથી ન કહેવાય તેવી ગાળો દઈ લઢાઈ કરી ગઈ'[૧૧] સાસુના આ દુર્વર્તનથી મણિલાલનુ મન સાસરિયા પરથી બિલકુલ ઊઠી ગયુ તેમણે પત્નીને બાપામા રાખી અને સાસરે જમવાખાવાનો વ્યવહાર છોડી દીધો બેત્રણ માસ આ પરિસ્થિતિ ચાલી તે દરમ્યાન તેમને પત્નીની કાનતરા, ચોરી, છૂપા સદેશા ઇત્યાદિ અનેક કુટેવોનો અનુભવ થયો આ અરસામા નભુભાઈને કેટલાક લોકોએ શરમાવ્યા એટલે તેમણે પુત્રવધૂને પિયર જવા દીધી પણ મણિલાલના સાસરિયાં પછી તો એને પોતાને ઘેર રાખી બેઠા અને તેના કારણમા મણિલાલના માતુશ્રી તેમની પત્નીને મારે છે એવી વાત વહેતી કરી[૧૨]

૯ પ્રો સાકળચદ જેઠાલાલ શાહની મુલાકાતને આધારે
૧૦ 'વસત' ૨૯-૭-૨૫૧
૧૧ આત્મવૃ૰ આ ૧, પૃ ૩૧
૧૨ 'વસત' ૨૯-૭-૨૪૮

આ કલહમાં મણિલાલના માતુશ્રીના ક્રોધી સ્વભાવે પણ અમુક ભાગ ભજવ્યો હશે તેમનું નામ નિરધાર હતું આજે પણ તેમના વંશજો તેમજ વૃદ્ધ જ્ઞાતિજનો કહે છે કે નિરધાર ડોશીનો આખા કુટુંબ ઉપર સખત દાબ હતો મણિલાલના પત્નીને તેમજ મણિલાલના પુત્ર એન્દ્રજીવનના પત્નીને ત્રાસ આપવામાં તેમણે બાકી રાખી નહોતી સવારે ત્રણે ઊઠવું અને રાત્રે બારે સૂવું એવો તેમના ઘરની વહુઓનો નિત્યક્રમ ડોશીએ ઘડી આપ્યો હતો એકવાર નવી આવેલી પૌત્રવધૂએ દાળનું આંધણ ઓછું મૂક્યું હશે તેથી ઉશ્કેરાઈને ડોશીએ આંધણનું ઊકળતું પાણી વહુ પર રેડેલું અને દાઝેલી સ્થિતિમાં એની પાસે દળણાં દળાવ્યાં હતાં[13] નડિયાદમાં ખારી વાવ રોડ પર મણિલાલનું એક જૂનું મકાન છે તેના ડહેલામાં આજે પણ મણિલાલના માતુશ્રીનું મોટું તૈલચિત્ર મૂકેલું છે તે ઉપરથી ડોશીના જાજરમાન વ્યક્તિત્વ અને ઉગ્ર સ્વભાવનો ખ્યાલ આવે તેમ છે આત્મવૃત્તાંતમાં મણિલાલે કેટલેક સ્થળે ઘરકંકાસને અંગે માતુશ્રીના સ્વભાવનો કરેલો ઉલ્લેખ પણ આનું સમર્થન કરે છે એટલે મણિલાલના માતુશ્રીના સ્વભાવનું આ વર્ણન સ્વીકારીએ (અને તેમ ન કરવાનું કોઈ કારણ નથી) તો સતત ચાલી રહેલા ગૃહક્લેશ માટે તેમને પણ જવાબદાર ગણવા જોઈએ

કુટુંબ-ક્લેશની વચ્ચે પણ શિક્ષક મણિલાલના દિવસો જીવનનું ધ્યેય વિચારવામાં તેમજ અભ્યાસ અને લેખનની વિવિધ યોજનાઓ ઘડવામાં પસાર થતા હતા દરમ્યાનમાં (૧૮૮૦ના નવેમ્બરમાં) તેમને એવો સખત તાવ લાગુ પડ્યો કે જીવવાની પણ આશા ન રહી ત્રણ માસના ભારે મંદવાડ પછી, ૧૮૮૧ના ફેબ્રુઆરીમાં, એ ફરી કામ પર ચઢ્યા

બરાબર આ જ અરસામાં તેમને સમાચાર મળ્યા કે મુંબઈની

---

૧૩ શ્રી રમણલાલ એ દ્વિવેદીની મુલાકાતને આધારે

ગુજરાતી નિશાળોના ડેપ્યુટી એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટરની જગા ખાલી પડી છે એટલે એ જગા સારુ તેમણે કેળવણી ખાતાના નિયામકને ( Director of Public Instruction ) અરજી કરી નિયામકની ભલામણથી એ જગા પર માસિક રૂ ૭૫ ( + ૨૫ ભથ્થુ )ના પગારથી મણિલાલની નિમણૂક થઈ ૧૮૮૧ના એપ્રિલના પહેલા અઠવાડિયામાં તેમણે નવા હોદ્દાનો હવાલો સભાળ્યો [૧૪]

---

૧૪ મણિલાલના ઘરમાથી મળી આવેલ અપ્રગટ પત્રવ્યવહારને આધારે. મુંબઈ સરકારના ચીફ સેક્રેટરી તરફથી મણિલાલને મળેલા હુકમમા તારીખ ૨૯ માર્ચ ૧૮૮૧ લખેલી છે તેની પર મણિલાલે હુકમ મળ્યા તારીખ ૧-૪-૮૧ નાખી છે તે ઉપરથી કહી શકાય કે તેમણે એપ્રિલના પહેલા અઠવાડિયામાં મુંબઈ જઈને નવી જગા સંભાળી હશે આ દ. ની અંદર અનિશ્ચિત સ્મૃતિને કારણે 'તા. ૨૦ માર્ચ પછી' એમ નોધ્યું છે (જુઓ 'વસંત' ૨૯-૭-૨૫૭ )

## [૧૦]

# શિક્ષણ–અધિકારી

ઈ. સ. ૧૮૮૫માં સ્થાનિક સ્વરાજનો કાયદો પસાર થયો તે પહેલાં પ્રાથમિક કેળવણીની જવાબદારી સરકારને શિરે હતી. એલ્ફિન્સ્ટન કૉલેજના પ્રોફેસર વેલિંગ્ગન મુંબઈ ઇલાકાની પ્રાથમિક શાળાઓના ઇન્સ્પેક્ટર હતા અને ગોકળદાસ કહાનદાસ પારેખ, વકીલાતના ધંધા ઉપરાંત, મુંબઈની ગુજરાતી શાળાઓના ડેપ્યુટી એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર તરીકે કામ કરતા હતા. ઈ. સ. ૧૮૮૦માં ગોકળદાસ પારેખ કેળવણી ખાતામાંથી નિવૃત્ત થયા.[1] એટલે તેમનું સ્થાન, આગળ દર્શાવ્યા મુજબ, ૧૮૮૧ના એપ્રિલથી મણિલાલે લીધું. એ વખતે ડેપ્યુટી એજ્યુ. ઇન્સ્પેક્ટર પ્રાથમિક શાળા–કન્યાશાળાઓ તપાસે તે ઉપરાંત એલ્ફિન્સ્ટન હાઇસ્કૂલમાં દરરોજ એકાદ બે કલાક શીખવે એવો શિરસ્તો હતો. એટલે મણિલાલ એલ્ફિન્સ્ટન હાઇસ્કૂલના ઉપલા બે વર્ગોમાં શીખવવા જતા હતા.[1]

મણિલાલ ડેપ્યુટી એજ્યુ. ઇન્સ્પેક્ટર થયા ત્યારે મુંબઈમાં પ્રાથમિક કેળવણીની અવદશા હતી. નોકરી ઉપર ચડતાં જ, તત્કાલીન શિક્ષણક્રમમાં અનેક સુધારાઓ કરવાની તેમને ઇચ્છા થઈ. એટલે તે પ્રમાણે તેમણે પ્રયાસો પણ શરૂ કર્યા. પ્રાથમિક શિક્ષણક્રમમાં સૌથી

૧. તા. ૧૪–૯–૫૦ ના રોજ પંડિત લાલને લખેલા પત્રને આધારે. તેના સમર્થન માટે જુઓ 'સત્યવક્તાની ચિત્રાવલીમાં'માં ગોકળદાસ કહાનદાસનો આપેલો પરિચય. તેનો ક્રમાંક ૩૭ છે.

આમ છતાં, મણિલાલે માગેલ તે સ્વરૂપમાં તેમને સરકાર તરફથી મદદ મળી નહિ. સ્ત્રી કેળવણી સંબંધે પોતે દોરેલી યોજનાનુસાર શાળા નીકળે તો તેમણે તેમાં મફત કામ કરવાની તત્પરતા બતાવી હતી. સૌરાષ્ટ્રમાં સ્ત્રીશિક્ષણ સારુ પચાસ–સાઠ હજાર રૂપિયાનું ફંડ છે એમ જાણ થતાં તેમણે તે બાબત તપાસ કરી, તો સમજાયું કે અમુક પ્રકારની જ સ્ત્રીકેળવણી પાછળ એ રકમ ખર્ચવા સારુ એવું ભંડોળ સરકારને સોંપવામાં આવ્યું છે આથી મણિલાલ નિરાશ થયા. મુબઈમાં ગોકળદાસ કહાનદાસ વગેરેએ નવીન શિક્ષણયોજનાના પ્રયોગ માટે એક વર્ષનું ખર્ચ આપવા કબૂલ્યું, પણ તેટલામાં મણિલાલને મુબઈ છોડવું પડ્યું. તેમની ગેરહાજરીમાં એ કામ ચલાવવા કોઈ આગળ આવ્યું નહિ. આમ, આ સમયે તેમણે કેળવણી અને વિશેષતઃ સ્ત્રીકેળવણીમાં સુધારો કરવા સારુ ધગશપૂર્વક નવા વિચારો મૂક્યા હતા; પણ તેનું કોઈ ચોક્કસ પરિણામ આવી શક્યું નહિ.

અધિકારી તરીકે મણિલાલે પોતાનાં માણસો ઉપર દૃઢ પ્રભાવ પાડ્યો હતો. ઉપરી તરીકે તેમની વિશિષ્ટતા એ હતી કે પોતે કડક હોવા છતાં તાબાનાં માણસો સાથે હળીમળીને રહી શકયા હતા. આથી તેઓ શિક્ષકોનો સ્નેહ સારી પેઠે મેળવી શક્યા હતા. તેઓ કોઈ શિક્ષકની અપ્રમાણિકતા ચલાવી લેતા નહિ, એટલું જ નહિ, વખત આવ્યે પોતાની પ્રમાણિકતાનો ઉત્તમ દાખલો પણ બેસાડતા. એક જૂનો મહેતાજી વિદ્યાર્થીઓ પાસેથી, નિયમ વિરુદ્ધ જઈને, પ્રવેશ–ફી લઈ ઉચાપત કરે છે એવી ફરિયાદ મણિલાલને કાને આવતાં તેમણે એને પકડ્યો. પકડાયા બાદ પેલો માણસ કાલાવાલા કરવા લાગ્યો. ત્રીસથીયે વધુ વર્ષ તેની નોકરી થઈ હોવાથી મણિલાલે તેને બરતરફ ન કર્યો, પણ માંદગીનો દાખલો રજૂ કરીને તેને પેન્શન લેવા કહ્યું. દરમ્યાનમાં પેલાએ તેમને એક હજાર રૂપિયા લાંચ આપવાનું કહેવડાવ્યું. એટલે તેમણે તે જ દિવસે તેની વિરુદ્ધ ઉપરી સત્તાધિકારી સમક્ષ નિવેદન કરીને તેને બરતરફ કરાવ્યો ! આમ કડક અને પ્રામાણિક

અમલદાર તરીકે શિક્ષકો ઉપર મણિલાલની દઢ છાપ પડી હતી ૪

ઈ સ ૧૮૮૨ના આરંભમા મણિલાલે 'પૂર્વદર્શન' નામની, ઈ સ ૧૭૬૧ સુધીના હિંદના ઇતિહાસની એક નાની ચોપડી બ ળકોને સમજાય તેવી શૈલીમા રચીને પ્રગટ કરી હતી પોતાના અધિકારની શેહમા તણાઈને શિક્ષકો વિદ્યાર્થીઓ ઉપર એ પુસ્તક ખરીદવા સારુ અયોગ્ય દબાણ ન કરે તે હેતુએ મણિલાલે તેના પર કર્તા તરીકે પોતાનું નામ છપાવ્યુ નહોતુ એવામા કોઈ છબીલદાસ બાલમુકુંદદાસ મહેતાએ૫, એ જ નામ રાખી, વસ્તુમા થોડો ફેરફાર કરી બીજુ પુસ્તક પોતાના નામથી છપાવ્યુ પોતાના પુસ્તકનુ નામ લઈ લેવા બદલ મણિલાલે તેની સામે ફરિયાદ કરી તેનાએ તેમને પચાસ રૂપિયા નુકસાનીના આપીને સમાધાન કર્યું ૫ આ તકરારમા 'પૂર્વદર્શન'ના કર્તા તરીકે તેમનુ નામ બહાર પડ્યુ પણ પોતે અધિકારનો લાભ લઈ પોતાની જ ચોપડી ચલાવશે એવી શ ।

---

૪ જુઓ 'વસંત' ૩૦-૧-૧૮

૫ મણિલાલના ઘરનાથી મળી આવેલ નોકરી અંગેના પત્રવ્યવહારના આ બાબતનુ લખાણ જોવા મળે છે તે ઉપરથી અહીં 'છબીલદાસ બાલમુકુંદદાસ નામ મૂક્યુ છે આખુ લખાણ નીચે મુજબ છે

'મી. છબીલદાસ બાલમુકુંદદાસ

"તમે મને વગર પુછવે મારા કબજામા જે પુસ્તકનો હક છે તેનુ જ નામ તમ રચેલા ઇતિહાસ પર પાડી મને નુકસાન કરવાનુ કર્યુ તે બ ન રૂ ૫૦] આપ્યા તે મને પહોંચ્યા છે અને જોકે તે મારા કમ તની બુક છપાવવાનો હક તમને આપતો નથી પણ તમે સહેજ 'ભરતખંડના પૂર્વદર્શન નુ નામ તમારી બુક પર રાખશો તેથી મને હરકત નથી તા ૨૦-૧૨-૮૨ વિ મણિલાલ

ઉપલા લખતથી હુ બંધાયેલો છુ તા ૨૦ મી ડીસેમ્બર ૧૮૮૨ ઈસવી

લા. છબીલદાસ બાલમુકુંદદાસ મહેતા

(અપ્રગટ પત્રવ્યવહારમાથી)

લેકોમાં ઊભી થવા ન પામે તેટલા સારુ મણિલાલે એ પુસ્તકની બીજી આવૃત્તિ કઢાવી નહિ. આ હકીકત લેખક મણિલાલની સ્વમાનવૃત્તિ અને અધિકારી મણિલાલની સિદ્ધાંત-નિષ્ઠાનુ નિદર્શન કરે છે.

મણિલાલ ઉપરીઓ સાથે કેવું સ્વમાનભર્યું વર્તન રાખતા તે એમના કેળવણી ખાતાના નિયામક સાથેના અમુક પ્રસંગો પરથી સમજાય છે. એકવાર મેઈન્સ વિશે લખાણ કરતા તેમણે 'labour-sickness' શબ્દ વાપરેલો. તેનો અર્થ નિયામકે પૂછ્યો. તેના જવાબમાં મણિલાલે તેમને 'વેબ્સ્ટરના કોશના અમુક પાને જોઈ લેવું' એમ કહ્યું હતું.

આ બનાવ પછી નિયામક તેમના પર 'ખફા રહ્યા કરતો હતો.' સત્ય તેમજ ન્યાય્ય બાબતોમાં ઉપરી સાથે બેધડક લડી લેવાનું સ્વમાનભર્યું વલણ તેમણે છેવટ સુધી રાખ્યું હતું, નિયામક વિરુદ્ધ હોવા છતા મણિલાલે પોતાના પગાર અંગે એવી સખત તકરાર ઉઠાવી હતી કે ગુજરાતમાં રૂ. ૧૫૦)ના પગારની પહેલી ખાલી પડતી જગા તેમને આપવાનું કેળવણી ખાતાને સ્વીકારવું પડ્યું હતું. પણ તે પ્રસંગ આવે તે પહેલાં તો તેમને ભાવનગર જવાનું નક્કી થઈ ગયું.

## [૧૧]

## ઉત્કર્ષકાળ

ધર્મ, નીતિ અને 'સુધારા'ના તત્ત્વનો નિર્ણય કરવો તે આ વખતે મણિલાલના જીવનનુ મુખ્ય પ્રયોજન હતું આને અંગે તેમણે આરંભેલો ધર્મ, ઇતિહાસ ને ફિલસૂફીનો અભ્યાસ, મુંબઈ આવ્યા બાદ, વિવિધ રીતે ચોક્કસરૂપે પરિણત થયો હતો મણિલાલના સ્વાધ્યાયના આ વિકાસ-ક્રમ સાથે તેમની જાહેર પ્રવૃત્તિનો ઇતિહાસ સંકળાયેલો છે એટલે, અહી બન્નેનુ એકસાથે નિરૂપણ કરવુ આવશ્યક છે

મણિલાલ મુંબઈ આવ્યા તે વખતે, પત્નીને કારણે, તેમના માતુશ્રીને નાતીલાઓ વગોવતા હતા આથી નાતીલાઓને સુધારવાના મન સૂઝ્યાથી તેમણે ૧૮૮૧ના ઑગસ્ટ કે સપ્ટેમ્બરમા 'साठोदरा नागरवधु[1]' નામની પત્રિકાનો પ્રથમ અંક છપાવીને નડિયાદની સાઠોદરા નાગર જ્ઞાતિમા મફત વહેંચાવ્યો તેમા મણિલાલે જ્ઞાતિજનોને 'આચારમા, ધર્મમા, ક્રિયામા, વિચારમા, જ્ઞાતિમા ને રીતિમા તમે ભ્રષ્ટ થયા છો' એમ કહીને માસિક દસ રૂપિયાની સરેરાશ આવકવાળો સાઠોદરા

---

૧ શ્રી પુરાણીએ સ્વ૦ મ૦ ન૦ દ્વિ૦ના જીવનચરિત્રમા આ અંક આખો પ્રગટ કરેલ છે જુઓ 'મ. ન. દ્વિ.નુ જીવનચરિત્ર' (૧૯૫૧) પરિશિષ્ટ પાંચ, પૃ. ૧૯૨-૧૯૭ તેમા છેલ્લે જ્ઞાતિસુધારણા અર્થે આર્થિક સહાય કે લખાણ છોટાલાલ હીરાલાલ મારફતે 'સાઠોદરા નાગર જ્ઞાતિ શુભેચ્છક સભા' ને પહોંચાડવાની સૂચના મૂકી છે તે ધ્યાનપાત્ર છે

જ્ઞાતિનો માણસ મરણોત્તરક્રિયા અને લગ્નવ્યવહારમાં સો રૂપિયા જેટલું સરેરાશ ખર્ચ કરીને ખુવાર થઈ જાય છે તેમ બતાવ્યું છે અને સખત શબ્દપ્રહાર દ્વારા તેમની અધોગતિનું ભાન કરાવવાનો પ્રયત્ન કર્યો છે પત્રિકાના લખનાર તરીકે મણિલાલે પોતાનું નામ છુપાવવા ઘણી મહેનત કરી, પણ તે જાહેર થઈ ગયું અને નાતવાળાએ તેમની જોડે દુસ્મનાવટ બાંધી[2] આના ડાટા તેમના પિતાને પણ ઊભા હોય તેમ પિતા–પુત્રના પત્રવ્યવહાર પરથી સમજાય છે તા. ૨૪ સપ્ટેમ્બર ૧૮૮૧ના રોજ મણિલાલ પિતાના ઠપકાના પત્રનો નીચે પ્રમાણે જવાબ આપે છે

'ભાગી મારફત એ કાગળીયા છપાયા એ વાત તો સાચી ને મે તે છપાવવામાં મદદ કરી એમ નાથી જ કે ભાગ મનમા મારા ભાઈઓની સ્થિતિ બહુ બળે છે પણ આવો બદનો મળને ત્યારે ફિકર નહિ આ કામમાંથી અનગુ ફળ મળ્યું તો ઈશ્વરેચ્છા નાત છે તે મોટી છે આપણે તેના કહ્યા પ્રમાણે કરીશું તેનો જ તાબેદાર છુ'[3]

આ ઉદ્‌ગારો પરથી સમજાશે કે ગમે તેની સામે નીડરપણે લડનાર માણસ નાત આગળ લાચાર બની જાય છે! પિતાનો ઠપકો અને જ્ઞાતિનો વિરોધ સહી લઈને સુધારો કરવાનો વિચાર મણિલાલ કરી શકતા નથી તેમ છતાં, સુધારકોની સામે થનાર મણિલાલ નાતને સુધારવાના મતના હતા એ સ્પષ્ટ છે

મુંબઈમાં તેમનો અંગત સ્વાધ્યાય સારી પેઠે આગળ વધ્યો હતો આ વખતે તેમણે 'ગીતા' અને તે પર ભાષ્ય–ટીકાદિ, તેમજ 'બ્રહ્મસૂત્ર', 'શારીરક' તથા 'પંચદશી' વગેરે વેદાન્તના ગ્રંથોનો અભ્યાસ કરવા ઉપરાંત, તેમની નજીકમાં જ રહેતા[4] એલ્ફિન્સ્ટન

---

૨ જુઓ 'વસંત' ૩૦–૮–૩૦૫.
૩ જુઓ 'મ ચ સા–૨' 'કૌમુદી' જુલાઈ ૧૮૦૦
૪ જુઓ 'વસંત' ૩૦–૧–૧૮

કૉલેજના વિદ્વાન શાસ્ત્રી ભીમાચાર્ય ઝળખીકર પાસે 'સર્વદર્શનસંગ્રહ' પણ વાચવા માડ્યો હતો આમ, પૂર્વ અને પશ્ચિમના ધર્મ-તત્ત્વજ્ઞાનના મુખ્ય મુખ્ય ગ્રંથોનો અભ્યાસ કરતા તેમને 'હિંદુ ધર્મના નિયમોમા જ કાઈ પણ તત્ત્વ છે' એમ સમજાયુ આ અભ્યાસ દરમ્યાન શાકર વેદાન્તના સિદ્ધાતો તેમના મનમા એટના દૃઢ થઈ ગયા કે 'સુધારા વગેરે તમામ બાબતોનો વિચાર' આ વેદાન્તના પ્રકાશમા જ કરવાનો તેઓએ નિર્ણય કર્યો આમ, નરેક વર્ષના વાચન-મનનને અતે, ઈ સ ૧૮૮૨મા મણિલાલના વિચારોએ 'હિંદુધર્મમય' થઈને તેમના જીવિતનુ ધ્યેય સ્પષ્ટ કરી આપ્યુ છેક ઈ સ ૧૮૮૭મા આત્મવૃત્તાતની અદર આ બાબતનો નિર્દેશ કરતા તેઓ આત્મવિશ્વાસ પૂર્વક નોધે છે

"આ નિર્ણય થયા પછીના બાગ તમામ લખાણોમા મે આવા મારા વિચાર પ્રતિપાદન કરવાનો વારવાર પ્રયત્ન કર્યો છે ને ઘણાએક વિચારવત માણસોના મન પણ હુ ફેરવી શક્યો છુ"[5] આ ધ્યેયનિર્ણય મણિલાલના સમગ્ર જીવનકાર્યનુ મુખ્ય ચાલક બળ છે

આમ, જીવનના મુખ્ય ધ્યેયનુ ચિંતન ચાલતુ હતું તે જ વખતે શુદ્ધ સાહિત્યનુ સર્જન પણ ચાલતુ હતુ પોતે મુબઈ આવ્યા ત્યારથી (૧૮૮૧થી) 'કાન્તા' નાટક લખવા માડ્યુ હતુ તે ૧૮૮૨મા પૂરુ લખાઈને પ્રગટ થયુ આ નાટકે મણિલાલને ગુજરાતી સાહિત્ય-પ્રદેશમા રીતસર પ્રવેશ કરાવીને, 'ગુજરાત શાળાપત્ર'ના તત્રી નવલરામ લક્ષ્મીરામ પડ્યા, જેને તેઓ ગુજરાતના 'પ્રથમ વર્ગના ટીકાકાર' તરીકે માનતા હતા, તેમની દ્વારા 'કવિ' તરીકે પ્રતિષ્ઠા અપાવી વળી આ જ અરસામા તેમણે 'મોહનલાલ તથા ચતુરભાઈની વારવાર માગણી થવા પરથી' ભવભૂતિપ્રણીત 'ઉત્તરરામચરિત'નુ

૫ જુઓ 'વસત' ૩૦ ૧ ૨૦

ભાષાંતર પણ શરૂ કર્યું હતું 'એકાદ બે માસમાં' ઝડપથી આ નાટકનું ભાષાંતર પોતે જે રીતે પૂરું કર્યું તેની આત્મવૃત્તાંતમાં કહેલી હકીકત તેમની લેખન-પદ્ધતિ પર પણ પ્રકાશ પાડે છે તેઓ કહે છે

"હું જે જે લખાણ કરતો તે એક જ વાર લખતો, અને ફરી નકલ કરવાનો ધંધો કંટાળો હોવાથી એક વાર લખીને તેમાં જ કાંઈ સુધારા કરવાના હોય તે કરી છાપવા મોકલતો એમ થવાથી મારા લખાણ ખોટાવાની મને બહુ ધાસ્તી રહેતી, ને તેમ એક-બે વાર બન્યું પણ છે ને જેમ જેમ વધારે લખવાનું આવતું જાય છે તેમ તેમ લખીને ફરી વાચવાનો પણ અવકાશ મળતો નથી છાપેલાં પ્રૂફ જોતા ફરી જોવાય છે તેમાં આ 'ઉત્તરરામચરિત' માટેની ઉતાવળને લીધે તેને તો હું ભાષાંતર બનાવતો જતો ને બનેલું છપાવતો જતો એમ ઝટ એકાદ બે માસમાં તમામનો નીકાલ આણ્યો "[૬]

તેને અંગે થયેલા વિવેચનોનો ઉલ્લેખ કરતા તેઓ કહે છે.

"રા નવલરામે એ ભાષાન્તરની હમને એવી રીતે વખાણી કે આજ સુધીમાં ગુજરાતીમાં થયેલા સસ્કૃત ભાષાન્તરમાં આ શ્રેષ્ઠ છે અને હવે કરનાર આમાના નિયમે ચાલે તો બહુ સારૂ છે રા રા નરસિંહરાવ ભોળાનાથ-મારા સહાધ્યાયીએ આ ભાષાંતર પર ઘણું વિદ્વત્તાભરેલું વિવેચન કર્યું છે, તેમાં તેમને જણાયેલા ગુણદોષનું તેમણે વિવેચન કરેલું છે ને આખરે એટલે સુધી જણાવ્યું છે કે ભાષાંતરમાં કોઈ કોઈ સ્થળે તો મૂળ કવિ કરતા પણ વધારે ખુબી આવી છે"

---

૬ જુઓ 'વસંત' ૩૦ ૧-૨૦ મણિલાલના ખાનગી ગ્રંથસંગ્રહમાંથી તેમણે ભાષાંતર માટે ઉપયોગમાં લીધેલી સસ્કૃત નાટક 'ઉત્તરરામચરિત'ની પ્રત મળી આવી છે તેમાં મૂળ સસ્કૃત શ્લોકની સામે જ તેમણે ગુજરાતી ભાષાંતરસ્થપાયેલું માલૂમ પડે છે, તે બતાવી આપે છે કે કેટલી ઉતાવળથી એ કામ તેમણે કર્યું હતું

આ ગ્રંથના વેચાણમાંથી તેમને સારી આવક થઈ હતી [7]

મણિલાલની સમાજ-સુધારક લેખન-પ્રવૃત્તિનો પ્રારંભ એ જ અરસામાં ૧૮૮૨માં મુંબઈના ગુજરાતી ગ્રેજ્યુએટોની મંડળી 'ગુજરાતી સોશિયલ યુનિયન'ના[8] તેઓ સભ્ય બન્યા ત્યારથી થયો ગણાય 'ગુજરાતી સોશિયલ યુનિયન'માં એક વાર પુનર્લગ્નનો વિષય એક નાટક માટે ચર્ચવા સારુ ઉપાડવામાં આવ્યો બધાએ એમ માનેલું કે ગ્રેજ્યુએટોની મંડળી તો વિધવાપુનર્લગ્નની તરફેણમાં જ હોય પરંતુ મણિલાલ તેની વિરુદ્ધ પડ્યા એટલે ચર્ચા એક સભાને બદલે એક માસ પર્યંત ચાલી। બન્ને પક્ષમાંથી કોઈ હાર્યું નહિ તેથી વિવાદ કશા નિર્ણય વગર બંધ કરવામાં આવ્યો ચર્ચા દરમ્યાન બે ગૃહસ્થો પોતાના મતને મળતા થયા હતા એમ તેઓ રોજનીશીમાં નોંધે

૭ જુઓ 'વસંત' ૨૦ ૧ ૨૦

૮ આ ગુજરાતી સોશિયલ યુનિયનના મૂળ સ્થાપકોમાંના કેટલાક તે મોતીલાલ દલપતરામ સોલિસિટર મહાશંકર જીવનરામ વકીલ ત્રિભુવનદાસ રણછોડદાસ માલવી, મોતીલાલ ત્રિભુવનદાસ સટાવાળા અને નગીનદાસ સફઈ હતા પછીના સભ્યોમાં દી બ કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી, જમિયતરામ જીવાગાન સોલિસિટર વગેરે હતા

એ સંસ્થાનું મૂળ સ્થાન ભૂલેશ્વરને નાકે ફિરંગીના દેવળ પાસે હતું એના ઘણાખરા સભ્યો પણ આસપાસમાં જ રહેતા હતા પછી કાળબાદેવી રસ્તા ઉપર તેને ફેરવ્યું હાલમાં સી પી. ટેન્ક પર એ સંસ્થાની ઑફિસ છે

મણિલાલ તે મંડળના સભ્ય હતા ત્યારે સભ્યોની મુખ્ય પ્રવૃત્તિ 'ભેગા મળીને પાના રમવાની અને ખાઈ પીને મોજ કરવાની' હતી મહિને એકવાર 'જ્યાફત' થતી ચર્ચા, વ્યાખ્યાન ઇત્યાદિનો કાર્યક્રમ પણ બનતો પરંતુ તે ગૌણ પ્રવૃત્તિ તરીકે અત્યારે પણ એનો ઉપયોગ રમતગમતની 'ક્લબ' તરીકે જ થાય છે

(આ ગ્રંથલેખકે તા ૧૭-૩-૧ ૫૦ ના રોજ દી બ કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરીની લીધેલી મુલાકાતને આધારે)

છે. આ પ્રસંગે પુનર્લગ્ન વિશે 'વિવિધ પાસાથી' વિચાર કરવાનું બન્યું. આને આધારે પાછળથી 'નારીપ્રતિષ્ઠા' નામનો વિસ્તૃત લેખ તેમણે તૈયાર કર્યો હતો. એ લેખ બેત્રણ વર્ષ તેમની પાસે અપ્રગટ સ્થિતિમાં પડ્યો રહ્યો. પછી છેક ૧૮૮૪માં વિખ્યાત ફ્રેંચ તત્ત્વચિંતક ઑગુસ્ત કોંતનું 'પૉઝીટીવ પોલીટી' નામનું પુસ્તક વાંચવામાં આવતાં તેના સ્ત્રી સંબંધી વિચારો મણિલાલને પોતાના વિચારોની સાથે મળતા આવતા માલૂમ પડ્યા. એટલે તેમણે એ લેખ એ જ વર્ષમાં 'ગુજરાતી' સાપ્તાહિકમાં આઠ હપ્તે પ્રગટ કર્યો. તેમાં પાછળથી પુનર્લગ્નનો ભાગ ઉમેરીને તેમણે ૧૮૮૫ના ઑક્ટોબર માસમાં એ લેખ પુસ્તકાકારે પ્રસિદ્ધ કર્યો. આમ, ગુજરાતી સોશિયલ યુનિયને મણિલાલને સમાજસુધારાના પ્રચલિત વહેણમાં તણાઈ જવાને બદલે તે વિશે સ્વતંત્ર અભિપ્રાય બાંધીને તેને સૌથી પ્રથમ વ્યક્ત કરવાની તક આપી હતી એમ કહી શકાય.

એ અરસામાં કરસનદાસ નરોત્તમદાસ ભગોડિયા કરીને એક ગૃહસ્થ પણ ગુજરાતી સોશિયલ યુનિયનમાં આવતા હતા. કરસનદાસ 'મેસ્મેરિઝમ' તથા 'હિપ્નોટીઝમ' જાણતા હતા. શ્રી કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી એ વખતે ભૂલેશ્વરમાં કરસનદાસના મકાનમાં રહેતા હતા. કિશોર વયના કૃષ્ણલાલ ઝવેરી પર કરસનદાસે 'મેસ્મેરિઝમ'નો પ્રયોગ કર્યો હતો.[૯] એક વાર યુનિયનના સભ્યો સમક્ષ એક માણસને તેના ઉપર કેવળ હાથ ફેરવીને કરસનદાસે બેશુદ્ધ બનાવી દીધો! મણિલાલને શરૂઆતમાં આ વિદ્યા પર શ્રદ્ધા ન બેઠી. તેમણે કરસનદાસને તેને વિશે અનેક પ્રશ્નો પૂછ્યા. કરસનદાસે મણિલાલને 'મેસ્મેરિઝમ' વિશેનાં પુસ્તકો વાંચવા આપ્યાં અને એ વિદ્યા પણ તેમને શીખવી. આના અનુસંધાનમાં મણિલાલ કહે છે:

"આ વિદ્યાની અજમાયશનાં ખરાં પરિણામ જોવા માટે

૯. દી. બ. કૃષ્ણલાલ ઝવેરીની મુલાકાતને આધારે.

અજમાવનારની યોગ્યતા કરતા પણ જેના પર અજમાવવાનુ હોય તે વધારે યોગ્યતાવાળુ હોવુ જોઈએ તીએ મનતાનિક એવુ બન્યુ કે આની સર્વ યોગ્યતાયુક્ત મને તો મારા ચતુરભાઈજ માનુમ પડયા, ને મે તેમના પર પ્રયોગ ચનાવવા માડ્યા તેની પૂર્ણ એશુદ્ધિ, તેણે કરેની શુભ વાતો, તે ન જાણતો હોય તેવા લખેના કાગળીયાની બીના પણ કહેની, મુદ્રીમા ધાલેની જણસો ઓળખરી, દૂર દેશના તેમજ ભવિષ્યના પણ વૃત્તાત કહેવા વગેરે વિવિધ ચમત્કાર મે મુબઈમા હજારો મિત્ર સબધીઓને વારેવારે બતાવ્યા છે, ખડે તો ઘણ બારીક અવલોકન કરી એ બાબતોના ઘણા નિર્ણય કર્યો છે "૧૦

એ વખતે મનસુખરામ ત્રિપાઠીને ત્યા આવેના નડિઆદના દેસાઈ હરિદાસ વિહારીદાસને આ વિદ્યામા શ્રદ્ધા નહોતી તેમને મણિલાલે 'તેમના ઘર સબધી તમામ વાત' મેસ્મેરિઝમ દ્વારા કહી બતાવી તેથી તેઓ પણ એ વિદ્યામા માનવા લાગ્યા મણિલાલના ભવિષ્ય પરત્વે ચતુરભાઈએ ૧૮૮૨ની આખરમા એમ કહ્યુ હતુ કે 'બે વર્ષ ને અમુક માસ વગેરે પછી ઉત્તર દિશામા કોઈ દેશી રાજ્યમા રૂા ૨૦૦) ના પગારથી તારે જવાનુ છે' આ વાત મણિલાલે પોતાના મિત્ર હરિલાલ ધ્રુવને કહી રાખી હતી તે વખતે ભવિષ્યમા ભાવનગરમા કૉલેજ ની ળશે અને મણિલાલને ત્યા જવાનુ થશે એનો કોઈને સ્વપ્નેય ખ્યાલ નહોતો બે વર્ષ બાદ જ્યારે એ પ્રમાણે બન્યુ ત્યારે હરિલાલે મણિલાલને લખ્યુ 'એ મેસ્મેરિઝમની વિદ્યા હુ કોઈ વાર ખરી માનુ તો આ જ વાત માનુ છુ કે બે વર્ષ આગળ કહેની વાત આજે અક્ષરેઅક્ષર નીવડી આવી આ અરસામા મણિલાલના ભાવિ વિષે પણ 'મેસ્મેરિઝમ'ના પ્રયોગ દરમ્યાન ચતુરભાઈએ એવા ઉદ્ગારો કાઢેલા કે 'I see a very bright future before you You will be a great and good

---

૧૦ 'વસત' ૩૦ ૧–૨૧

છે આ પ્રસંગે પુનર્લગ્ન વિશે 'વિવિધ પાસાથી' વિચાર કરવાનુ બન્યુ આને આધારે પાછળથી 'નારીપ્રતિષ્ઠા' નામનો વિસ્તૃત લેખ તેમણે તૈયાર કર્યો હતો એ લેખ બેત્રણ વર્ષ તેમની પાસે અપ્રગટ સ્થિતિમા પડચો રહ્યો પછી છેક ૧૮૮૪મા વિખ્યાત ફ્રેચ તત્ત્વચિંતક ઑગુસ્ત કૉતનુ 'પોઝીટીવ પોલીટી' નામનુ પુસ્તક વાચવામા આવતા તેના સ્ત્રી સબધી વિચારો મણિલાલને પોતાના વિચારોની સાથે મળતા આવતા માલમ પડ્યા એટલે તેમણે એ લેખ એજ વર્ષમા 'ગુજરાતી' સાપ્તાહિકમા આઠ હપ્તે પ્રગટ કર્યો તેમા પાછળથી પુનર્લગ્નનો ભાગ ઉમેરીને તેમણે ૧૮૮૫ના ઑક્ટોબર માસમા એ લેખ પુસ્તકા રે પ્રસિદ્ધ કર્યો આમ, ગુજરાતી સોશિયલ યુનિયને મણિલાલને સમાજસુધારાના પ્રચલિત વહેણમા તણાઈજવાને બદલે તે વિશે સ્વતત્ર અભિપ્રાય બાધીને તેને સૌથી પ્રથમ વ્યક્ત કરવાની તક આપી હતી એમ કહી શકાય

એ અરસામા કરસનદાસ નરોત્તમદાસ ભગોડિયા કરીને એક ગૃહસ્થ પણ ગુજરાતી સોશિયલ યુનિયનમા આવતા હતા કર સનદાસ 'મેસ્મેરિઝમ' તથા 'હિપ્નોટીઝમ' જાણતા હતા શ્રી કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી એ વખતે ભૂલેશ્વરમા કરસનદાસના મકાનમા રહેતા હતા કિશોર વયના કૃષ્ણલાલ ઝવેરી પર કરસનદાસે 'મેસ્મેરિઝમ'નો પ્રયોગ કર્યો હતો[૮] એક વાર યુનિયનના સભ્યો સમક્ષ એક માણસને તેના ઉપર કેવળ હાથ ફેરવીને કરસનદાસે બેશુદ્ધ બનાવી દીધો! મણિલાલને શરૂઆતમા આ વિદ્યા પર શ્રદ્ધા ન બેઠી તેમણે કરસનદાસને તેને વિશે અનેક પ્રશ્નો પૂછ્યા કરસનદાસે મણિલાલને 'મેસ્મેરિઝમ' વિશેના પુસ્તકો વાચવા આપ્યા અને એ વિદ્યા પણ તેમને શીખવી આના અનુસધાનમા મણિલાલ કહે છે

"આ વિદ્યાની અભ્યાસના ખરા પરિણામ જોવા માટે

---

૮ દી બ કૃષ્ણલાલ ઝવેરીની મુલાકાતને આધારે

તેમણે આ પ્રાણવિનિમયની વિદ્યા સાથે મસ્તિષ્કવિદ્યા ( Phrenology ) અનુસાર પણ કેટલાક પ્રયોગો કર્યા હતા.[૧૨]

'પ્રાણવિનિમય'ના અભ્યાસને અંતે મણિલાલ પોતાને માટે નીચે મુજબ ત્રણ સિદ્ધાંતો નક્કી કરે છે:

"(૧) પાશ્ચાત્ય વૈજ્ઞાનિકો કહે છે તેમ, જગત જડ માત્રનું બનેલું છે તે ખોટું છે. ડાર્વિનનો ઉત્ક્રાન્તિનો સિદ્ધાંત જડવાદ નહિ, પણ ચૈતન્યવાદ પર મંડાયો હોવો જોઈએ......

"(૨) માણસનામાં જડથી અતિરિક્ત કોઈ શક્તિ છે. ને તેને ખીલવવાનું પરિણામ પ્રસિદ્ધ યોગશાસ્ત્ર તથા સમાધિ વગેરે છે. માણસની 'ઇચ્છા' અને 'નિશ્ચય' એ બે જ તેને ઈશ્વરતુલ્ય કરી મૂકવા સમર્થ છે.

"(૩) મોક્ષ પામવાની ઇચ્છા તે જ ધર્મ; ને મોક્ષ તે માણસના સનાતન જીવિતમાં પરમાનંદની પરાકાષ્ઠા: પણ જીવિતનો જડ ભાગ તપાસ્યાથી તે મળવાની નહિ, પણ તેનો ચૈતન્ય અંશ વિશેષે અવલોકાવો જોઈએ. માટે હિંદુ ધર્મશાસ્ત્રો ને દર્શનોનો નિર્ણય તે જ મનન કરવા ને પાળવા યોગ્ય છે; પણ તે સંસારવ્યવસ્થા ધર્મવ્યવસ્થા લક્ષમાં રાખી રચાવો જોઈએ."[૧૩]

મણિલાલના ચિત્તમાં ઘણા વખતથી ઘૂંટાતા સિદ્ધાંતો આમ આ વખતે સ્થિર થઈને ચૈતન્યવાદ પર ઠરે છે. સાથે સાથે તેમને યોગશાસ્ત્ર શીખવાનો શોખ થાય છે. સમાધિ પર્યંતના નિશ્ચયો પ્રાણવિનિમય દ્વારા સિદ્ધ કરવા સારુ તેમણે હવે એકાંતમાં ચતુરભાઈ ઉપર વારંવાર તે વિદ્યાની અજમાયશ કરવા માંડી. પરંતુ પછી તો ચતુરભાઈને "'મેસ્મેરિઝમ' ચઢાવતાંની સાથે" વિલક્ષણ અવસ્થાઓ થવા લાગી.

---

૧૨. 'વસંત' : ૩૦-૧-૨૧.

૧૩. 'વસંત' : ૩૦-૧-૨૨.

man Oh! How I love you!" મણિલાલના ભાઈના લગ્ન પરત્વે તેમજ તેમના મિત્ર ગોપાળદાસની નોકરી વિશે પણ આવી આગાહીઓ કરવામા આવી હતી જે બધુ યા સાચી ઠરી હતી[११]

११ મણિલાલે આ વખતે ઝુમા આપેલી આ હકીકતોના સમર્થનમા પ લાલને પોતે પ્રત્યક્ષ જોએલા પ્રાણવિનિમયના પ્રયોગનુ નીચેનુ બયાન લક્ષમા રાખવા જેવુ છે

'પ્રાણવિનિમયના એક પ્રયોગની હકીકત લખવાની લાલનની વૃત્તિ થઈ આવે છે મુબઈમા મુતરખાના પાછળના કુભારવાડામા પ્રો દ્વિવેદીનુ નિવાસસ્થાન હતુ એક રવિવારે નગીના ના રઈશ ચતુરભાઈ ઉપર આ પ્રયોગ અજમાવવા છવીશ સભાવિત મુબઈના રહેવાસીઓને એ પ્રયોગ જોવાને મળ્યો તેમા લાલન પણ એક તો સદ્ગત મી સુબાને દ્વિવેદીએ કહ્યુ કે તમને ગમે તે એક શબ્દ કાગળમા લખો તેમણે તે શબ્દ લખ્યો અને તે શબ્દ લખેલી ચીઠી જોડેના રૂમમા જઈને મી સ ઇ એક પેટીમા મૂકી આવ્યા દરમ્યાન એક બીજો પ્રયોગ પણ થયો અને તે એ કે પ્રો દ્વિવેદીએ વિષય ચતુરભાઈને જે મેસમેરાઈઝ થએલા હતા તેમને કહ્યુ કે આ સાકર ખાઓ વિધાયક મણિલાલની આજ્ઞાથી વિષય ચતુરભાઈ સાકર ખાતા હોય તેમ એ કોલસો ખાઈ ગયા અને થોડીક વારમા હસી પડયો તો મણિલાલે સમજાવ્યુ કે એમણે કોલસો નથી ખાધો, પરતુ મનસામા કલ્પી રહેલી સાકર ખાવી છે અને કોલસાનો ભાગ તો એમના સ્થૂલ શરીરમા ગયો અને સાકરનો ભાગ તેમના લિંગ કે સૂક્ષ્મ શરીરમા ગયો છે જ્યા જે શબ્દ ઉચ્ચારાયો હોય તે શબ્દનો પદાર્થ કોલસામાથી બહાર આવી વિષયને આનદ આપે છે

"ત્યારપછી બીજો પ્રયોગ થયો ચતુભાઈને કહ્યુ કે તમે જોડેના રૂમમા જાઓ જોકે ચતુરભાઈ દીવાનખાનામા હતા છતા ઉત્તર આપ્યુ કે હુ જોડેના રૂમમા ગયો છુ ત્યાની પેટીના જાઓ ઉત્તર મળ્યુ કે હુ ગયો છુ તેમા રહેલો કાગળો વાચો તેમણે વાચ્યુ કે 'પરના' એટલુ ઉચ્ચાર્યા પછી stuttering કરવા લાગ્યા અને 'ના એમા ત્ બરોબર લખાએલો ન હોવાથી જરા વિષયને stuttering કરવુ પડ્યુ

"ત્યારપછી મણિલાલ વિષયની પૂઠે ગયા અને જેમ મણિલાલ પોતાના હાથ ઊચા નીચા કરે અને બેસે ને ઊભે તેમ વિષય કરવા માડ્યુ"

(તા ૧૪ ૮ ૧૯૫૦ ના રોજ પ લાલને અયલેખક પર લખેલા પત્રમાથી)

તેમણે આ પ્રાણવિનિમયની વિદ્યા સાથે મસ્તિષ્કવિદ્યા (Phrenology) અનુસાર પણ કેટલાક પ્રયોગો કર્યા હતા.[૧૨]

'પ્રાણવિનિમય'ના અભ્યાસને અંતે મણિલાલ પોતાને માટે નીચે મુજબ ત્રણ સિદ્ધાંતો નક્કી કરે છે :

"(૧) પાશ્ચાત્ય વૈજ્ઞાનિકો કહે છે તેમ, જગત જડ માનવું બન્યું છે તે ખોટું છે. ડાર્વિનનો ઉત્ક્રાન્તિનો સિદ્ધાંત જડવાદ નહિ, પણ ચૈતન્યવાદ પર ઘડાયો હોવો જોઈએ.

"(૨) માણસમાત્રમાં જડથી અતિરિક્ત કોઈ શક્તિ છે ને તેને ખીલવવાનું પરિણામ પ્રસિદ્ધ યોગશાસ્ત્ર તથા સમાધિ વગેરે છે. માણસની 'ઇચ્છા' અને 'નિષ્ઠા' એ બે જ તેને ઈશ્વરતુલ્ય કરી મૂકવા સમર્થ છે.

"(૩) મોક્ષ પામવાની ઇચ્છા તે જ ધર્મ, ને મોક્ષ તે માણસના સનાતન જીવિતમાં પરમાનંદની પરાકાષ્ઠા. પણ જીવિતનો જડ ભાગ તપાસ્યાથી તે મળવાનો નહિ, પણ તેનો ચૈતન્ય અંશ વિશેષ લક્ષ લેવાવો જોઈએ. માટે હિંદુ ધર્મશાસ્ત્રો ને દર્શનોનો નિર્ણય તે જ મનન કરવા ને પાળવા યોગ્ય છે, પણ તે સમાજવ્યવસ્થા ધર્મવ્યવસ્થા લક્ષમાં રાખી સ્થાપવો જોઈએ."[૧૩]

મણિલાલના ચિત્તમાં ઘણા વખતથી ઘૂંટાતા સિદ્ધાંતો આમ આ વખતે સ્થિર થઈને ચૈતન્યવાદ પર ઠરે છે. સાથે સાથે તેમને યોગશાસ્ત્ર શીખવાનો શોખ થાય છે. સમાધિ પર્યંતના નિશ્ચયો પ્રાણવિનિમય દ્વારા સિદ્ધ કરવા સારુ તેમણે હવે એકાંતમાં ચતુરભાઈ ઉપર વારવાર તે વિદ્યાની અજમાયશ કરવા માંડી. પરંતુ પછી તો ચતુરભાઈને "'મેસ્મેરિઝમ' ચલાવતાં જ સાથે" વિલક્ષણ અવસ્થાઓ થવા લાગી

---

૧૨ 'વસંત' ૩૦-૧ ૨૧

૧૩ 'વસંત' ૩૦-૧-૨૭

તે કોઈ ભૂત, પ્રેત કે મહાત્મા સાથે વાતો કરીને પ્રશ્નોના જવાબ દેવા લાગ્યા અને તેમ કરતા 'માનુ, નહિ માનુ, નહિ કરુ' એમ બોલીને આડાઈ કરવા લાગ્યા અને છેવટે 'ઓ રે! મને ખાઈ જશો, હાય, હાય, જગાડો' એમ બૂમો પાડીને મણિલાલને મારી નાખવા આવતા હોય તેમ સામા થવા લાગ્યા! એક વાર મણિલાલે, ચતુરભાઈ પ્રયોગ દરમ્યાન જેની જોડે વાત કરતા જણાતા હતા તેમને પ્રત્યક્ષ દર્શન આપવાનુ કહેતા ચતુરભાઈ ચિડાઈ ગયા વળી, તેમણે બજારમાથી એક ફળ એની પાસે મગાવવાની માગણી કરી, તેથી ક્રોધમા આવીને ચતુરભાઈએ બહુ તોફાન મચાવ્યુ આ બનાવ પછી મણિલાલે 'મેસ્મેરિઝમ'નો પ્રયોગ બધ કર્યો અને તેના કાર્યકારણોની તપાસ સારુ વિશેષ અભ્યાસનો આશ્રય લીધો તે વિદ્યાની પૂરતી સમજણ મળ્યા પછી, તેમને ફરીથી તેના પ્રયોગો કરવાની ઇચ્છા હતી, પરતુ પોતાનુ 'શરીર કેવળ પાયમાલ થઈ જવાથી એ વાત બની નથી' એમ તેઓ આત્મવૃત્તાતમા નોધે છે[૧૪] આ ઉપરથી કહી શકાય કે ઈ સ ૧૮૮૨ પછી, ૧૮૮૭મા ઉપર્યુક્ત ઉદ્ગારો કાઢે છે ત્યા લગી તો, તેમણે પ્રાણવિનિમયના પ્રયોગો કર્યા નથી પાછળથી ઈ સ ૧૮૮૫મા નિવૃત્ત થઈને નડિઆદ આવ્યા બાદ તેમણે એ પ્રયોગો પુન શરૂ કરેલા એમ કવિ-ચિત્રકાર શ્રી ફૂલચદ ઝવેરભાઈ શાહ જેવા તેમના સમકાલીનોના કહેવા પરથી સમજાય છે

પ્રાણવિનિમયના પ્રયોગોમા રસ લેવા સાથે મણિલાલ મૅડમ બ્લેવેટ્સ્કી તથા કર્નલ ઑલ્કોટ સચાલિત 'થિયોસૉફિકલ સોસાયટી' વિશે વિચાર કરવા પ્રવૃત્ત થયા તેમણે ૧૮૮૨ સુધીના 'થિયોસૉફિસ્ટ' પત્રના બધા અકો વાચી નાખ્યા પછી 'મેસ્મેરિઝમ'ના પ્રયોગમા પોતાને પડેલી મુશ્કેલી પરત્વે કર્નલ ઑલ્કોટને તેમણે પત્ર લખ્યો તે 'થિયોસૉફિસ્ટ' પત્રમા "Dabbling in Mesmerism" એવા

૧૪ 'વસત' ૩૦-૧-૨૩

નામથી પ્રસિદ્ધ થયો. મણિલાલને કર્નલ ઑલ્કોટ તરફથી ખુલાસો પણ મળ્યો. પછી મેડમ બ્લેવેટ્સ્કી પર મણિલાલે બીજો પત્ર લખ્યો. તેમાં એમણે પોતાના ધાર્મિક વિચારનો વિકાસક્રમ સમજાવીને મેડમ બ્લેવેટ્સ્કી જે મહાત્માઓ સાથે સૂક્ષ્મ સંપર્ક સાધી શક્યા હતા 'તેમાંના કોઈનો તેઓ પોતાને ચેલો બનાવે તો સંસાર છોડી જવાની તૈયારી' બતાવી હતી. આ પત્રનો થોડોક ભાગ 'થિયોસોફિસ્ટ'માં 'Saving of a Hindu Soul' એવા ગર્વભર્યા શીર્ષક નીચે છપાયો હતો. મેડમ બ્લેવેટ્સ્કીએ તેમના પત્રનો સંતોષકારક જવાબ ન આપ્યો. કર્નલ ઑલ્કોટ મુંબઈ આવે ત્યારે તેમને મળવાનું સૂચન થતાં મણિલાલ તેમને મળ્યા. મણિલાલની પ્રાણવિનિમય-વિદ્યામાં પ્રવીણતા જોઈને કર્નલ ખુશ થયા અને પોતાની પાસેથી તે વિશેના બે દુર્લભ ગ્રંથો તેમણે તેમને વાંચવા આપ્યા. 'થિયોસોફી'ના ત્રણ મુખ્ય સિદ્ધાંતો હતા:

"(૧) માણસમાત્ર સમાન છે, માટે ભાઈ તુલ્ય માનવા;

(૨) ધર્મમાત્રમાં સત્ય રહેલું છે તે નિર્ણય કરવો કેમ કે સર્વ ધર્મમાં કાંઈ ને કાંઈ સત્ય હોય છે;

(૩) આધ્યાત્મિક વિદ્યા યોગાદિક સર્વેનો શોધ કરવો."

થિયોસોફિકલ સોસાયટીના સભ્ય બન્યા વગર મણિલાલે આ ત્રણે સિદ્ધાંતો સ્વીકાર્યા હતા. કારણ, તેમના અભ્યાસની પણ આ ત્રણ મુખ્ય બાબતો હતી. સહધર્મી શોધક એ મંડળમાં મળી રહેશે તે અપેક્ષાએ ઈ. સ. ૧૮૮૨ના ચોમાસામાં તેઓ થિયોસોફિકલ સોસાયટીના સભ્ય બન્યા.[૧૫]

અમુક યોગશક્તિવાળા સિદ્ધ લોકો તિબેટમાં વસે છે અને બ્લેવેટ્સ્કી, ઑલ્કોટ વગેરે સાથે તેમને સંબંધ છે અને તેઓ વિવિધ ચમત્કાર કરે છે એવી વાતો આ વખતે લોકોમાં પ્રચલિત હતી. ઘણા

૧૫. 'વસંત' : ૩૦-૧-૨૩.

લોકો આ મહાત્માઓને મળવા તેમજ ચમત્કારો જાણવાને ઇરાદે થિયૉસૉફિકલ સોસાયટીમાં દાખલ થયા હતા મણિભાઈ ચમત્કારથી આકર્ષાઈને આ સંસ્થા સાથે સંબંધ બાંધ્યો ન હતો તે તેમણે ૧૮૮૪ ના ઑગસ્ટમાં એ સંસ્થાના ઉપક્રમથી આપેલ 'Logic of com monsense' નામના વ્યાખ્યાન પરથી સમજાય છે મુંબઈની થિયૉસૉફિકલ સોસાયટીને આ ભાષણ પસંદ પડતાં એ 'થિયૉસૉફિસ્ટ' પત્રમાં છપાયું પણ હતું એમાં તેમણે ગુપ્ત વિદ્યા કે 'મહાત્મા'નો નિર્દેશ કર્યા વગર કેવળ યુક્તિવાદથી અધ્યાત્મજ્ઞાન અને મુખ્યત્વે વેદાન્ત-સિદ્ધાંત સાબિત કરવાનો પ્રયત્ન કર્યો હતો મુંબઈમાં એ વખતે તેમની પાડોશમાં રહેતા આવેલા સુરતના તેમના મિત્ર ત્રિભોવનદાસ કલ્યાણદાસ ગજ્જર એમ એ ને માટે અભ્યાસ કરતા હતા, તેમની સાથેની ચર્ચાને પરિણામે તેમના જડવાદને તોડવા સારુ મણિભાઈને આ લેખ લખ્યો હતો

મણિભાઈના અભ્યાસને વિસ્તૃત કરનાર એક બીજો બનાવ પણ આ અરસામાં (૧૮૮૪માં) બન્યો હતો 'ગ્રેજ્યુએટ'ના તંત્રી રાવ બહેરામજી મલબારીએ પ્રો મૅક્સમૂલરના 'હિબર્ટ વ્યાખ્યાનો'નું પોતે ગુજરાતી ભાષાંતર કર્યું હતું, તે સુધરાવવા મણિભાઈ પાસે આવતા હતા આ નિમિત્તથી તેમને બહેરામજી મલબારીનો પરિચય થયો મલબારીએ એ જ ભાષણોનું સંસ્કૃત ભાષાંતર કરવાનું કામ મણિભાઈને સોંપ્યું ડૉ ભાંડારકરે મલબારીને અન્ય વ્યક્તિનું નામ સૂચવેલું તેને પણ તેમણે ભાષાંતર કરવા અમુક ભાગ કાઢી આપ્યો મલબારીએ મણિભાઈને બસો રૂપિયા આપવાનું ઠરાવ્યું હતું મણિભાઈએ કેવળ કીર્તિને ખાતર આ કાર્યને અંગે સખત મહેનત કરવા માંડી પોતે ભાષાંતર કરીને શાસ્ત્રી ભીમાચાર્યની પાસે સુધરાવી જતા આ કામ બદલ શાસ્ત્રીને તેઓ માસિક ત્રીસ રૂપિયા આપતા હતા ભાષાંતર પૂરું થયા બાદ, પુનઃ તેમણે સુપ્રસિદ્ધ શાસ્ત્રી રાજારામને તે તપાસવા આપ્યું રાજારામ શાસ્ત્રીએ તેમનું કામ વખાણ્યું

પછી એ, તેમજ બીજાનુ કરેલુ ભાષાતર પ્રો મેક્ષમૂલરને મોકલવામા આવ્યા પણ પ્રો મેક્ષમૂલરને બેમાથી એકે પસદ પડ્યુ નહિ એટલે મણિલાલને ધારણા મુજબ પૈસા કે કીર્તિનો લાભ ન થયો, ઊલટુ શાસ્ત્રીને આપેલ પૈસાનો પોતાને ખર્ચ થયો પણ આ પ્રયત્નથી તેમના 'જ્ઞાનમા સારો ઉમેરો થયો'[૧૬]

આ પ્રસગ પછી પણ તેમણે ભીમાચાર્ય શાસ્ત્રી પાસે 'તર્ક-કૌમુદી' દીપિકા સહિત, દરરોજ બબ્બે કલાક વાચવાનો ક્રમ રાખ્યો હતો શાસ્ત્રી મૂળની સાથે બીજી ઘણી ટીકાઓ વાચતા હતા તે પરથી મણિલાલે અગ્રેજીમા ટિપ્પણો તૈયાર કર્યા ભીમાચાર્યના કહેવાથી ડૉ પિટર્સને મણિલાલને બોલાવીને એ ગ્રથનુ સશોધિત સપાદન, તેમણે કરેલા ટિપ્પણો સહિત, 'બોમ્બે સસ્કૃત સિરીઝ'મા પ્રસિદ્ધ કરવાની માગણી કરી મણિલાલની ઇચ્છા 'દક્ષણીઓએ રોપી દીધેલા Bombay Series ના કીલ્લામા' પ્રવેશ કરવાની હતી જ એટલે તેમણે સાનદ હા પાડી પછી તેમણે ઉત્સાહથી પુસ્તક તૈયાર કર્યું પણ પિટર્સનના સાથી ડૉ ભાડારકરે યશવત વાસુદેવ આઠવલેને એ કામ સોપેલુ તેથી ડૉ પિટર્સનના પ્રયાસ છતા, મણિલાલનો શ્રમ તે વખતે તો નિષ્ફળ ગયો[૧૬]

ઈ સ ૧૮૮૩–'૮૫ના ગાળામા તેમણે 'ગુજરાતી' સાપ્તાહિકમા આગળ ઉલ્લેખેલ 'નારીપ્રતિષ્ઠા' ઉપરાત 'થિયૉસોફી' વિશે, પડિતા રમાબાઈએ વિલાયત જઈ ખ્રિસ્તી ધર્મ સ્વીકાર્યો તે સબધે, તેમજ ગુજરાતી વાચનમાળા વિશે વિવિધ લેખો લખ્યા હતા એ જ અરસામા 'રાસ્તગોફ્તાર'ના તત્રીએ તેમના સ્ત્રીકેળવણી વિષયક વિચારોની ટીકા કરી હતી, તેનો જવાબ પણ તેમણે 'રાસ્તગોફ્તાર' મા એ વખતે આપ્યો હતો[૧૭]

---

૧૬ 'વસત' ૨૦–૮–'૨૮
૧૭ 'વસત' ૩૦–૧–૨૪

મણિલાલ મુંબઈમાં હતા તે સમયે મુંબઈની બુદ્ધિવર્ધક સભા નિષ્ક્રિય થઈ ગઈ હતી. મનઃસુખરામ ત્રિપાઠીના આગ્રહથી તેમણે બુદ્ધિવર્ધક સભાનુ મંત્રીપદ સ્વીકાર્યું. એટલે સભાનું કામકાજ પુનઃ બરાબર ચાલવા લાગ્યું. અહીં તેમને કવિ નર્મદાશંકરની ઓળખાણ થઈ. વળી આ સંસ્થા દ્વારા તેમને જાહેર વ્યાખ્યાન ઇત્યાદિથી લોકોમાં જાણીતા થવાનો પણ સારો અવકાશ મળ્યો. એક વાર એક સભામાં કવિ નર્મદાશંકરને અને કલ્યાણજી નારણજી નામના માણસને લડાઈ થઈ. તે દિવસથી વળી બુદ્ધિવર્ધક સભાનુ કામકાજ મંદ પડ્યું, જે, મણિલાલના પ્રયાસ છતાં, પછી વેગ પકડી શક્યું નહિ. સભાની પૂંજી મણિલાલે સાચવી રાખેલી, તે મુંબઈ છોડતી વખતે તેમણે (૧૮૮૫ના જાન્યુઆરીમાં) 'ગુજરાતી' પત્રના તંત્રી ઇચ્છારામ સૂર્યરામ દેસાઈને મંત્રીપદે સ્થાપીને સોંપી.[૧૮]

બુદ્ધિવર્ધક સભાને અંગે મણિલાલને નર્મદાશંકર કવિ ઉપરાંત ગોકળદાસ કહાનદાસ, બીમભાઈ કિરપારામ, ઝવેરીલાલ ઉમિયાશંકર, ભાઈશંકર નાનાભાઈ વગેરે અગ્રણી ગુજરાતીઓનો પણ સંપર્ક થયો હતો. મનસુખરામ ત્રિપાઠીને લીધે રણછોડભાઈ ઉદયરામનો તો એમને ગાઢ સંપર્ક હતો જ. આ સર્વ ગૃહસ્થો ગોકળદાસ તેજપાળ ધર્મખાતાની સમિતિમાં હતા. મણિલાલને તેમણે એ સમિતિમાં લીધા. પછી થોડે વખતે તેમને વ્યવસ્થાપક સમિતિમાં પણ લેવામાં આવ્યા. આ વખતે ધર્મખાતાના મંત્રી તરીકે નર્મદાશંકર કવિ કામ કરતા હતા. તેની એક સભાનો પ્રસંગ મણિલાલે આ. વૃ. માં નોંધ્યો છે તે તેમની કામ કરવાની ચોકસાઈ કેવી શ્રદ્ધેય હતી તેતું નિદર્શન કરતો હોઈ અત્ર ઉલ્લેખપાત્ર છે. ધર્મખાતાના મંત્રી કવિ

૧૮. બુદ્ધિવર્ધક સભા હાલમાં મુંબઈની શ્રી ફાર્બસ ગુજરાતી સભા સાથે જોડાઈ ગઈ છે. તેનાં દફતર વગેરે ફાર્બસ સભામાં છે. ફાર્બસ સભામાં તપાસ કરતાં આ સમયનું બુદ્ધિવર્ધક સભાનું દફતર સચવાયેલું માલૂમ પડતું નથી. એટલે તેને વિશે આ સિવાય વિશેષ હકીકત જાણવા મળી શકતી નથી.–લેખક

નર્મદાશંકરનો પગાર રૂ. ૨૦૦) નો કરવાની દરખાસ્ત એ સભામાં આવવાની હતી પ્રમુખ કાશીનાથ તેલંગ હતા. તેમણે આગલી કાર્ય-નોંધ ( minute ) વાંચી સંભળાવી તેમાં એક નોકર રાખવાની બાબત લખેલી હતી તે વિશે વીરપ્રસાદ તાપીપ્રસાદ નામના સભ્યે વાંધો લીધો કે એ વાત થઈ નથી અને મંત્રીએ કપોલકલ્પનાથી ગોઠવી દીધી છે. મંત્રી ઉપર ખોટી વાત ગોઠવી દીધાનો આક્ષેપ આવ્યો પ્રમુખે આ બાબત સૌને પૂછવા માંડ્યું તો બધાએ કાને હાથ દેવા માડ્યા. મણિલાલ પ્રત્યેક સભામાં થયેલ કામકાજની નોંધ પોતાની 'નોટબુક'માં રાખતા હતા. તેમણે 'નોટબુક'માં કરેલી આગલી સભાની નોંધ જોઈ, તો મંત્રીએ રજૂ કરેલી વાત પૂરેપૂરી યથાર્થ નીકળી. મણિલાલે પોતે કરેલી નોંધ પ્રમુખને બતાવી તેમણે કરેલી કાળજીભરી નોંધ પર બધા સભ્યોને પૂરો વિશ્વાસ હતો, એટલે સૌએ તે વાત તરત સ્વીકારી લીધી પરિણામે, મંત્રી નર્મદાશંકર નિર્દોષ ઠર્યા, એટલું જ નહિ, તેમના પગારવધારાની દરખાસ્ત પણ પસાર થઈ[૧૯]

આ સમય દરમ્યાન ઉપર કહેલ ગુજરાતીઓની મંડળીએ મુંબઈ શહેરમાં ફરીને ૧૮૮૫માં દાખલ થનાર સ્થાનિક સ્વરાજના કાયદા વિશે લોકોને સમજૂતી આપવાનું કામ કર્યું હતું, તેમાં મણિલાલનો પણ અમુક ફાળો હતો.

મણિલાલના આ ચાર વર્ષના મુંબઈ-નિવાસ દરમ્યાન તેમના ધર્મવિષયક નિર્ણયો નિશ્ચિત સ્વરૂપ પામ્યા હતા એટલું જ નહિ, આગળ જોયું તેમ, 'નારીપ્રતિષ્ઠા' જેવા લેખ દ્વારા અને પ્રાણવિનિમયના પ્રયોગ વડે આર્યધર્મરક્ષણની દિશામાં તેમનું કાર્ય પણ આરંભાઈ ચૂક્યું હતું આ કાર્યમાં શારીરિક વ્યાધિ, કૌટુંબિક વિટંબણા અને સુધારકોનો સામનો એમ વિવિધ મુશ્કેલીઓ જિંદગીભર

૧૯ 'વસંત' : ૬૦-૧-૨૩.

તેમની સામે રહ્યા કરી. પરંતુ તેમણે એ બધાંનો સામનો કરવા માટે ધીમે ધીમે અપૂર્વ ધૈર્ય કેળવ્યું હતું. 'યદભાવિ ન તદ્ ભાવિ, ભાવિ ચેન્ન તદન્યથા—એમ માની જે કાળે જે પ્રાપ્ત થાય તેનો નિર્વાહ કરી આનંદ માનવાનો' તેમણે નિશ્ચય કર્યો હતો. 'ધર્મ સંબંધી જે જ્ઞાન મેળવ્યું હતું તે જ મારૂં જીવન હતું.' 'મારૂં જ્ઞાન એ જ મારો જીવ, ને એ વડે હુ આ લખવા સુધી જીવતો રહ્યો છું' એમ મણિલાલ પોતાની તે વખતની માનસિક સ્થિતિ સમજાવતાં કહે છે.[૨૦] ૧૮૮૨મા તેમણે સ્વીકારેલા ધર્મ સંબંધી નિશ્ચયો તેમની બધી પ્રવૃત્તિનુ કેન્દ્ર બની રહે છે. આ વખતે પોતાના લક્ષ્યને સ્પષ્ટ કરતા મણિલાલે કહ્યુ છે તે તેમના સમગ્ર જીવનને બરાબર લાગુ પડે છે. તેઓ કહે છે

"ધર્મ અને પ્રેમ એ બાબતો મુખ્ય માનસિક ચિંતવન હતાં ને તેની પાછળ હુ ભમતો. મારા વિચારોની પરંપરામાં મેં પરિણામે પ્રેમ અને મોક્ષ (ધર્મ) એકરૂપ ગોઠવી કાઢ્યા હતા. તે પરમપ્રેમ –સર્વ જગત્ એક પ્રેમાધિષ્ઠાન–એ જ મોક્ષ એમ માનતો હતો. આગ આમ માન્યા પછીનાં અર્થાત્ ૧૮૮૨ પછીનાં લખાણ પણ એવા જ રંગથી ભરપૂર છે. હું શંકરવેદાન્તનો ભક્ત છતાં પ્રેમ બ્રહ્મ ઉભયનું મહદૈક્ય માનતો. આવા હેતુ મનમાં ભરાયા. માણસના જીવતરનો મુખ્ય ઉદ્દેશ મોક્ષ છે, અને તે જીવતરમાં ગમત મોજમઝા પ્રેમાનુભવ તથા ઊંચા પ્રકારના વાચન ને વિચારશ્રેણિમાં છે, તથા આવું આંતર-સુખ મળ્યા સાથે બાહ્યથી ઉપકાર કરતા જવો એ પરમધર્મ છે આવું મારા મનમાં ઊતર્યું હતું."[૨૧]

શકય તેટલું હોદ્દાના અખત્યારથી, લેખનપ્રવૃત્તિથી, તેમજ જાહેર

૨૦. 'વસંત' : ૩૧–૧–૮, ૯.

૨૧. 'વસંત' : ૩૦–૮–૩૦૧.

સંસ્થાઓ સાથે સંબંધ બાંધીને મણિભાઈએ આ ચાર વરસ દરમ્યાન પોતે સ્વીકારેલ જીવનધ્યેયરૂપ ધર્મવિચારને ફેલાવવાનો પ્રયત્ન આરંભી દીધો હતો તેને પરિણામે, મુંબઈમાં તેમજ મુંબઈ બહાર, તેમના લેખક, ચિંતક અને જાહેર કાર્યકર તરીકે પ્રતિષ્ઠા બંધાવા લાગી હતી આ દૃષ્ટિએ મણિભાઈના મુંબઈ-નિવાસના આ ચાર વર્ષને તેમનો ઉત્કર્ષકાળ કહીએ તો ખોટું નથી

## [ ૧૨ ]

# પ્રેમસ્થાનોની શોધમાં

મણિલાલ નોકરી નિમિત્તે મુંબઈમાં રહ્યા તે દરમ્યાન તેમનું મિત્રમંડળ ઠીક પ્રમાણમાં વિસ્તર્યું હતું. નડિયાદમાંના જૂના મિત્રો મોહનલાલ પરસાદરાય તથા ચતુરભાઈ પટેલને તેમણે મુંબઈ બોલાવીને પોતાના હાથ નીચે શિક્ષકની નોકરી અપાવી હતી. આ બંને જણ તેમની પાસે હમેશાં રહેતા હતા. તેમાં દલાભાઈ, હરકીશન, મોતીલાલ અને જગન્નાથનો ઉમેરો થયો. ભેગા મળીને કવિતા ગાવી તે એમની મુખ્ય આનંદ-પ્રવૃત્તિ હતી. મહિનામાં એકાદ વાર મિજબાની થતી. આ પ્રકારનો આનંદ મુંબઈમાંનાં ચાર વરસ દરમ્યાન તેમણે સારી પેઠે લીધો હતો.

જૂના મિત્ર મોહનલાલ તથા ચતુરભાઈની પરીક્ષા કરવાના મણિલાલને આ ચાર વર્ષ દરમ્યાન અનેક પ્રસંગો આવ્યા હતા. બંને 'વ્યવહારપક્ષે ઠીક નીવડે તેવા હોવા છતાં,' મિત્રસંબંધ માટે આવશ્યક ત્યાગવૃત્તિ તેમનામાં ઓછી હતી એમ મણિલાલની ફરિયાદ છે. તેઓ કહે છે:

"માંદગી દરમ્યાન હું ચુંક કે તાવ આવીને તરફડતો હોઉં, પાસે કોઈ બીજું હોય નહિ–તોપણ આ બે ગૃહસ્થો એમના સ્વાર્થની તુચ્છ જેવી વાત (કોઈને ત્યાં ભણાવવાનું રાખ્યું હોય ત્યાં જવાને) સંપાદન કરવા મને મૂકી ચાલ્યા જતા."

આ વખતે મણિલાલ પર પોતાની નિષ્ઠા અને નિસ્વાર્થવૃત્તિથી ઉચ્ચ છાપ પાડનાર મિત્ર હતા દ્વારાભાઈ મોહનલાલ તથા ચતુરભાઈની સાથે દ્વારાભાઈ ગયેલા હોવાથી મણિલાલને તેમની જોડે ઓળખાણ થઈ હતી મણિલાલ માંદા હતા ત્યારે દ્વારાભાઈએ તેમની સેવા એવી નિષ્ઠા અને નિસ્વાર્થતાથી કરી હતી કે તેમને તે એ વખતે 'પરમ પ્રિય' થઈ પડ્યા હતા [૧]

આ સિવાય, મુંબઈમાં નવા મિત્રો થયા તેમાં પ્રથમ નામ નંદિયાદના ગોપાળદાસ દેસાઈ ઉર્ફે નાનાસાહેબનું છે ગોપાળદાસ આ વખતે મણિલાલના ઘર પાસે ઘર રાખીને મુંબઈમાં ભણવા આરુ રહેતા હતા મણિલાલનું મન આરંભમાં તેમના તરફ વળ્યું નહોતું પણ નાનાસાહેબે 'મણિલાલ તું મને તારા મિત્ર તરીકે માન' એમ કહીને તેમની જોડે મિત્રતા સાધવા તત્પરતા બતાવ્યાથી મણિલાલે તેમની જોડે મૈત્રી-સંબંધ બાંધ્યો હતો એમ આત્મવૃત્તાંત પરથી સમજાય છે તેમનો નાનાસાહેબ સાથેનો સંબંધ ક્રમે ક્રમે વૃદ્ધિગત થઈને જિંદગીભર ટકી રહ્યો હતો

આ અરસામાં તેમને બીજો સંબંધ સનમુખરામ નરસઈદાસ નામના ભરૂચના ભાર્ગવ બ્રાહ્મણ સાથે થયો હતો તેઓ વયોવૃદ્ધ હતા અને પોલિસમાં શિરસ્તેદારી કરતા હતા સનમુખરામના મૃત્યુ પછી પણ તેમના કુટુંબ જોડે મણિલાલનો સંબંધ જળવાઈ રહ્યો હતો

આ વખતે ત્રીજો સંબંધ તેમને પોર્ટ ટ્રસ્ટમાં નોકરી કરતા

---

૧ દ્વારાભાઈ વિશેનો મણિલાલનો નીચેનો અભિપ્રાય આનું સમર્થન કરે છે "તે સાદાસ વચનનો એક હતો, વ્યવહારે ચોખ્ખો અને મદ્યપાને માથું આપે તેવો હતો મારા સખ્ત મંદવાડમાં જો તે ન હોત તો હું કોણ જાણે ક્યાંએ વિટંબણામાં પડ્યો હોત તે ઈશ્વર જાણે

(જુઓ 'વસંત ૭૦ ૮ ૦૨, ૭૦૭)

અમદાવાદના વતની વ્રજવલ્લભ મનસુખરામ ચોકસી સાથે થયો હતો. તે મૂળ વડોદરે નિશાળમાં કારકૂન હતા, ત્યારે તેમણે મણિલાલને સરકારી કામ અંગે એકાદ પત્ર લખેલ તે યાદ રાખી તેઓ તેમને 'ગુજરાતી સોશિયલ યુનિયન'માં મળ્યા. ત્યાર પછી બંનેનો સંબંધ ગાઢ થયો. મણિલાલ અને વ્રજવલ્લભ ત્ર્યંબક વ્યાસની કથા સાંભળવા માધવબાગ સાથે જતા.

ચોથો નવો સંબંધ તેમને આ અરસામાં સુરતના સુપ્રસિદ્ધ ગજ્જર ત્રિભુવનદાસ કલ્યાણદાસ જોડે થયો હતો. ગજ્જર પણ મુંબઈમાં તેમની પડોશમાં રહેતા હતા. મણિલાલ કૉલેજમાં 'ફેલો' હતા ત્યારે ગજ્જર તેમના હાથ નીચે ભણતા હતા. મણિલાલ નોકરી અર્થે મુંબઈ આવ્યા ત્યારે ગજ્જર એમ. એ.નો અભ્યાસ કરતા હતા. ગજ્જર સાથે ધર્મ-તત્ત્વજ્ઞાન વિશે તેમને ઘણી ચર્ચા થતી. બી. એ., બી. એસસી. થયેલા ગજ્જર પાશ્ચાત્ય વિજ્ઞાનને માનતા હોવાથી તેમણે શરૂઆતમાં નાસ્તિક તરીકે મણિલાલ પર છાપ પાડી હતી. પૂર્વની ફિલસૂફી તેમને ગળે ઉતારવા—જડવાદની સામે તેમની સબલ ચેતનવાદ સ્થાપવા—મણિલાલે અથાગ શ્રમ લીધો હતો. એને અંગે યુરોપીય વિજ્ઞાન સંબંધી કેટલાક અંગ્રેજી ગ્રંથો વાંચીને 'લૉજિક ઑફ કૉમન સેન્સ' નામનું વ્યાખ્યાન મણિલાલે તૈયાર કર્યું હતું. વાચનમાળા અંગેનું ચોપાનિયું પણ તેમણે ગજ્જર સાથેની ચર્ચામાંથી જ લખ્યું હતું. આમ છતાં બંને વચ્ચે મતભેદ હતો. મણિલાલ તેમના વિચારભેદનો ઉલ્લેખ કરતા કહે છે:

"તેના અને મારા અભિપ્રાય તો ધર્મમાં, સંસારમાં, વ્યવહારમાં, ભણવામાં બધામાં બરોબર ઉલટા જ હતા. Theosophy અને વેદાન્ત જે મારા પ્રાણતુલ્ય મને હતાં તેનો તેને તિરસ્કાર હતો. વાજબી તકરારનો ઉત્તર નથી અપાતો છતાં પણ પોતાની વાત સાચી ગણે છે એમ જોઈ મને તેના દુરાગ્રહનો તિરસ્કાર થવા લાગ્યો હતો!"

બીજી બાજુ તેમના અમુક ચારિત્ર્યસ્ખલનોની વાત ગગ્જરના જાણવામા આવતા મણિલાલ પ્રત્યે તેમને માન ઓછુ થઈ જાય છે, એટલુ જ નહિ, મણિલાલનો તેઓ 'તતસબધે તિરસ્કાર' પણ કરે છે ૨ ગજ્જર એમ એ થઈને આરી જગાએ ગોઠવાયા તે પછી વળી મણિલાલ સાથે તેમની મિત્રતા પુનર્જીવિત થઈ હતી આમ, આ બે મિત્રોનો સબધ અનેક વાર તૂટ્યો હતો અને બધાયો પણ હતો, જે ઉભયની ઊર્મિલ પ્રકૃતિનુ નિદર્શન કરે છે

બીજો એક અગત્યનો સબધ તેમને ડો વિશ્વરાન પાડુરગ મહાત્રે સાથે થયો હતો મણિલાલ અને વિશ્વનાથ ધર્મવિષયક વિવિધ બાબતોનો સાથે અભ્યાસ કરતા હતા ખાસ કરીને યોગાભ્યાસ પર તેમનુ લક્ષ કેન્દ્રિત થયુ હોવાથી તેને અગે ઘણા યોગી–સન્યાસીઓને મળવા માટે દોડી જઈને બને ઘણો વખત સાથે ગાળતા હતા

વિશ્વનાથની માફક ધર્માભ્યાસ અંગે ભાવનગરના નાગર અનત રાય નાથજીનો પણ તેમને પરિચય થયો હતો અનતરાય થિયોસૉફિસ્ટ હતા ગોપાળદાસ અનતરાયના મિત્ર હતા એટલે તેમની મારફત મણિલાલ અનતરાયના સપર્કમા આવ્યા હતા

આ ઉપરાત, કેશવ હર્ષદ ધ્રુવ, યુસુફઅલી યાકુબઅલી, ભૂપતરાય દયાળજી, છગનલાલ હરિલાલ, છગનલાલ લલ્લુભાઈ, તુલસીદાસ લક્ષ્મીદાસ આદિ બહારગામ રહેતા મહાધ્યાયીઓ સાથે તેમનો વ્યવહાર 'પર્વવત્' ચાલુ હતો વળી નડિયાદમા છોટાલાલ તથા સાકળચદ તો હતા જ છોટાલાલ નરમા નાના હોવાથી તેમના પર મણિલાલનુ ખાસ લક્ષ નહોતુ, પરતુ સાકળચદ 'પ્રેમનો વિચાર ઠીક સમજતા હતા ' મણિલાલની કીર્તિ ફેલાતી જોઈને સાકળચદ પણ આ વખતે 'નડિયાદમા પુજાવાની મહેનત' કરતા હતા મણિલાલ તથા

---

૨ 'નમત' ૩૦–૮–૭૩, ૮

સાંકળચંદનો પરસ્પર સ્નેહભાવ દૃઢ હોવાથી બંને વચ્ચે અવિચ્છેદ્ય સંબંધ ટકી રહ્યો હતો 'ઉભરાય ઉમંગ તરંગ', 'ભાનુ તપ્યો નભમાં', 'ઊડ ઊડ અમન સૂર', 'આનંદરેન' વગેરે કાવ્યો પ્રસ્તુત મિત્રસંબંધને અંગે પોતે રચ્યા હતા એમ તેઓ કહે છે[3] તે ખાસ નોંધપાત્ર છે

આ અરસામાં જૂના પૈકી બે મિત્રો સાથે પોતાનો સંબંધ તૂટ્યાનું પણ તેઓ આત્મવૃત્તાંતમાં નોંધે છે સ્વ હરિ હર્ષદ ધ્રુવ આ સમયે અમદાવાદ ૨.નમાં સાઠ રૂપિયાના દરમાયાથી શિક્ષક હતા, તેમને મણિલાલ સાથે સારો સંબંધ હતો મનસુખરામભાઈએ મણિલાલને કહેલું તમારો કોઈ મિત્ર એલ્એલ બી હોય અને કચ્છમાં જવા ખુશી હોય તો લખજો તેણે કચ્છમાં એજન્સીમાં નોકરી કરવી અને અમને (મનસુખરામને) ત્યાંના સમાચાર આપતા રહેવા, તેના બદલામાં રૂ ૪૦૦) નો પગાર લેવો, ને કચ્છમાં ચાલતી અવ્યવસ્થા પતી ગયેથી એને માટે દરબારમાં સારો બંદોબસ્ત થશે મણિલાલે હરિલાલને આ હકીકત જણાવીને લખ્યું 'કામ જોખમનું છે, માટે ધ્યાનમાં આવે તો લેજો પગાર સારો છે' આનો હરિલાલ ધ્રુવે બહુ અપમાનજનક જવાબ લખ્યો 'તમે મને ફસાવી હેરાન કરવા માગો છો, પણ હું તો પ્રમાણિક ડાહ્યો ને પંડિત વગેરે છું ને તમે તેથી ઊલટા ફાંસિયા છો' એવી મતલબનું લખાણ હતું હરિ હર્ષદ ધ્રુવના જવાબથી ક્રોધના આવેશમાં આવી જઈને મણિલાલે પોતે પણ 'એવું જ પત્ર લખી વાળ્યું!' પરિણામે, બંનેનો સંબંધ તૂટી ગયો[4] બીજો સંબંધ તૂટ્યો તે મગનલાલ મિયાશંકર—જેઓ એલ એમ એસ થઈને મુંબઈમાં એ વખતે 'દાક્તરની દુકાન' ચલાવતા હતા તેમની સાથેનો

---

૩ 'વસંત' ૭૦ ૮ ૭૦૩

૪ 'વસંત' ૭૦-૮-૭૦૪

મન સુખરામ સૂર્યરામ ત્રિપાઠીનો આગળ અનેક વાર ઉલ્લેખ આવી ગયો છે તેઓ મણિલાલના મુરબ્બી હતા મણિલાલ પર તેમને ઘણી મમતા હતી મણિલાલની વિદ્વત્તાથી આકર્ષાઈને મન સુખરામે તેમને વિવિધ પ્રસગે સહાય કરીને ઉત્તેજન આપ્યુ હતુ એમની મદદથી તેમને અનેક રાજા-મહારાજાઓ તરફથી પુસ્તકો તૈયાર કરવાનુ કામ જિદગી પર્યંત મળ્યા કર્યું હતુ મન સુખરામને લીધે તેમને રણછોડભાઈ ઉદયરામ, જૂનાગઢના દીવાન બાપાલાલ નડિઆદના દેસાઈ હરિદાસ વિહારીદાસ, દી બ મણિભાઈ જશભાઈ, ગ બ મોતીલાલ લાલભાઈ વગેરે ઘણા સભાવિત અને વગદાર ગૃહસ્થોની ઓળખાણ થઈ હતી

મુબઈ છોડવાને વખતે મણિલાલ સુપ્રસિદ્ધ પ્રજ્ઞાચક્ષુ પડિત ગટુલાલજીના સપર્કમા આવ્યા હતા પ્રસગોપાત્ત વિવિધ વાતની ચર્ચા કરતા તેમને ગટુલાલજી પાસેથી સારુ જ્ઞાન પ્રાપ્ત થયુ હતુ [5] પ ગટુલાલજીને મણિલાલ પર અતુલ પ્રેમ હતો મણિલાલ તેમને મળવા જતા, ત્યારે 'આ ગે મારો મણિ' એમ કહીને પડિતજી તેમને ભેટી પડતા! મણિલાલ ગટુલાલજી પાસેથી અષ્ટાવધાન શીખ્યા હતા, જેને લીધે તેઓ એકસાથે અનેક કામ કરી શકતા હતા એમ શ્રી કૃષ્ણચદ્ર શાહ પોતે પ્રત્યક્ષ જોયાના પ્રમાણથી કહે છે [6] મણિલાલે 'સરસ્વતીના અવતારરૂપ' પડિતજી પાસે રાતના બે બે વાગ્યા સુધી બેસીને તેમની વિદ્યાનો લાભ લેવા પ્રયત્ન કર્યો હતો, પણ પડિતજીની 'અવ્યવસ્થાને' કારણે પોતે તેમનો પૂરો લાભ નહિ લઈ શક્યાનો વસવસો રોજનીશીમા બતાવ્યો છે [7]

આત્મવૃત્તાતમા તેમણે પોતાના અનેક સ્ત્રીઓ સાથે થયે-

---

૫ 'વસત' ૨૦ ૮ ૨૯૯, ૩૦૦
૬ શ્રી કૃષ્ણચદ્ર જ શાહની લીધેલી મુલાકાતને આધારે
૭ 'વસત' ૩૦-૯-૨ , ૩૦૦

સંબંધનો નિખાલસ એકરાર કર્યો છે. આત્મવૃત્તાંત જોતાં લાગે છે કે આવી સ્ત્રીઓમાંની કેટલીક તેમના પરિચિતોના કુટુંબની સ્ત્રીઓ હતી. તેમાંની એક કે જેની સાથે મણિલાલને સૌથી પ્રથમ મિત્રતા બંધાઈ હતી તેના પ્રેમબંધ વિશે તેમણે આત્મકથામાં વિસ્તારથી કહ્યું છે. તેમને તે સ્ત્રી જોડે ઈ. સ. ૧૮૮૩માં પ્રેમ બંધાયો. 'અચાનક આ શી કાળજડામાં લાગી લાહ્ય' – એ કવિતા તેના મોહના પોતે રચ્યાનું તેમણે જણાવ્યું. દિવસમાં બે-ત્રણ કલાક એની સાથે ન ગાળે તો નિરાત ન વળે એવી દૃઢ આસક્તિ મણિલાલને તેના તરફ હતી. વચમાં જ્ઞાનના ઉભરા આવતાં તેમનું મન સ્ત્રીનો તિરસ્કાર કરતું. આવા જ કોઈ પ્રસંગે તેમણે 'ભજન કર અકલ અચલ ગુરુ ઘનકા' એ કૃતિ રચી હતી.[૮]

તેમને એ બાઈ ઉપર અથાગ પ્રેમ હતો. તેમનો આ સંબંધ લોકોમાં સારી પેઠે ગવાઈ ચૂક્યો હતો. મુંબઈ છોડવાના છેલ્લા ત્રણ માસ દરમ્યાન આ પ્રેમસંબંધ એટલો આનંદકર થઈ પડ્યો હતો કે પોતે દરરોજ દિવસે અગિયારથી ત્રણ વાગ્યા સુધી એ બાઈને ઘેર જ પડ્યા રહેતા હતા એમ આત્મવૃત્તાંતમાં કબૂલે છે. આ પ્રેમાનુભવ વર્ણવતા તેઓ કહે છે :

"મને તો એમ જ ભાસવા માંડ્યું હતું કે જે પ્રેમસ્થાનની અર્થાત્ જેની માગ પર એકનિષ્ઠ ભક્તિ હોય એવા જીવની શોધમાં હું હતો તે જ આ રૂપાળી પુતળી—માગ વિના ધૂળ નાંખીને ખાનારી, મને જોઈ આનંદમાં મગ્ન થનારી, મારું નામ સાંભળીને પણ તે નામ દેવાવાળાને બે ઘડી ખોટી કરનારી, મીઠા મીઠા શબ્દોથી વાત કરનારી, ભણેલી ગણેલી, વારંવાર પ્રેમવિનોદમાં આંખમાં આંસુ સાથે 'મને નિત્ય આમ સંભારશો?' એમ દીન વદને પુછનારી—માં મને મળી આવ્યું છે!!"[૯]

૮ 'વસંત' ૧-૧-૭

૯ 'વસંત' ૧-૧-૭

આ પ્રેમસ્થાન પ્રાપ્ત થતા મણિલાલનુ મન બહાર બીજાં સ્થાનો નહિ શોધતા તેના પર જ ઘણુખરુ કેન્દ્રિત થઈ રહ્યુ લોક, સમાજ, મિત્રો સૌની લાજ મળીને ત્રણ માસ સુધી તે આ 'મૂર્તિ'નુ મો જોઈને જ બેસી રહ્યા! તેમને ભાવનગર જવાનુ પાસે આવતાં તે સ્રી કલ્પાત કરવા લાગી 'તેણે ધીમે ધીમે પોતાનુ અંગ અર્પવા માંડયુ' તેમણે 'આખર સમય' માટે આગ્રહ કર્યો પણ તે બાઈએ ના પાડી એટલામા બીજા બે ગૃહસ્થોને તેને ઘેર પોતાના 'જેવા જ કાઇક સબધમાં મઝા કરતા જોયા' એટલે તેમને 'એ સ્રી પર તિરસ્કાર આવ્યો' આ રહ્યા એમના શબ્દો

"અરે! હુ ઠગાયો! હવે પાછો તો સહજ ફરૂ, પણ ગયેલી આબરૂ વગેરે પાછી કયા મળે? તેમ આટલો કાળ અનુભવેલો પ્રેમાનદ—ના ના વિષયાનદ જ—તે પણ કેમ વિસરે? એ બાઈને હપેશ દઈશ એ નિર્ણય કરીને 'શા રસ પર ગુલતાન' એ કવિતા તેને લખીને સમજાવી તેણે તેની હમેશની રીતિ પ્રમાણે વળી સોગન શપથ વડે મારૂ દીલ હાથ કર્યું ને તેના મુખની છબીનુ ધ્યાન ધરતા અમે ભાવનગર ગયા "૧૦

મણિલાલનો આ બાઈ સાથેનો પ્રેમસંબધ તેમના જીવનનો એક મહત્ત્વનો બનાવ છે. તેમનું આ પ્રકારનુ વર્તન નીતિની દૃષ્ટિએ ભાગ્યે જ બચાવને પાત્ર ગણાય આને અગે વાચકની સહાનુભૂતિ માગતા પોતાના વર્તનના બચાવરૂપે તેઓ રોજનીશી લખતી વખતે નીચેના ઉદ્ગારો કાઢે છે

"પ્રિય વાચનાર! શુ આ વાત જ નથી બતાવતી કે મનગમતી સ્રી જો કોઈને પણ મળી હોય તો તે કદાપિ, લપટ, વ્યભિચારી, વ્યસની ન જ બને? અરે! તેના જીવિતમા કોઈ અપ્રતિમ આનંદ આવે, તેની નસોમા કોઈ નવુ લોહી આવે—કેમ, કે કોઈ આરે ચાટે જ

૧૦ 'વસત' ૧૧૮

જીવ આપી રહ્યું છે, ને હું તેને માટે આપી રહ્યો છું એ જ્ઞાન, એ ભાન કેવું છે! પરમાનંદ, પરમાનંદ ને પરમાનંદ!! અસ્તુ, મનને અનુકૂલ નહિ, પણ મનને પ્રતિકૂલ તથા કેવલ વિલાસસંતોષી સ્ત્રી મળવાને લીધે મારું પ્રેમમય દીર્ઘ સંસારમાં એ ચાર સ્થલે આવા હીંચકા ખાતું માલમ પડે તો એમાં હું કાંઈ દોષ દેખતો નથી, પણ વાચનાર તું એમ ન માને તો દોષ માનીને પણ જરૂર મને ક્ષમા કરશે જ."[11] મણિલાલના આ ઉદ્ગારો તેમના જીવનની કરુણતાના મૂળનું સૂચન કરે છે અને એમને આપણા રોષ કરતાં દયા કે સહાનુભૂતિને પાત્ર ઠરાવે છે.

ઘરમાં નિરાશા મળતાં બહાર 'શુદ્ધ પ્રેમસ્થાનની શોધ' કરવા મથતા મણિલાલે ખરું જોતાં પોતાની અતૃપ્ત સ્નેહભૂખને સંતોષવાનો આ રીતે જિંદગીભર પ્રયત્ન કર્યા કર્યો છે. આને લીધે અનેક મિત્રો સાથે ખટરાગ થવાના પણ પ્રસંગો ઊભા થયા હતા. સાચી મૈત્રી શોધવા જતાં શત્રુતા ઊભી થાય એવું પણ અમુક વખત બનતું હતું. આવે વખતે તેમનું દિલ નિરાશ થઈને આર્ત ચીસ પાડી ઊઠતું હતું. તેમ છતાં, તેમણે માની લીધેલી પ્રેમતૃષ્ણા નહીં સંતોષાવાને કારણે, ઝાંઝવાનાં જળ જેવાં સ્થૂળ પ્રેમસ્થાનો પ્રત્યે તેમનું આકર્ષણ અવિરત રહ્યા જ કરતું હતું એમ ખાસ કરીને તેમણે બાંધેલા સ્ત્રીસંબંધોની પરીક્ષા કરતાં સમજાય છે.

૧૧ 'વસંત' ૭૧-૧-૮

# [૧૩]

## આંતરજીવન

મણિલાલનું આંતરજીવન અનેક પ્રકારની વિષમતાઓથી ભરેલું હતું દુર્દૈવનું કોઈ પૂર્વયોજિત કાવતરું હોય તેમ ગૃહક્લેશ, શારીરિક વ્યાધિ અને વિરોધીઓની કનડગતે તેમને ઠેઠ લગી જંપવા દીધા નહોતા તેમનું કુટુમ્બજીવન વખત જતાં વધુ ને વધુ વિષમ થતું જતું હતું મુંબઈ આવ્યા પછી બેએક મહિને તેમના પત્ની મહાલક્ષ્મીને તેમણે નડિયાદથી તેડાવ્યા થોડા વખતમાં જ મહાલક્ષ્મીએ ધૂણવા માંડ્યું ! તા ૨૮–૫–'૮૧ ના રોજ પિતાને આ બનાવની જાણ કરતા તેઓ લખે છે

"નવી વાત એ છે કે ફક્ત બે જ દિવસ શરીર ધળી આવ્યું ને તેમાથી ધૂણવા માંડ્યું ને ભૂત આણ્યું વધારે દનગીરીની વાત એ છે જે રા બહેચરભાઈની મરહુમ દીકરી બેન તારાલક્ષ્મીનું નામ દઈ પંદર માણસ ભેગાં કરી તોફાન મચાવ્યું તારાલક્ષ્મીનું નામ દે છે ને હજી પણ ભૂત આવશે એમ કહે છે

"એ વાત અમે ખોટી માનીએ છીએ કેમ કે એ તો ફક્ત ઘેર નાશી જવાનો જ ઉપાય હતો, એમ અમને પડોશીને પુછતા તેમના આગળ વાત કરેલી તે ઉપરથી સાબીત થયું છે એ ભૂત તા ૨૭ મીને રોજ આવેલું બપોરે તમે જ્યારે આવો ત્યારે રહેવું હોય તેટલા દિવસ રહી સર્વેને લેઈને જજો '[1]

---

[1] જુઓ મ ચ સા–૩, 'કૌમુદી', ડિસેમ્બર, ૧૯૩૦

અહીં ઉલ્લેખેલ તારાલક્ષ્મી તે મણિલાલના લગ્ન જેની સાથે થવાના હતા તે કન્યા તા ૭-૬-૧૮૮૧ના પત્રમાં તેઓ પિતાને બહુ 'વગેરે બાઈ તરફની ફિકર ચિંતા કરશો નહિ' એમ જણાવે છે પણ પછી થોડા વખતમાં જ કંટાળીને તેઓ જાતે પત્નીને નડિયાદ મૂકી આવે છે આ અરસામાં મણિલાલના પિતાએ તેમને ફરી લગ્ન કરવાનો આગ્રહ કર્યો હતો એમ પછીના પત્રમાંના તેમના 'મારે ફરી પરણવું નથી એટલે લોક મને ગાંડો ગણશે તોય શું?'[2] એવા ઉદ્ગારો પરથી સમજાય છે

વળી, થોડા વખત બાદ મણિલાલના સસરાએ મહાલક્ષ્મીને ફરીથી મુંબઈ મોકલી પણ ત્યાં તેણે 'ચોરી ને તોફાન બહુ માંડ્યું' 'આ વેળે જ એ સ્ત્રીને મારવાથી સુધરશે એમ જાણી મેં બે ત્રણ વાર સખત માર માર્યો' એમ તેઓ આત્મવૃત્તાંતમાં જણાવે છે[3] પણ આ ઉપાય વ્યર્થ લાગતા તેમણે પછી કદી તેનો આશ્રય લીધો જણાતો નથી મહાલક્ષ્મીની ઉંમર આ વખતે આશરે ૧૪ વર્ષની હતી તેનું વલણ સાસરું છોડીને પિયર જઈ રહેવાનું વિશેષ હતું તેનાં માબાપ તેના આ પ્રકારના વર્તનને ઉત્તેજન આપતાં હતાં, ને તે સાસરેથી ઘેર આવતી તો ખુશીથી તેને રાખતાં હતાં એને કાંઈ સંતાન થાય તો સાસરામાં ઠરીને બેસે એમ મણિલાલના માતુશ્રી વગેરે વડીલોનું માનવું હતું ઈ સ ૧૮૮૨માં તેને પુત્ર પ્રસવ્યો ને પછી ફરીથી મુંબઈ આવી, પણ 'બાઈના વર્તનમાં કશો ફેરફાર થયો નહિ'[3]

મણિલાલની સાળીનાં લગ્ન આ અરસામાં થવાનાં હતાં તા ૨૫-૩-'૮૨ ના પત્રમાં તેઓ આને અંગે પિતાને લખે છે

"ઘણા લાંબા વખતથી એ બાબતનો મારો નિર્ણય થયેલો છે

---

૨ જુઓ ન ભ સા-, 'કૌમુદી' ડિસે ૧૯[illegible]૦

૩ અપ્રગટ આત્મવૃત્તાંત, પૃ૦ ૬૫

કે એ નાની છોડીનું લગન આવે ત્યારે ખરેખરું વિતાડવું. તે લાગ તમે ધૂળધાણી કરી નાખશો નહિ. ઘરેણું ગાંઠું કશું આપવું નથી ને જવાની પણ રજા નથી."[૪]

તેમનાં સાસરિયાંનું વર્તન એટલું નિકૃષ્ટ હતું કે એનો સામનો કરવા માટે, એ વખતના નાતના વ્યવહારમાં, સામાન્ય માણસ આવી જાતનો બદલો વાળવા સહેજે ઉશ્કેરાય. પરંતુ મણિલાલ જેવી વ્યક્તિ વિશે વિચારતાં એમ લાગે છે કે એ આવા પ્રસંગે પોતાની ઉચ્ચ કક્ષા જાળવી શકતા નથી.

૧૮૮૨ના એપ્રિલ કે મેમાં મણિલાલની સાળીનું લગ્ન લેવાય છે, પણ તેમના પર સાસરાની કંકોતરી સરખી આવતી નથી. તા. ૧૬–૪–'૮૨ના પત્રમાં મહાલક્ષ્મી સાસરેથી વગર રજાએ પિયર જતી રહ્યાનો ઉલ્લેખ છે. મણિલાલ આને અંગે પિતાને સૂચવે છે કે 'માત્ર અંબાલાલને એટલી જ ખબર અપાવવી કે હવે અમે કદી તેડનાર નથી.' નભુભાઈ તેના ઉત્તરમાં મણિલાલને નડિયાદ આવવાનું લખે છે, પણ એ આવી શકતા નથી. પિતાનું વિવાહમાં વેવાઈને ત્યાં જવા સારુ મન પલળ્યું જણાતાં મણિલાલ તા. ૨૨–૪–૮૨ના રોજ લખે છે: "આપણને આપણાં સઘળાંને જમાડવાની તથા નજીવા રૂપૈયા લેવાની ગરજ નથી...વેવાણ દેવું હશે તો તેઓ આગળ ઉપર ઘણુએ દેશે."[૫] પિતાપુત્રે નક્કી કર્યા મુજબ એ પ્રસંગે અસહકાર તો દાખવ્યો. પણ છેવટે મણિલાલના સસરાએ ઘણી મહેનત કરી સમાધાન કર્યું અને વેવાઈ તથા જમાઈને મનાવ્યા.[૬]

બહેનનું લગ્ન પત્યે મહાલક્ષ્મી પુન. સાસરે આવી. ૧૮૮૩ના મેમાં મણિલાલના નાના ભાઈ માધવલાલ ઉર્ફે સાંગાના જનોઈનો

૪. જુઓ મ. ચ. સા.–૩, 'કૌમુદી', જુલાઇ ૧૯૩૧.
૫. જુઓ મ. ચ સા.–૩, 'કૌમુદી', જુલાઇ ૧૯૩૧.
૬. અપ્રગટ આ. વૃ., પૃ. ૬૫.

પ્રસગ આવ્યો મણિલાલ મુબઈ હતા તે વખતે નડિયાદમા તેમના ઘેરથી મહાલક્ષ્મી પિયર નાસી ગઈ ' પિયેર ત્રણેક દિવસ રહી મા સાથે લઈને અફીણ પહેર્યું ' હોવાનો તેણે ઢોગ આદર્યો એટલે મણિલાલના સાસુ એને સાસરે મૂકી ગયા સાસરે પણ તેણે અફીણ ખાધુ હોય એવો ઢોગ માન્ડ્યો દાક્તરને બોલાવી તપાસ કરતા એ વાત ખોટી નીકળી

મણિલાલ ભાઈના જનોઈને પ્રસગે નડિયાદ આવ્યા, ત્યારે આ વાત જાણતા તેમને ખૂબ ક્રોધ ચઢ્યો તેમણે પત્નીને કાઢી મૂકવા આગ્રહ કર્યો પણ ઘેર જનોઈનો પ્રસગ હોવાથી કુટુબીઓએ મહાલક્ષ્મીને ' જોરજુલમથી રખાવી ' પ્રસગ વીત્યે મણિલાલ મુબઈ ગયા પણ પત્નીને નડિયાદ મૂકતા ગયા તે પછી પણ તેના ' અપલક્ષણો વધતાં ગયા ' એમ તેઓ કહે છે ૭

મુંબઈના ચાર વર્ષના વસવાટ દરમ્યાન તેમના પત્ની બે-ત્રણ વાર અમુક સમય પૂરતા મુબઈ આવી ગયા હતા આ બધો વખત તેમનું મન પત્ની ઉપરથી ઉત્તરોત્તર ઊઠી ગયુ વખત જતાં બન્ને વચ્ચેનો સબધ બિલકુલ બગડી ગયો આ સંબંધને વિચ્છિન્ન કરવામાં અગાઉ દર્શાવેલ બીજા કારણો ઉપરાત, મણિલાલ નોકરીને અગે મુબઈની કન્યાશાળાઓની જુવાન મહેતીઓના સપર્કમાં આવ્યા તે હકીકત પણ અમુક અશે નિમિત્તરૂપ હતી એમ કહી શકાય.

મણિલાલના પત્ની સાથેના અણબનાવ પરત્વે તેમના માતુશ્રીનો વાક નીકળતો હતો તેઓ આ બાબતમા માતાનો બચાવ કરતા કહે છે ' તેનો પ્રયત્ન તો નિરતર મારી સાથે મારી સ્ત્રી રહે તેની યુક્તિ તરફ જ હતો, પણ બાઈના લક્ષણથી જ જે થયુ છે તે થયુ છે.'૮ વળી બીજે પ્રસગે તેઓ કહે છે ' મારી બા એને સુધારવા ઘણો

૭. અપ્રગટ આ ૨, પૃ ૯૬

૮. એજન, પૃ ૬૫

શ્રમ કરતી; તે એનાં અપલક્ષણો મારાથી બનતી મેહેનતે છુપાવતી, પણ બાઈ પોતે જ તેવાં ત્યાં કોઈનો શો ઉપાય?'[૯] પત્નીએ તેમજ સાસરિયાંએ ચલાવેલી જૂઠી વાતોથી પોતાની મા વગોવાય છે એમ મણિલાલનું વક્તવ્ય છે. તેમ છતાં, તેમનાં માતુશ્રીનો સ્વભાવ ઘણો જ ક્રોધી હતો તેમ તેઓ સ્વીકારે છે. એના દૃષ્ટાંતરૂપ એક પ્રસંગ પણ તેમણે આપ્યો છે. નાના ભાઈને ભણાવતાં મણિલાલે એક વાર માર માર્યો. તેથી માતાએ કહ્યું: 'તારે તો એ મરી જાય એવી મરજી છે. પણ કાંઈ રસ્તામાં પડ્યો નથી' માતાનાં આ કુવચનોથી મણિલાલને બહુ માઠું લાગ્યું. તેમને ભાઈ પર અનન્ય પ્રેમ હતો. 'પોતાની સર્વ સંપત્તિનો માલિક મનથી' તેમણે 'ભાઈને જ કલ્પ્યો હતો.' છતાં માતા આવું બોલ્યાં તેથી તેમના મનમાં 'સંસાર માત્ર મિથ્યા છે, માબાપ પણ સ્વાર્થ સુધી જ છે' એમ વિચાર આવવા લાગ્યા.[૧૦]

દરમ્યાન પિતાની લોભી પ્રકૃતિનો તેમને દુઃખદ અનુભવ થાય છે. મણિલાલ કમાતા થયા ત્યારથી તેમનો પગાર પોતે લઈ લેવાનો નભુભાઈ આગ્રહ રાખતા હતા. તા. ૨૪–૯–'૮૧ના પત્રમાં તેઓ પિતાને લખે છે: 'મારાથી બને છે તેટલા રૂપૈયા બચાવીને હું તમને મોકલું છુ. મારે રૂપૈયાનું શું કામ છે?'[૧૧] તા. ૨૨–૮–'૮૨ના પત્રમા પિતાની નાની-મોટી ફરિયાદોથી કંટાળીને તેઓ લખે છે:

"તમારો સ્વભાવ જ પડ્યો કે વચ્ચે કારભાર કરવો જોઈએ. અને એમ કરીને હાથે દુઃખ માનવું જોઈએ. વગર કારણે તમે લાંબા લાંબા રોદણાં રડ્યાના કાગળો લખો છો તે મને જરાયે પસંદ નથી. જેણે સુખનો લાભ લેવા ધાર્યો નથી તેને બીજું કોણ સુખ બેઠે

૯. અપ્રગટ આ. વૃ., પૃ. ૬૫.
૧૦. એજન, પૃ. ૬૫.
૧૧. મ. ન. સા., 'કૌમુદી', ડિસેંબર, ૧૯૩૦.

બેઠે આપી શકનાર છે? અહીંઆ આવો બેસો ને આરામ લો તો અમે તમને ખસ કહેનાર નથી પણ તમને જ઼ ઘરનો સ્વાદ છૂટતો નથી અમે તો એટલે સુધી કહીએ છીએ કે ઘર આગળ રસોઈઓ રાખો ને ખાઓ પીઓ ઇશ્વિર ભજો "૧૨

વળી તા ૮–૯–'૮૨ના પત્રમા તેઓ લખે છે

"અત્રે તમને જે મોકલવામા આવે છે તે ઉપરાત એક પાઈ પણ રાખવામા આવતી નથી, માટે જો વધારે અગત્ય હોય તો લખવુ કે કોઈના લાવીને તમારી તરફ મોકલીએ જે ખરચ થાય તે ઉપર અમારો ઇલાજ નથી '૧૩

જે પિતા ભણાવવામા રાજી નહોતા અને જે પુત્રના અભ્યાસ પાછળ ખર્ચ કરવામા અનત સકોચ રાખતા હતા તે, ઘરની સ્થિતિ સારી હોવા છતા, મહિનાઓ સુધી પુત્રનો પગાર લેવાનો આગ્રહ રાખે અને કમાતા દીકરાને જરૂર પૂરતુ પણ ખરચવાની છૂટ ન આપે તે બતાવી આપે છે કે, મણિલાલને કેવી વિષમ કૌટુબિક પરિસ્થિતિમાથી પસાર થવુ પડયુ હતુ! તેઓ માબાપને રાજી રાખવાના હમેશા પ્રયત્ન કરતા હતા પિતાની ઇચ્છાનુસાર જ્ઞાતિ વિરુદ્ધ લખાણ નહિ કરવાનુ સ્વીકારીને તેમણે રૂઢિદાસત્વનો આક્ષેપ વહોર્યો હતો તા ૧લી એપ્રિલ ૧૮૮૨થી તા ૧૩મી ઑગસ્ટ ૧૮૮૪ સુધીમા તેમણે પોતાની કમાઈમાથી બચાવીને નભુભાઈ ઉપર કુલ રૂ ૧૩૯૮–૧૨–૯ મોકલ્યા હતા,[૧૪] જે બતાવી આપે છે કે પિતાની માગણીને તેમણે સતત સતોષ્યા કરી હતી આમ, ઘરની અશાતિને કારણે, મણિલાલનુ મન આ અરસામા સતત વ્યગ્ર રહેતું હતુ

બીજી તરફ શારીરિક વ્યાધિએ પણ તેમને આ વખતે સારી

---

૧૨ મ ચ સા, કૌમુદી, જુલાઈ ૧૯૩૧

૧૩ એજન, કૌમુદી, જુલાઈ ૧૯૩૧

૧૪ જુઓ શ્રી પુરાણીકૃત 'મ ન દ્વિ નુ જી ચ ' પૃ ૧૯૦

મેઠે પજવ્યા. સને ૧૮૮૨ના આરંભથી તેમને શરીરે ગાંઠા થવા લાગ્યા, જે પગ પર ઘણા હતા. આમાંથી પગ પરના ત્રણ અને ડાબા હાથની વચલી આંગળી પાસેનો એક એમ ચાર ગાંઠા ફાટ્યા તેથી તેમની માંદગીએ અતિ ગંભીર સ્વરૂપ ધારણ કર્યું. ઘણા દાક્તર –વૈદોની દવા કરી પણ ફેર ન પડ્યો. આખરે પગ કાપી નાખવા સુધી વાત આવી! એટલામાં સદ્‌ભાગ્યે રસકપૂરની માત્રા એક વૈદ્ય પાસેથી મળી. તેનાથી ૧૮૮૪ના આરંભમાં તેમને આરામ થયો. પછી શરીર સુધરતું ગયું. ૧૮૮૫ના આરંભમાં તેમણે મુંબઈ છોડ્યું તે વખતે એમની શરીરસંપત્તિ હતી તેવી પછી જિંદગીમાં કોઈ વાર થઈ નહોતી.[૧૫]

ઈ. સ. ૧૮૮૪માં ભાવનગર રાજ્યના દીવાન શામળદાસ પરમાનંદદાસનું મૃત્યુ થયું. તેમનું નામ રાખવા સારુ ૧૮૮૫ના જાન્યુ-આરીમાં ભાવનગરમાં કૉલેજ સ્થપાઈ. તેમાં સંસ્કૃત, ઇતિહાસ કે તત્ત્વજ્ઞાનના અધ્યાપક તરીકે મણિલાલને આવવા નિમંત્રણ મળ્યું. આ જગાનું નક્કી થયું તે પહેલાં (૧૮૮૪ના નવેમ્બર–ડિસેંબરમાં) વડોદરામાં કેળવણી ખાતાના સર્વાધિકારીના હોદ્દા માટે તેમણે શ્રીમંત સયાજીરાવ ગાયકવાડની મુલાકાત લીધી હતી. તેમણે દોરેલી પ્રાથમિક કેળવણીની યોજનાની ગાયકવાડ સરકાર પર સારી છાપ પડી હતી.[૧૬] પરંતુ તેમણે માગેલો પગાર ગાયકવાડને વધારે પડ્યો, તેથી છેવટે મણિલાલે ભાવનગરની નોકરી સ્વીકારી. કૉલેજમાં સંસ્કૃતના અધ્યાપક તરીકે રૂપિયા બસોના માસિક પગારથી તેમની નિમણૂક થઈ હતી. મણિલાલ અંગ્રેજી રાજ્યના નોકર હોવાથી ભાવનગર રાજ્યે

૧૫. 'વસંત' : ૩૧–૨–૬.

૧૬. મણિલાલના ઘરમાંથી મળી આવેલ પત્રોમાં ગાયકવાડ સરકારના ખાનગી મંત્રીએ મણિલાલ પર લખેલા તા. ૯ નવેં૦, ૧૭ નવેં૦, ૪ ડિસેં૦ અને ૧૫ ડિસેં૦ ૧૮૮૪ના ચાર પત્રો જોવા મળે છે તે આ હકીકતનું સમર્થન કરે છે.

તેમની નોકરી ઉઠીની લીધી હતી. તેમનો પેનશનનો હક સરકારમાં કાયમ રહ્યો હતો.[૧૭]

ઈ. સ. ૧૮૮૫ના જાન્યુઆરીની ૨૦મી તારીખ લગભગ મણિલાલ મુંબઈથી ભાવનગર જવા નીકળ્યા. આ વખતે તેમના હાથ નીચેના શિક્ષકોએ વિદાયમાનનો મોટો મેળાવડો ગોઠવીને તેમને મિજબાની આપી. તે પ્રસંગના સ્મરણ તરીકે સૌની ભેગી છબી પાડવામાં આવી. મણિલાલને ભાવભીની વિદાય આપવા તથા 'ફૂલનો વરસાદ વરસાવવા' તેમના મિત્રો, સ્નેહીઓ, પ્રશંસકો અને તાબાનાં માણસોનું મોટું ટોળું સ્ટેશન પર એકઠું થયુ હતું. મુંબઈથી વિદાય લેતાં મણિલાલનું હૃદય પણ ભરાઈ આવ્યુ. 'અરે! આ મુંબઈ, મારો જીવ, મારો પ્રાણ, મારા જ્ઞાનનું, મિત્રોનું, કીર્તિનું, મારી અખંડ પ્રિયાનું સ્થાન તે જ તજ્વુ! એ વૃત્તિમાં હું કોઈ સાથે બોલ્યો નથી, ચાલ્યો નથી, કેવળ મુંગે મોઢે ગાડીમાં ચઢી ચાલતો થયો'—એવા ઉદ્દગારો તેઓ આત્મવૃત્તાંતમાં આ પ્રસંગનું વર્ણન કરતાં કાઢે છે.

મુંબઈ છોડતી વખતે મણિલાલની સાથે તેમનાં માતાપિતા પણ હતાં. સ્ટેશન ઉપર નભુભાઈના હાથમાં ખાંડ ભરેલી બરણી હતી તે તેઓ ગાડીમાં બેસવા ગયા કે તરત જ ફૂટી ગઈ. આ બનાવથી તેમને અમંગળ ભાવિનું સૂચન થાય છે! પરંતુ અપશુકનના ખ્યાલથી થયેલ શોકને તત્કાળ દાબી દઈને પોતાના 'સ્વભાવ મુજબ યદભાવિ ઇ. યાદ કરીને' તેમણે ભાવનગર ભણી પ્રયાણ કર્યું.[૧૮]

•

૧૭. 'વસંત' : ૩૧-૧-૯.
૧૮. 'વસંત' : ૩૧-૧-૧૦.

## [૧૪]

# તન અને મનના વ્યાધિ

ઈ. સ. ૧૮૮૫ના જાન્યુઆરીની પહેલી તારીખે ભાવનગરની શામળદાસ કૉલેજનુ ઉદ્‌ઘાટન સુપ્રસિદ્ધ દેશભક્ત દાદાભાઈ નવરોજીને હસ્તે થયુ

મણિલાલે શામળદાસ કૉલેજના સસ્કૃતના અધ્યાપકનો હોદ્દો તા ૨૨મી જાન્યુઆરીના રોજ સભાળ્યો એ વખતે કૉલેજના પ્રિન્સિપાલ તરીકે આર એચ ગનિયન નામના વિદેશી ગૃહસ્થની નિમણૂક થઈ હતી ભાવનગર હાઈસ્કૂલના મુખ્ય શિક્ષક શ્રી જમશેદજી નવરોજજી ઊનવાળા શામળદાસ કૉલેજના 'વાઈસ-પ્રિન્સિપાલ' તરીકે લેવાયા હતા [1]

શ્રી ગનિયનની ગેરહાજરીમા શરૂઆતમા થોડોક વખત પ્રો ઊનવાળાએ કૉલેજના પ્રિન્સિપાલ તરીકે કામ કર્યું હતુ ઊનવાળા થિયોસોફિસ્ટ હતા, એટલે મણિલાલ સાથે તેમને સારો સબધ હતો મણિલાલની નિમણૂકમા પ્રો ઊનવાળાનો હાથ હતો એમ પ્રો બળવતરાય ઠાકોરનુ અનુમાન છે [2] મણિલાલ આત્મવૃત્તાતમા આને અગે

---

૧ મુબઈ સરકારના કેળવણી ખાતાના તા ૫-૧-૧૮૮૫ના પરિપત્ર ન ૨૪ ને આધારે (અપ્રગટ પત્રવ્યવહારમાથી)

૨ તા ૧૫-૩ '૫૦ ના રોજ ગ્રથલેખકે લીધેલી મુલાકાતને આધારે

અનતરાય નાથજી તથા નાનાસાહેબનો ઉલ્લેખ કરે છે ૩ એ બંને થિયોસોફિસ્ટ હતા. એટલે ઊનવાળા મારફતે તેમણે મણિલાલની નિમણૂક અંગે પ્રયત્ન કર્યો હોય તે સભવિત છે

પ્રો ઊનવાળા ઉપરાત, મણિલાલની સાથે, તે વખતે, ભાવનગર હાઈસ્કૂલના પ્રથમ મદદનીશ શિક્ષક બરજોરજી અરદેશર એન્ગી ઇતિહાસના અધ્યાપક તરીકે૪ અને જમશેદજી માસ્તર ભૌતિક વિજ્ઞાનના અધ્યાપક તરીકે નિમાયા હતા ફરદુનજી મચેરજી દસ્તૂર—જેઓ પાછળથી મુમ્બઈ યુનિવર્સિટીના રજિસ્ટ્રાર થયા હતા તે—એ વખતે શામળદાસ કોલેજમા ગણિતના અધ્યાપક હતા મણિલાલને તેમની જોડે ઘણો જ સારો સબધ હતો શામળદાસ કોલેજના આ બધા અધ્યાપકોએ શરૂઆતના વર્ષોમા પોતાના કાર્યની ઉત્તમ છાપ પાડી હતી ૫

એ જમાનામા બી એ સુધીના કૉલેજ-શિક્ષણના કુલ ત્રણ વર્ષ હતા પ્રીવિયસ, ફર્સ્ટ બી એ અને બી એ એ ત્રણે વર્ગની પરીક્ષા યુનિવર્સિટી લેતી હતી પહેલે વર્ષે ભાવનગરમા પ્રીવિયસનો જ વર્ગ ખોલવામા આવ્યો હતો મણિલાલને તેને અગે દરરોજ એક કલાક કામ કરવાનુ રહેતુ આરભમા કેટલાક વિરોધીઓએ તેમને વિશે એવી ગપ ઉડાડેલી કે ' મણિલાલને પ્રોફેસર બનાવ્યા પણ કાઈ આવડતુ નથી ' વિદ્યાર્થીઓમા આને લીધે ગેરસમજ ઊભી થવાથી આરભમાં મણિલાલને તેમની જોડે ' પૂરુ ' બનતુ નહિ ' પણ છ મહિનામા તેમણે પોતાના કામથી વિદ્યાર્થીઓને ' પરિપૂર્ણ સંતોષ'

---

૩ ' વસત ' -૧ ૧-૯

૪ અપ્રગટ પત્રવ્યવહારને આધારે

૫ ૧૮૮૭મા મેટ્રિક પાસ થઈને શા કૉ મા દાખલ થવા આવનાર ગાધીજીના નીચેના ઉદ્ગારો આના સમર્થનમા નોંધપાત્ર છે 'તે કાળના શામળદાસ કૉલેજના અધ્યાપકો તો પહેલી પક્તિના ગણાતા '

(' આત્મકથા ', ૬ઠ્ઠી આવૃત્તિ, પૃ ૫૫ )

આપીને તેમનાં માન અને પ્રીતિ સંપાદન કર્યાં હતાં. વર્ષને અંતે પોતાના વિષયમાં અઢારમાંથી બાર વિદ્યાર્થીઓ પાસ થતાં તેમણે સંતોષ વ્યક્ત કર્યો હતો.[૬]

બીજે વર્ષે ફર્સ્ટ બી. એ. નો વર્ગ નીકળ્યો. એમાં ઊંચી કક્ષાનું અધ્યાપન-કાર્ય કરવાનું હોવાથી તેમનો કાર્યોત્સાહ દ્વિગુણિત થયો. આખી કૉલેજના વિદ્યાર્થીઓને પ્રોફેસર મણિલાલ વિશે 'મમતા થઈ.' બીજે વર્ષે પ્રીવિયસમાં ત્રેવીસ તથા ફર્સ્ટ બી. એ.માં પાંચ વિદ્યાર્થી પાસ થયા. આ વખતે મણિલાલના શિક્ષણકાર્યની એટલી બધી પ્રશંસા થઈ કે 'એક ગણિતના પ્રોફેસર તથા સંસ્કૃતના પ્રોફેસર એ બે જ આખી કૉલેજનું નાક છે' એમ બોલાવા લાગ્યું.[૭]

૧૮૮૬ની પ્રીવિયસ, ફર્સ્ટ બી. એ. તથા બી. એ. ની પરીક્ષામાં મણિલાલ સંસ્કૃતના પરીક્ષક નિમાયા હતા. સંસ્કૃતમાં પરીક્ષક તરીકે નિમાનાર તેઓ પહેલા જ ગુજરાતી હતા. ગુજરાતી વિદ્વાનો પૈકી કોઈને મૅટ્રિક્યુલેશન સિવાયની બીજી કોઈ પરીક્ષામાં આજ લગી પરીક્ષકપદ મળતું નહોતું, અને મૅટ્રિક્યુલેશનમાં પણ ગુજરાતીમાં જ નિમણૂક થતી. મણિલાલની નિમણૂક દક્ષિણીઓએ જેનો ઇજારો રાખ્યો હતો તેવા સંસ્કૃત વિષયમાં અને તે પણ ઉચ્ચ પરીક્ષામાં થઈ તેથી ગુજરાતભરના વિદ્વાનોને આનંદ થયો. આમાં ડૉ. પિટર્સને પોતાને સહાય કરી હતી એમ તેઓ આ. વૃ. માં નોંધે છે.[૮]

૧૮૮૬ની આખરમાં તેઓ ભાવનગરમાં એક ચર્ચાવ્યાખ્યાન ઇત્યાદિ માટે સ્થપાયેલી 'કલબ'માં જોડાયા હતા, અને તેની મારફતે લાગતીવળગતી સંસ્થાઓ જોડે પત્રવ્યવહાર કરીને મુંબઈ

---

૬. 'વસંત' : ૩૧-૩-૯૮.

૭ એજન : ૩૧-૩-૯૮.

૮. એજન : ૩૧-૩-૧૦૧.

યુનિવર્સિટીના શિક્ષણક્રમમા ગુજરાતીને સ્થાન અપાવવાનો તેમણે પ્રયત્ન કર્યો હતો [૯]

આમ, એક તરફ પોતાને ઇષ્ટ એવા શિક્ષણ-ક્ષેત્રમા ઉત્તમ કાર્ય કરીને તેઓ પ્રથમ પક્તિના અધ્યાપક તરીકે નામના મેળવતા જતા હતા, ત્યારે બીજી તરફ, તેમના ઉપર શારીરિક વ્યાધિનુ આક્રમણ ઉત્તરોત્તર પ્રબળ સ્વરૂપમા થતુ જતુ હતુ

ભાવનગર આવ્યા તે પછી ત્રણ જ માસની અદર તેમને નાકમા કોઢ બાઝવાનો વ્યાધિ લાગુ પડ્યો પ્રખ્યાત દાક્તરો અને વૈદ્યોના ઉપચાર કરવા છતા એ રોગ શમ્યો નહિ ૧૮૮૬ના મે-જૂન દરમ્યાન નાકની વચ્ચેનો પડદો ખવાઈ ગયો એટલે તેમનુ નાક વચ્ચેથી બેસી ગયુ

ઓક્ટોબર-ડિસેમ્બર દરમ્યાન નાકના વ્રણ ગળામા ઊતર્યાં અને બોલવાનુ બધ થયુ રજાઓ પડતા તેઓ મુબઈ ગયા ત્યા ઔષધોપચાર દ્વારા રોગ નરમ પડતા ૧૮૮૭ના જાન્યુઆરીમા પુન ભાવનગર આવ્યા [૧૦] પણ તરત જ રોગે એવો ઊથલો મારેલો કે તેમને તા ૧૭ જાન્યુ ૧૮૮૭ના રોજથી ત્રણ મહિનાની રજા ઉપર ઊતરવુ પડ્યુ [૧૧] આ વખતે તેમની સ્થિતિ અત્યત ગભીર બની ગઈ ગળાનો કાકડો તૂટી પડ્યો અને તેની પાસેનો તાળવાનો થોડો ભાગ પણ ખવાઈ ગયો 'ન ખવાય કે ન બોલાય' એવી

---

૯ એજન : ૩૧-૩-૧૦૧

૧૦ અપ્રગટ આ વૃ પૃ ૮૨-૯૩ ભાવનગર-નિવાસ વિશે આરભની થોડીક હકીકત 'વસત'મા પ્રગટ કર્યા બાદ આચાર્ય આનદશકરે મણિલાલનુ આત્મચરિત છાપવુ બધ કર્યુ હતુ એટલે અહીંથી આગળ આવતી મણિલાલના જીવનની મોટા ભાગની હકીકતનો આધાર તેમનુ અપ્રગટ આત્મવૃત્તાત છે

૧૧ અપ્રગટ પત્રવ્યવહારમાના શા કેરના કામચલાઉ પ્રિન્સિપાલ વિનવાળાના તા ૧૫-૨-૮૭ના પત્રને આધારે

સ્થિતિ થઈ દસ દિવસના ઉપવાસ થયા તાવ લાગુ પડ્યો 'આખ રની સ્થિતિ જાણીને' મિત્રો તેમને નડિઆદ લાવ્યા

નડિયાદથી મા અને ભાઈને લઈને મણિલાલ દાક્તરી સારવાર સારુ મુમ્બઈ ગયા ત્યા દાક્તરોના ઉપચારથી '૬–૭ દિવસે જરા ખીચડી ખવાતી થઈ', પણ એક માસ ગાળવા છતા મુમ્બઈમા તેથી વિશેષ આરામ થયો નહિ એટલે પાછા નડિયાદ આવ્યા નડિઆદમા માર્ચ આખર સુધી રહીને એમણે ચાણોદના વૈદની દવા કરી તેથી આરામ થયો, પણ ના મા ગેડ બાઝવાનો વ્યાધિ ચાલુ રહ્યો હોવાથી બોલવાની મુશ્કેલી ઊભી રહી

જીવનેણ માદગીમાથી ઊભા થઈને મણિલાલ તા ૧૬ એપ્રિલ ૧૮૮૭ના રોજ નોકરી ઉપર હાજર થયા પણ, બોલવામા ખામી રહી હતી તેને કારણ બનાવીને, પ્રિ ગનિયને તેમને 'સતાવવા' શરૂ કર્યા તેમણે મણિલાલને રજા લેવા સલાહ આપી પરતુ મણિલાલે ના કહી 'અને જણાવ્યુ કે મારા બોલવામા સહજ ખામી છે ખરી, પણ તે મારા કામમા અડચણરૂપ નથી નાના નાના વર્ગને તો હુ મોઢેથી જ વાત કરી શકીશ, પણ એક જે મોહોટો વર્ગ છે તેને લખાવીશ વગેરે હમેશની પેઠે કરાવીશ, પણ મારો અભિપ્રાય માત્ર લખાવીશ અને છતા કાઈ પૂછવાનુ રહેશે તો મુખથી સમજાવીશ '

પ્રિન્સિપાલને મણિલાલનો આ ખુલાસો ગળે ઊતર્યો નહિ તેમણે કૉલેજનો નિયામક સમિતિ (Board of Management) તરફ મણિલાલની વિરુદ્ધ લખાણ કરી મોકલ્યુ નિયામક સમિતિના અધ્યક્ષ ભાવનગર રાજ્યના દીવાન વિઠ્ઠલદાસ શામળદાસ હતા તેમના ભાઈ લલ્લુભાઈ જોડે મણિલાલને સારો સબધ હતો તેમણે લલ્લુભાઈ દ્વારા નિયામક સમિતિને પોતાનો ખુલાસો મોકલ્યો, બીજી તરફ, પ્રિ ગનિયનને સ્પષ્ટ સભળાવ્યુ કે 'તમને રાજી રાખવા ખાતર રજા લેવી હોય તો લઉ ' આથી પ્રિન્સિપાલે જરા ખિજાઈને મણિ

લાલને ' પોતાની દરખાસ્ત મંજૂર કરવા ઑર્ડરની રજા માગવા રિપોર્ટ કરવાનો હુકમ કર્યો ' પણ મણિલાલે ' પોતાના હદની બહાર જે વાત નથી તેને અંગે રજાની જરૂર ગણી નહિ ' અને ' રિપોર્ટ ' ન કર્યો આમ, વિરોધ વધતા મણિલાલને ગોગ ઉપરી સાથે અટસ પડી ગયો તેમણે કૉલેજની નોકરી છોડી દેવાનો વિચાર કર્યો અને મન સુખરામભાઈએ તેમને કચ્છમા એજ્યુ ઇન્સ્પેક્ટરની જગા આપવાનુ કહ્યુ હતુ તે બાબત પ્રયાસ કરવા તેમને લખ્યુ ૧૨

ઉપરી સાથે ઉપર પ્રમાણે રજા સબધી તકરાર ચાલતી હતી તે દરમ્યાન મણિલાલના જાણવામા આવ્યુ કે મુબઈમા અમુક દતવૈદ્ય ગળામા કૃત્રિમ તાળવાની વ્યવસ્થા કરી બોલવાની હરકત દૂર કરી શકે છે આથી એ મુબઈ ગયા ત્યા એક દતવૈદ્યને મળતા તેણે ખુશીથી કૃત્રિમ તાળવુ નાખી આપવા કબૂલ્યુ તે મતલબનુ પ્રમાણપત્ર પણ તેણે મણિલાલને આપ્યુ

આ વખતે પ્રિ ગનિયન અને પ્રો ફરદૂનજી પણ મુબઈમા હતા પ્રો ફરદૂનજીએ મણિલાલ અને પ્રિ ગનિયન વચ્ચે સમાધાન કરાવવાનો પ્રયત્ન કર્યો એટલામા મણિલાલ પર દીવાન સાહેબના હુકમની એક નકલ આવી તેમા ' સાહેબે ( = પ્રિન્સિપાલે ) માણસ રાખવો નહિ મણિલાલના આવ્યા વિના અમે કાઈ કરી શકતા નથી '—એ મતલબનુ લખાણ હતુ મુબઈમા મણિલાલે ' સાહેબને ' કૃત્રિમ તાળુની વ્યવસ્થા સારુ રજા લેવાની વાત કરી ત્યારે તેમણે એમને ભાવનગર આવીને અરજી કરવા કહ્યુ મણિલાલે ભાવનગર જઈને અરજી લખી અને તેમા દતવૈદ્યના ઉપચારનુ કારણ જણાવ્યુ આથી પ્રિન્સિપાલ ફરીથી ક્રોધે ભરાયા દીવાન સાહેબના હુકમથી

૧૨ અપ્રગટ આ ગ્ર પ ૯૫ મણિલાલના આત્મવૃત્તાતનો પહેલો સળગ ખ અહી પૂરો થાય છે હવે પછી નિ હકીકત તેમણે ટૂક નોધરૂપે અમુક સમયના આતરે વિવિધ સ્થળોએ રહીને લખી હતી

એમને અપમાન તો લાગ્યુ હતું તેની બધી વગાળ તેમણે મણિલાલ પર કાઢવી મણિલાલને તેમણે 'ઘણા અપમાનભરેલા શબ્દો' કહ્યા અને અરજીનું સ્વરૂપ બદલીને 'હું માંદો છુ માટે રજા આપો' એટલું જ લખના દબાણ કર્યું.

પ્રિન્સિપાલની ઇચ્છા મણિલાલ માંદગી અંગે રજા માગે તો 'આ માણસ માંદો જ છે, એના લખવાથી તમે મને માણસ લાન વાની ના કહી, પણ તે વાત ગેરવાજબી છે એ જુઠ્ઠો માણસ છે'—એવો શેરો કરીને અરજી આગળ મોકલવાની હતી પણ મણિલાલે તેમના કહેવા મુજબ ફેરફાર ન કર્યો, તેથી તેમણે મણિલાલનુ અપમાન કર્યું.

પ્રિ ગનિયને કરેલ અપમાન અને હેરાનગતિ બદલ મણિલાલે નિયામક સમિતિને ફરિયાદ કરી સમિતિના મંત્રી શ્રી ચપકલાલ માણેકલાલ[13] મણિલાલને તથા પ્રિ ગનિયનને મળ્યા અને બન્ને વચ્ચે સમાધાન કરીને મણિલાલ પાસે, 'દતવૈદ્યના પ્રમાણપત્રને આધારે અર્ધા પગારે પાચ માસની[14] રજા જોઈએ છે'—એ મતલબની અરજી લખાવી, અને શરત એ કરી કે પ્રિન્સિપાલે 'ફોર્વર્ડેડ ફોર કન્સીડરેશન' એટલા શબ્દો સિવાય એના પર બીજુ કશુ લખવુ નહિ મણિલાલે પોતાને થયેલ અપમાન અંગે કરેલી અરજી પાછી ખેચવાની ના પાડી, 'પણ સેક્રેટરીએ આગ્રહથી પાછી આપી' અને તેમની રૂબરૂ 'સાહેબને ઠપકો આપ્યો'[15] આમ, પ્રિ

૧૩ અપ્રગટ પત્રવ્યવહારને આધારે

૧૪ વસ્તુત મણિલાલે છ માસની રજા ભોગવી હતી એમ તેઓ તા ૩-૧-૧૮૮૮ના રોજ નોકરી ઉપર ફરીથી હાજર થયાનો આ પૃ મા ઉલ્લેખ કરે છે તે પરથી તેમજ નોકરી અંગેના પત્રવ્યવહાર પરથી સ્પષ્ટ સમજાય છે

૧૫ આને અંગે નિયામક સમિતિના મંત્રી તથા પ્રિ ગનિયન વચ્ચે નીચેની મતલબની વાતચીત થયાનુ મણિલાલ આ પૃ મા નોધે છે તે, તેમણે

ગનિયન અને પ્રો મણિલાલ વચ્ચે સમાધાન થયુ બન્ને બોલતા-ચાલતા થયા પણ 'બન્નેને એક બીજા માટે હલકો અભિપ્રાય તો રહ્યો જ, અને મન કેવળ જુદા થઈ રહ્યા '[૧૬]

મણિલાલને રજા મળી, પણ નવો માણસ આવતા વાર થઈ તેથી ૧૧ દિવસ તેમને કામ કરવુ પડ્યુ તે દરમ્યાન વિદ્યાર્થીઓ તેમના વ્યાખ્યાનો બરાબર સમજતા હતા તેમના 'જવાની વાતથી વિદ્યાર્થીઓ ઘણા દિલગીર થઈ ગયા ' 'મણિલાલની પાસે ભણેલાને બીજા કોઈથી સતોષ થવાનો નથી' એમ વિદ્યાર્થીવર્ગ ખુલ્લી રીતે બોલવા લાગ્યો[૧૭]

મણિલાલે પોતાની વિદ્યાર્થીપ્રિયતા અગે આ મતલબની નોધ કરેલી છે તે કોઈને આત્મપ્રશસ્તિરૂપ લાગવાનો સભવ છે પણ તેમના

---

નિયામક સમિતિ પર પાડેલા પ્રભાવ પર પ્રકાશ પાડતી હોઈ અહી ટાકી છે

"સેક્રેટરી Mr Gunion, you must know Mr Manilal was much insulted by you or he would not have a word against you He is an honest man, 'above all tricks He is respected by all students and the whole town and he is a very good scholar in our Gujarat

"સાહેબ I know he is a great scholar and an honest man, but he must know he has a superior

"સેક્રેટરી He knows you are his superior, but you must regard your subordinates as your friends "

(અપ્રગટ આ ૨, પૃ ૮૮. તા ૧ જૂનથી તા. ૧૭ જુલાઈ સુધીની નોધ )

૧૬ અપ્રગટ આ ૨, પૃ ૮૬-૮૮ : તા ૧ જૂનથી તા ૧૭ જુલાઈ સુધીની નોધ

૧૭ એજન પૃ૦ ૮૮

શિષ્યો પૈકી કેટલીક પ્રસિદ્ધ વ્યક્તિઓએ તેમની શિક્ષણપદ્ધતિનાં જાહેરમાં વખાણ કર્યાં છે, એટલું જ નહિ, જિંદગીભર મણિલાલ પ્રત્યે પૂજ્યભાવ દર્શાવ્યો છે તે બતાવી આપે છે કે આત્મચરિત્રમાં આ વિગત એક હકીકતરૂપે નોંધાઈ છે.

આ પ્રસિદ્ધ વ્યક્તિઓમાંની કેટલીક તે સ્વ૦ પ્રો. બ. ક. ઠાકોર, સ્વ. માનશંકર પીતાંબરદાસ મહેતા અને સ્વ. જીવણલાલ લક્ષ્મીરામ દવે (જટિલ).[૧૮] પ્રો. બળવંતરાય ઠાકોર પોતાને મણિલાલના 'બેવડી રીતે શિષ્ય' ગણે છે: તેમને તેઓ પોતાના ચાર ગવગુરુઓ પૈકી એક ગણે છે; ઉપરાંત તેઓ શામળદાસ કૉલેજમાં મણિલાલના વર્ગમાં સંસ્કૃત ભણ્યા હતા. 'સંસ્કૃત વ્યાકરણ તો મને એમને લીધે જ આવડતું થયું એમ કહું તોપણ ચાલે' — એમ કહીને પ્રો. ઠાકોર, પોતે ૧૯૩૩માં નડિયાદમાં મણિલાલ વિશે આપેલું વ્યાખ્યાન સંભારીને, મણિલાલની અધ્યાપનપદ્ધતિનો ખ્યાલ આપતો પ્રસંગ નીચે મુજબ વર્ણવે છે:

"સામળદાસ કૉલેજની એક ઇનામની હરીફાઈથી 'મહાકવિ કાલિદાસ અને તેની કૃતિઓ' ઉપર સંસ્કૃત નિબંધો માગવામાં આવેલા. તેમાં મેં વિચાર કર્યો કે ગદ્યમાં તો આપણું વ્યાકરણજ્ઞાન લીટીએ લીટીએ ઝળકવાનુ માટે લાવ પદ્યો જ અડાવિયે........પાંચ પંદર અવતરણો ટાંકીને બસો કે અઢીસો શ્લોકનો નિબંધ મેંય તે વખતસર આપી દીધો. એ ઇનામ મળ્યું તો રા. રા. ભાઈ માનશંકર

---

૧૮. ઈ. સ. ૧૮૮૭ના ડિસેંબરમાં મૅટ્રિક પાસ થઈને ૧૮૮૮ના જાન્યુઆરીમાં ગાંધીજી શામળદાસ કૉલેજમાં દાખલ થયા હતા. તેઓ એક સત્ર — એટલે કે ૧૫ મી એપ્રિલ સુધી — શામળદાસ કૉલેજમાં હતા તે વખતે મણિલાલ ઘણુંખરું માંદા રહેતા હતા, છતાં વર્ગ તો લેતા હતા જ. ગાંધીજીની 'આત્મકથા'માં મણિલાલનો ઉલ્લેખ નથી, છતાં વર્ષનો તે સમય તપાસતાં પ્રીવિયસમાં તેઓ મણિલાલના શિષ્ય હશે એમ ચોક્કસ અનુમાન કરી શકાય.

પીતાંબરદાસને, પણ એ નિમિત્તે પ્રોફેસર સાહેબે અત્યંત કૃપા કરીને મને પોતાને ત્યાં તેડયો, અને ત્યાં મારા લખાણમાંના વ્યાકરણદોષ, ભાષાદોષ, અલંકારદોષ, વિચારદોષ, વગેરે વગેરે કેમ સુધરે તે બતાવવા અને સમજાવવા પાછળ તેમણે તો ખાસા બે કલાક મારી સાથે ગાળ્યા. આ એમનો મારા ઉપર ઉપકાર કદિ ના ભૂલાય એવો હતો.... આ બે કલાકના શિક્ષણ પછી જ સંસ્કૃત વ્યાકરણ કંઈયે શીખતો થયો.[૧૮]

મણિલાલ ભાવનગરથી છૂટા થઈને નડિયાદ આવ્યા. એટલામાં દલવૈદ્યની સારવાર સારુ તેમના મિત્ર ગોપાળદાસે મુંબઈ બોલાવ્યા, એટલે તા. ૧૭-૭-૧૮૮૭ના રોજ તેઓ નડિયાદથી મુંબઈ જવા ઊપડ્યા. મુંબઈમાં સારવાર ચાલી એટલો બધો વખત — ત્રણ માસ — એ ગોપાળદાસને ત્યાં રહ્યા હતા. ચારસો રૂપિયા ખર્ચીને તેમણે કૃત્રિમ તાળું બનાવરાવ્યું તેથી બોલવાની મુશ્કેલી દૂર થઈ. ૧૮૮૭ના નવેમ્બરમાં તેઓ નડિયાદ આવ્યા અને ડિસેમ્બરમાં યુનિવર્સિટીની ત્રણે પરીક્ષામાં પોતે પરીક્ષક હોવાથી પાછા મુંબઈ ગયા અને વળી એક માસ મિત્ર ગોપાળદાસને ત્યાં ગાળ્યો.[૨૦] એટલામાં રજા પૂરી થઈ એટલે તા. ૩જી જાન્યુઆરી ૧૮૮૮ના રોજ ભાવનગર આવીને નોકરી પર હાજર થયા.[૨૧]

ભાવનગરમાં એકાદ માસ સારી રીતે કામ ચાલ્યું. પણ નિત્યશત્રુ વ્યાધિએ તેમને વધુ વખત નિરાંત લેવા દીધી નહિ. નાકમાં જરા વ્રણ રહેલું હતું તે માટે મુંબઈથી શુક્ર બ્જેશ કરની ગોળીઓ લીધી હતી તે ખાવા માંડી, પણ કશો ફાયદો થયો નહિ. ઊલટો કંઠ બેસી ગયો, ને ગળામાં ઊંડા વ્રણ પડી ગયા તે પીડા કરવા લાગ્યા. કૉલેજમાં કામ કરતાં મહાશ્રમ પડવા લાગ્યો, બોલવામાં

૧૮ 'વિવિધ વ્યાખ્યાનો', ગુચ્છ ૨, વિભાગ ૧, પૃ. ૬૧-૬૨

૨૦ આત્મવૃત્તાંત, પૃ. ૯૮. તા. ૨૬-૧-૮૮ની નોંધ.

૨૧ એજન, પૃ. ૧૦૩. એ જ નોંધ.

બ઼ુ દુખ થવા માડ્યુ ને 'વિદ્યાર્થીઓને સમજાવવામા પણ કાઇક મુસીબત થવા માડી ' અનપાન પણ ગળાની મુશ્કેલીને કારણે લેવાય નહિ તેથી નબળાઈ વધતી ચાલી

'આજ મરે, કાલ મરે આ ઉપાય, તે ઉપાય' એમ કરતા બે માસ સુધી તેમણે દુખ વેઠ્યુ ત્યા એપ્રિલ ની પદરમી તારીખ આવી સત્ર પૂરુ થયુ દરમ્યાન પ્રિન્સિપાલે રાજીનામુ આપવાનુ તેમના પર દબાણ કર્યું તેમની નોકરી કુલ સાત વર્ષની થઈ હતી બીજા ત્રણ થાય તો પેનશન મળે એવી તેમની ધારણા હતી આથી છ મહિનાની અર્ધે પગારે 'સિક' રજા અગે લખાણ કરીને તેઓ નડિયાદ ગયા ૨૨ અહી મણિલાલની ભાવનગર કૉલેજ ખાતેની કારકિર્દીનો અત આવે છે માદગીને કારણે તેઓ ફરીથી ત્યા નોકરી કરવા જઈ શક્યા નથી ૧૮૮૮ના એપ્રિલમા તેમણે ભાવનગર છોડ્યુ ત્યાર પછી રજા અગે ભાવનગર કૉલેજના સત્તાવાળાઓ સાથે લાબો પત્રવ્યવહાર અને ટપાટપી ચાલ્યા તે સિવાય તેમને તે કૉલેજ સાથે કશો સબધ રહ્યો નહોતો

અધ્યાપકની જવલત કારકિર્દીને કુઠિત કરી દેનાર ભયકર માદગીના અનુસધાનમા મણિલાલ બે—બે ચમત્કારિક બનાવો યાદ કરે છે એક, મુબઈ છોડતી વખતે પિતાના હાથમાથી ખાડની બરણી પડીને ફૂટી ગઈ હતી તે અને બીજો માદળિયા ખોવાયાનો આ બીજો પ્રસગ યાદ કરીને તેઓ શકુનનો મહિમા સમજાવે છે માદગીની સાથે માદળિયાની વાત સાકળી લેતા તેઓ કહે છે

"મારી પાસે રોગચીકીના બે માદળિયા હતા બન્ને મારા શરીરરક્ષણ તથા ઉન્નતિ માટેના હતા તેના કરનારાઓએ વગર માગ્યે ઉમગમા કરેલા હતા ને તેના કહ્યા મુજબ આજ સુધી બ ચુ હતુ આમાનુ એક જે જૂનુ હતુ તે એકવાર કદાપિ હાથ ન આવે તેમ

૨૨ અપ્રગટ આ ૨ પૃ ૧૦૩ ૧૦૪ તા ૨૬ ૧-૮૮ની નોધ

ખોવાયું છતાં જડયું હતું. આ વખતે રેલવેની ગાડીમાં ભાવનગર જતાં તે બન્ને જુન મહિનામાં ખોવાયાં ને ભાવનગર પહોંચતાં મને તે વાત માલુમ પડી. આ બનાવ પછી મારું નાક બેસી ગયું.''[23]

સાથે સાથે માંદગીના કારણરૂપે પોતાની જન્મકુંડળીની વિગતો પણ તેઓ રજૂ કરે છે.

"મારી જન્મકુંડળીમાં પણ ૨૨ વર્ષ શુક્રની દશા હતી તે બાવીશમે વર્ષે નોકરી અપાવતા સુધી આનંદ કરાવી ગઈ. પછી સૂર્યની છ વર્ષ દશા તે ધંધે નામ કરી ખર્ચાવનારી તથા મહાવિઘ્ન ને શરીરને કષ્ટ કરાવનારી હતી તેમાં છેલ્લા વર્ષમાં એટલે ૧૮૪-ના જેઠ સુધીમાં તો મારું મૃત્યુ થવા જેવો મંદવાડ થાય તેવો યોગ હતો એ બધાનો પણ મને ભાસ ભજવાયો !"

આમ, માંદગીના કારણરૂપે મણિલાલ ગ્રહદશા અને અપશુકનને ગણાવે છે. પરંતુ ખરું જોતાં જુવાનીની ઉચ્છૃંખલ ટેવને પરિણામે તેમને લાગુ પડેલ રોગ પ્રસ્તુત દુર્દશાનું મુખ્ય કારણ હતું.

આ આખા મંદવાડ પેટે તેમને બે હજાર રૂપિયાનું ખર્ચ થયું હતું.[24]

---

૨૩ આપ્રગટ આ વૃ., પૃ. ૯૨-૯૩
૨૪ એજન, પૃ. ૮૪

[૧૫]

## નર્મદના કાર્યના ઉત્તરાધિકારી

સંસારનું એક આશ્ચર્ય છે, કે વિધાતા જેને ભયંકર દરદ આપે છે, એને એ દરદને જીરવવાની શક્તિ પણ આપે છે જીવનેણુ માદગીને વખતે મણિલાલ અદ્‌ભુત ધૈર્ય અને તિતિક્ષા દાખવી શક્યા હતા 'આટલો વ્યાધિ છતાં મે 'અરે' કે "ઉં' કર્યું નથી' અને 'મારામાં તો કાંઈક અલૌકિક ચીજ આવ્યું હતું ને કશાથી ડરતો ન હતો'—એમ તેઓ કહે છે તે એમની અવિરત સ્વાધ્યાય-પ્રવૃત્તિ જોતાં યથાર્થ લાગે છે ચારે બાજુ વિષમ સંજોગોની વચ્ચે પણ પોતે લેખન-વાચન-મનન ઉપરાંત લોકજાગૃતિ સાધવાનું જાહેર સેવાકાર્ય કરી શક્યા તે પોતાને 'પરમ જ્ઞાનથી પેદા થયેલા વિશ્વાસ અને હીમતનું જ ફળ છે'[1] એમ એમનું મંતવ્ય છે આના અનુલક્ષમાં વેદાંત ઉપરની પોતાની શ્રદ્ધાનો ઉત્કટપણે ઉલ્લેખ કરતા તેઓ કહે છે

"સંસાર શરીર સર્વે બગડ્યાં હતાં, સ્નેહી પણ ઠીકઠીક હતા છતાં જે પરમાનંદ મને છે તે કોઈને પણ આવી અવસ્થામાં નહિ મળ્યો હોય મારી વાચનલેખનની મેહેનત અતુલ ચાલતી એવી કે સારામાં સારી તંદુરસ્તીવાળા માણસોમાંના પણ કોઈક જ કરતા હોય આ બધાનું કારણ મારી બ્રહ્મનિષ્ઠા હતી, તથા તે તરફનો મારો

---

૧ આત્મવૃત્તાંત પૃ ૮૬

નિશ્ચય કેવળ વિરાગરૂપે પરિણામ પામી, નિરપેક્ષ મન કરાવી વાચન-લેખનમનન ને બને તો શુભ કર્મનો ઉદ્યોગ તેમા જ મને રોકી રાખતો Smile's Character વાચતા Prof George Wilsonની શરીરસ્થિતિ તથા મનની અતુલ આશાકી ને ઉત્સાહ પૂર્ંક શ્રમ અને વિરાગ જોઈ મને મારી સ્થિતિનું ભાન થઈ આવ્યુ, અને મારા જેવા પણ થઈ ગયા છે ને મારી પેઠે જ વર્ત્યા છે એમ જોઈ મને મારા આચારમા દુ ખ છતા પણ ઘણો આગ્રહ વધ્યો ”[2]

આમ, બ્રહ્મનિષ્ઠ ઉપરાત સમાન કક્ષાના વિચારકનુ દૃષ્ટાત પણ મણિલાલને પોતાની ઇષ્ટ સસ્કારપ્રવૃત્તિમા ચિત્તને એકાગ્રપણે પરોવવાની પ્રેરણા આપે છે જો આમ ન હોત તો ભાવનગર આવ્યા પછી ઉપરાઉપરી વ્યાધિના હુમલા થતા છતા તેઓ લેખનકાર્યમા, અધ્યાપનમા, અભ્યાસમા અને પત્રકારત્વ જેવી જાહેરપ્રવૃત્તિમાં દિન પ્રતિદિન વિશેષ પ્રગતિ સાધી શક્યા ન હોત

મુબઈમા પુન આરભેલુ સધ્યાવંદનાદિ નિત્યકર્મ ભાવનગરમાં પણ ચાલુ હતુ

કૉલેજમા શીખવવા અંગે વાચવાનુ હતુ તે ઉપરાત મણિલાલે ભાવનગરમા શાસ્ત્રી ભાનુશકરને અભ્યાસ વધારવા માટે ખાસ રોક્યા હતા

તેઓ શરૂઆતમા શાસ્ત્રીને ત્યા ભણવા જતા, મિત્રોને પણ ત્યા આવવાનુ કહે અભ્યાસ ચાલતો હોય ત્યા મિત્રો આવે એટલે એ મશ્કરી ઠઠ્ઠામા ઊતરી પડે એટલે શાસ્ત્રી અકળાતા પણ ખીજ જ ક્ષણે મણિલાલ હસતા હસતા શાસ્ત્રીએ શીખવેલુ બધુ બોલી દેતા એવી તેમની ગ્રહણ-ધારણ-શક્તિ હતી[3]

---

૨ અપ્રગટ આ વૃ , પૃ ૮૮-૮૯ તા ૧૭-૭-૮૭ની નોંધ

૩ ડૉ. ચિમનલાલ ત્રિવેદીની લેખકે તા ૨-૧૦-૧૯૫૦ના રોજ લીધેલી મુલાકાતને આધારે

તેમની પાસે તેમણે 'સિદ્ધાંતકૌમુદી', 'પરિભાષેન્દુશેખર', 'મહાભાષ્ય' વગેરે વાચ્યા હતા આ સિવાય 'નૈષ્કર્મ્યસિદ્ધિ', 'અદ્વૈતસિદ્ધિ' વગેરે વેદાન્તના ગ્રંથોનો પણ તેમણે આ અરસામા અભ્યાસ કર્યો હતો ૪

મુબઈ છોડતી વખતે ડૉ પિટર્સને તેમને 'તર્કકૌમુદી' નામનો ન્યાયગ્રથ 'બોમ્બે સસ્કૃત સિરિઝ' માટે તૈયાર કરવા આપ્યો હતો, તે તેમણે ભાવનગર આવ્યા બાદ થોડા વખતમા જ તૈયાર કરીને મોકલાવ્યો પણ ડૉ પિટર્સનથી એ ગ્રથ ખોવાઈ ગયો

ડૉ પિટર્સને તેને અંગે દિલગીરી દર્શાવીને મણિલાલ કહે તે બદલો આપવાનુ જણાવતો પત્ર તેમના ઉપર લખ્યો મણિલાલે ઉત્તરમા લખ્યુ 'તમે તમારી ફરજ માની જે કૃપા છે તે રાખશો બાકી ગ્રથની તો બીજી નકલ છે તે પરથી હુ ફરી લખી કહાડીશ' પુસ્તક ફરીથી તૈયાર કરતા તેમને એમા અનેક સુધારાવધારા કરવાની તક મળી ૧૮૮૬ની આખરમા 'બોમ્બે સસ્કૃત સિરિઝ'મા 'તર્કકૌમુદી' પ્રસિદ્ધ થઈ

મણિલાલે આ ગ્રથ યુરોપ-અમેરિકાના અમુક સભાવિત વિદ્વાનોને મોકલ્યો હતો, તેમા 'વિયેના ઓરીએન્ટલ જર્નલ'ના પ્રથમ અકમા પ્રો જેકોબીએ તેનુ પ્રશસાયુક્ત અવલોકન કર્યું હતુ, 'ઇન્ડિયન એન્ટીક્વેરી'મા ડૉ કિલ્હોર્ને પણ વખાણ કર્યાં હતાં બીજા વિદ્વાનોના પણ તેમના પર એ વિશે અભિનદન-પત્રો આવ્યા હતા આ સર્વથી મણિલાલને પોતાનો શ્રમ સફળ થયેલો લાગે છે અને કાર્યમા નવો ઉત્સાહ આવે છે ૫

અગાઉ દર્શાવ્યા મુજબ 'થિયોસોફિસ્ટ' પત્રમા પ્રગટ થયેલ પોતાનુ 'લૉજિક ઑફ કૉમનસેન્સ' નામનુ ભાષણ, સસ્કૃત

૪ 'વસત' ૩૧-૩-૯૮, ૯૮

૫ જુઓ 'વસત' ૩૧ ૩ ૯૮, ૯૯.

'વાક્યસુધા'નુ ભાષાતર અને તુકારામ તાત્યાએ પ્રસિદ્ધ કરેલ 'ભગવદ્ગીતા'ની પોતે લખી આપેલી પ્રસ્તાવના: આ ત્રણ લખાણોમા શંકરાચાર્યપ્રણીત 'અપરોક્ષાનુભૂતિ' ગ્રથનુ ભાષાતર ઉમેરીને મણિલાલે 'રાજયોગ' નામનો અગ્રેજી ગ્રંથ ૧૮૮૫માં છપાવી પ્રસિદ્ધ કર્યો હિન્દુસ્તાન, યુરોપ અને અમેરિકાના વિદ્વાનો પર તેમણે આ ગ્રથ પણ મોકલી આપ્યો યુરોપ-અમેરિકાના વિદ્વાનોમા 'રાજયોગ' દ્વારા તેમની પ્રતિષ્ટા બંધાઈ, આને અંગે સુપ્રસિદ્ધ ડૉ. બુલરનો તેમને પરિચય થયો 'ગુજરાતી'ના તા ૧૨-૫-૮૭ ના અકમા તેમજ 'થિયોસૉફિસ્ટ'મા આ ગ્રથના પ્રશસાત્મક અવલોકનો છપાયા હતા [૬]

આ અરસામા 'લાઈટ ઑફ એશિયા'ના કવિ એડવિન આરનૉલ્ડ હિન્દુસ્તાનમા ફરતા ફરતા ભાવનગર આવ્યા હતા તેમની મણિલાલને મુલાકાત થઈ મણિલાલ વિશે પોતાની છાપ વર્ણવતા આર્નોલ્ડે નીચે પ્રમાણે કહ્યુ હતુ [૭]

"Nor does Poona or Bombay contain any Shastree, with clearer conclusions on Hindu theology and philosophy, better command of lucid language, or ideas more enlightened and profound, than Mr Manilal Nabhubhai Dwivedi, Professor of Sanskrit in the Samaldas College here

---

૬ જુઓ 'વસત' ૩૧-૩-૯૮

૭ એમ કહેવાય છે કે એડવિન આર્નોલ્ડે પૂના તથા મુબઈના મુખ્ય મુખ્ય હિંદુ પડિતોને પ્રશ્ન પૂછ્યો હતો કે 'તમારી ફિલસૂફી આટલી ઉચ્ચ હોવા છતા તમારા પર મુઠ્ઠીભર લોકો રાજ્ય કરે તેનુ શુ કારણ?' આ પ્રશ્નનો જવાબ મુબઈ કે પૂનામા ન મળ્યો, અને છેવટે મણિલાલ પાસેથી તેને મળ્યો તેથી આર્નોલ્ડે તેમને વિશે આ પ્રમાણે ઉદ્ગાર કાઢ્યા હતા (ડૉ લક્ષ્મીપ્રસાદ ત્રિવેદીની લેખકે લીધેલી મુલાકાતને આધારે)

(Bhavnagar), whose book just published on the Raja-yoga ought to become widely known in Europe and to converse with whom has been a real privilege "[૮]

'રાજયોગ'થી મણિલાલને એક બીજો લાભ પણ થયો ઈ સ ૧૮૮૬ની આખરે વિયેનામા 'ઓરિયેન્ટલ કોંગ્રેસ' ભરાવાની હતી ડૉ બુલર તેના એક મંત્રી હતા આ 'કોંગ્રેસ'મા સૌરાષ્ટ્રના પ્રતિનિધિ તરીકે પં ભગવાનલાલ ઇન્દ્રજીને મોકલવાનુ ઠર્યું હતુ પણ કોઈ કારણસર પં ભગવાનલાલે ના પાડી એટલે ડૉ બુલરે સૌરાષ્ટ્રના પોલિટિકલ એજન્ટને તથા ભાવનગરના નાયબ દીવાનને મણિલાલને મોકલવા પ્રબંધ કરવા સૂચવ્યુ

મણિલાલને પૂછતા તેમણે 'ઓરિયેન્ટલ કોંગ્રેસ'મા જવાની ખુશી બતાવી નાયબ દીવાન મણિલાલને પોલિટિકલ એજન્ટને મળવા, 'તેના કહેવાથી જ' લઈ ગયા

પોલિટિકલ એજન્ટે પૂછ્યુ 'આ જ મણિલાલ? કેમ એઓને વિલાયત જવુ છે?'

મણિલાલે જવાબ આપ્યો 'હા,'

ત્યારે કહે 'ઠીક છે, એ બાબત વિચાર કરીશુ'

સ્વમાની મણિલાલને પોલિટિકલ એજન્ટની વાતચીત અને રીતભાત ઉપેક્ષાયુક્ત લાગી તેમણે પોલિટિકલ એજન્ટને કહ્યુ

'હુ એ કામ માટે ઉમેદવાર નથી આપને જો મને મોકલવાની ઇચ્છા હોય ને મારા સિવાય બીજો વધારે સારો કોઈ જનાર ન હોય તો હુ જવા ખુશી છુ' તેમના આ શબ્દોની પોલિટિકલ એજન્ટ પર સારી છાપ નહિ પડી હોય

---

૮ જુઓ 'વસંત' ૩૧-૩-૯૮

વળી, આ અરસામાં મુંબઈ સરકાર તરફથી જનાર ડૉ. ભાંડારકરને ભારત સરકારે ના પાડી. મુંબઈના ગવર્નરના મંત્રીએ સૌરાષ્ટ્રના પોલિટિકલ એજન્ટ પર ડૉ. ભાંડારકર માટે ખાનગીમાં ભલામણ કરી. મણિલાલને હિંદુ રીતરિવાજ પ્રમાણે વિદેશ જવાનું–રહેવાનું હતું એટલે તેમનું ખર્ચ દેખીતી રીતે જ વિશેષ આવે. ડૉ. ભાંડારકરનો ખર્ચનો આંકડો નાનો હતો. એટલે આખરે ડૉ. ભાંડારકરને સૌરાષ્ટ્રના પ્રતિનિધિ તરીકે ઓરીએન્ટલ કોંગ્રેસમાં મોકલવાનું નક્કી થયું. આમ મણિલાલને ઉક્ત કોંગ્રેસમાં જવાનું ન બન્યું, 'પણ તેને માટે મળેલ નિમંત્રણથી મળતું માન મળી ચૂક્યું.' વળી, આગળ જોયું તેમ, આ અરસામાં જ તેમને ભયંકર મંદવાડ હતો એટલે તેમને વિયેના જવાનું બંધ રહ્યું તે સારું થયું એમ તેઓ નોંધે છે.[૯] પણ વિયેનામાં એમને સારા ડૉક્ટરોની સારવારનો લાભ મળત એમ પણ કેમ ન બનત?—જોકે આવી જાતના તર્કોનું ઝાઝું મૂલ્ય નથી.

ભાવનગર આવ્યા પછી મણિલાલે પોતે અગાઉ મુંબઈમાં તૈયાર કરેલી સ્ત્રીકેળવણીની યોજનાનો પુનર્વિચાર કર્યો. ભાવનગરમાં સ્ત્રીશિક્ષણની કોઈ નક્કર યોજના અમલમાં મૂકવાની શક્યતા તેમને એ વખતે દેખાઈ નહિ, પણ એક ઘણું જ સસ્તું માસિક કાઢવાનો તેમણે નિર્ણય કર્યો. તદનુસાર, વાર્ષિક લવાજમ માત્ર એક જ રૂપિયો રાખીને, તેમણે 'પ્રિયંવદા' નામનું માસિક પત્ર ૧૮૮૫ના ઓગસ્ટથી શરૂ કર્યું[૧૦], જે ટૂંક સમયમાં જ ઘણું લોકપ્રિય થયું હતું. તેમાં સ્ત્રીસંબંધી વિવિધ વિષયો ચર્ચવાનો મુખ્ય પ્રબંધ રાખ્યો હતો. 'પ્રિયંવદા'માંથી મળનાર નફો કેવળ લોકહિતાર્થ

૯. જુઓ 'વસંત': ૩૧-૩-૧૦૦.

૧૦. 'પ્રિયંવદા' માસિકને વધાવનારી એક ગરબી પં. ગટ્ટુલાલજીએ 'ગુણગર્ભિતાથી' રચી હતી તેની કેટલીક પંક્તિઓ સ્વ. નરસિંહરાવે 'સ્મરણમુકુર'માં મણિલાલનું સ્મૃતિ-ચિત્ર દોરતાં ઉતારી છે તે અહીં ઉદ્ધૃત કરવી અસ્થાને નહિ ગણાય:

વાપરવો એની મણિલાલની પ્રતિજ્ઞા હતી ઈ સ ૧૮૮૭માં 'પ્રિયંવદા'નુ આર્થિક સરવૈયુ કાઢતા તેઓ નોધે છે 'હાલ તેને બે વર્ષ થવા આવ્યા છે, પણ તે મુદતમા તો તેની વાચક વર્ગમા અતિશય પ્રિયતા છતા રૂ ૧૦૦) નો ટોટો ગયેલો છે'[૧૧]

૧૮૮૬ના માર્ચ–એપ્રિલમા 'એડવોકેટ ઑફ ઇન્ડિયા' નામના અગ્રેજી દૈનિક પત્રમા મણિલાલે 'Universality' તખલ્લુસથી ત્રણ લેખો લખ્યા હતા 'બે દેશ–સુધારણાના નિયમ સબધી અને એક રુક્મિણીબાઈના કેસ સબધી' ઉપરાત 'થિયોસોફિસ્ટ' તથા 'સ્પેક્ટેટર'મા પણ લખાણ ચાલુ હતુ મહીપતરામે કેળવણીખાતામા પાઠ્યપુસ્તક તરીકે 'કરણઘેલો' તજીને 'વનરાજ ચાવડો' પસદ કર્યો હતો તે અગે મહીપતરામના પક્ષમા કોઈ 'હિન્દુ' નામધારીએ 'સ્પેક્ટેટર'મા લેખ લખ્યો હતો તેના જવાબરૂપે એ જ પત્રમા 'હીન્દુ'ની સહીથી મણિલાલે મહીપતરામ વિરુદ્ધ સારી પેઠે લખ્યુ આથી ૧૮૮૬ની આખરમા મણિલાલ અને 'સ્પેક્ટેટર'ના તત્રી મનમારી વચ્ચે સારી પેઠે સઘર્ષ જામ્યો વિધવાવિવાહ અગે મનમારીએ સરકારને કાયદો કરવા વિનતી કરી, ત્યારથી મણિલાલને તેમની સાથે મતભેદ પડ્યો હતો ૧૮૮૬ના માર્ચ–

---

"નૃપ ભરતપિતાને શુદ્ધ શાકુન્તલ પરણી,
અનસૂયા પ્રિયવદા બેય સખીઓ ત્યહા વરણી
અનસૂયા રહે મનમાહ્ય પ્રિયવદા મુખમા,
તો મુનિજનજનમી નાગ સુમતિ મળે સુખમા,
નરમણિ મણિલાલ રસાળ સહૃદય ગાગ છે,
( ) મિત્ર એ મ્હારા છે '

અહી આ ની પખેના શબ્દો વિસ્મૃતિને કારણે નરસિહરાવ મૂકી શકયા નથી ('સ્મરણમુકુર', પૃ ૨૨૦ )

૧૧ 'વસત' ૩૧—૩—૧૦૦

એપ્રિલથી ડિસેમ્બર સુધી બન્ને વચ્ચે 'સ્પેક્ટેટર' તથા 'એડવોકેટ ઑફ ઇન્ડિયા'મા તીન વાદયુદ્ધ જામ્યુ

મલબારી તરફથી મણિલાલને વિરુદ્ધ પડવા બદલ ધમકી આપવાનો પ્રયત્ન થયો હતો મુમ્બઈનો એક પારસી વકીલ એમ બોલેલો કે "મણિલાલ સમજતા નથી જો સાહેબ લોકોને રાજી રાખવા હોય તો તે આમ ન કરે" ઇત્યાદિ

મણિલાલે વાત લાવનારને કહ્યુ "સાહેબ લોકને ખુશ કરવા કે ગમે તેને ખુશ કરવો એ મારુ કામ નથી, પારસીઓનુ હોય તો ભલે હોય, મારે તો જે સત્ય હોય તે બોલવુ એ મારી ફરજ છે, પછી તેમા કોણ ખુશી કે નાખુશી થાય છે તેની મને દર કાર નથી "૧૨

આમ કોઈની શેહમા તણાયા વગર પોતાને સત્ય લાગ્યુ તેને નર્મદની માફક નિર્ભયપણે જનહિતાર્થ જાહેર કરવાની વૃત્તિ મણિનાલે પણ સરકારસેવક તરીકે ધારણ કરી હતી તેને પરિણામે, આ ચાર વર્ષ દરમ્યાન બહુશ્રુત વિદ્વાન ઉપરાત સમર્થ વિચારક તરીકે પણ તેમની કીર્તિ ફેલાતી જતી હતી

મણિલાલની આ સરકાર-પ્રવૃત્તિને જીવનના છેલ્લા વર્ષો દરમ્યાન સ્વધર્મરક્ષણનુ કાર્ય ઉપાડનાર નર્મદ ઝીણી નજરે અતિ રસપૂર્વક નિહાળી રહ્યો હતો તેને આ અઠ્ઠાવીસ વર્ષના તરુણ વિચારકમા પોતાનો સમાનધર્મા પ્રતીત થાય છે વખત જતા, મણિલાલની નવીન સરકારરક્ષક વિચારશ્રેણી પર એને એટલી શ્રદ્ધા બેસે છે કે જિંદગીના છેલ્લા દિવસોમા (૧૮૮૬ના ફેબ્રુઆરીમા) તે પોતાનુ અધૂરુ રહેલુ કાર્ય પૂર્ણ ઉમળકાભેર મણિલાલને સોપે છે આ પ્રસગનુ બયાન આપતા મણિલાલ કહે છે

---

૧૨ જુઓ 'વસત' ૩૧-૩-૧૦૦,૧૦૧

"કવિ નર્મદાશંકર જે જુના જમાનામા સુધારાના મહારથી તે આ વખતે બદનાઈને મારા જેવાજ વિચાર જણાવતા લખતા હતા અરે, મારી તેમની એટની બધી એક્તા હતી કે તેમણે તેમના મરવાના પ્રસગે હુ તેમને મળેનો તેવામા મને જે શબ્દો કહેના તે પરથીજ તે એની બધી છે એમ મે જાણેનુ તેમણે એવી મતલબનુ કહ્યુ કે 'હવે આ–દેહનો અત આવે તો ઠીક કે ઘરના માણસ હેરાન થતા અટકે, અમે તો હવે એકલા પડ્યા, અમારા ભક્તો, અમારા મિત્રો, અમારા સ્નેહીઓ અમને બગડેલા, વહેમી ઠરાવી વેગળા થયા પણ ખરી વાત હુ હાલ કહુ છુ તેજ છે એ મારૂ હૃદય જાણે છે જવાનીઆ સુધારાવાળા મારી ઉપર કરડી નજર કરતા હશે પણ હુ કહુ છુ કે તેમના જ મડનમા એક જવાન ઉઠશે છે, જે પરિણામે મારા જ વિચારો તમારે ગળે ઉતારશે–એ માણસ તમે જ તમારા સર્વ લખાણ મે લક્ષપૂર્વક વાચ્યા છે તમારી વાતો સાભળી છે, ને એમજ માનુ છુ કે તમે જે રસ્તે છો તેજ રસ્તે ચાલ્યા જજો એ જ ખરી વાત છે ' ગુજરાતમા જુના કે નવા બીજા કોઈ સુધારાનુ બળ હતુ નહિ આવા સમયમા મારી મેહેનતની અસર થાય પણ તે લોકને વિશ્વાસ હોય તોજ મારા લખવાની અસર થઈ એમ હુ માનતો નથી પણ હાલનો જમાનો જુના સુધારાને મુકી પાછો હિદુ ધર્મની છાયા હોય એવા સુધારા તરફ વળે છે એ તો હુ સ્પષ્ટ જોઈ શકુ છુ આ ક્રમમા હજારમે હિસ્સે પણ મારાથી મદદ બને તો કરવી એ આગ્રહથીજ હુ મથ્યા કરૂ છુ કેમ કે એમ ખરે રૂપે થાય એમાજ દેશનુ કલ્યાણ માનુ છુ '[૧૩]

મણિલાલના જીવનનો આ એક મહાન પ્રસગ છે તેમણે

---

૧૩ વસત ' ૭૦ ૮–૩૦૧, ૩૦૨ આ ઉ મા મણિલાલે આ પ્રસગ મુબઈમાની તેમની જાહેર પ્રવૃત્તિની સાથે નોધ્યો છે, પણ ક્રમકમે તે અહી આવે છે માટે એ પ્રસગને અહી લીધો છે

એ પ્રસંગે કાઢેના ઉદ્દગારો અયથાર્થ કે અભિમાનસૂચક નથી, પણ 'હિન્દુ ધર્મની છાયા' રૂપ (અર્થાત્ હિંદુ ધર્મને આશરીને સુધારો કરવો, નહી કે એના મૂળ સિદ્ધાંતોને છોડીને) બનતા સુધારાને વિશેષ આગળ ધપાવવાની તેમની નેમને સ્પષ્ટ કરે છે નર્મદ પોતાની ઉત્તર વયમા જે સરક્ષક સુધારો સમજાવવાનો પ્રયત્ન કરતો હતો તેને તર્કશુદ્ધ અને તત્ત્વસ્પર્શી પદ્ધતિએ સશોધીને સર્વાંગપૂર્ણ કરવાનો પ્રયત્ન મણિલાલે નર્મદના જીવતા જ આરભી દીધો હતો વસ્તુત એ જ મણિલાલનુ ઇષ્ટ જીવનકાર્ય હતુ એ જીવનકાર્યને સિદ્ધ કરવાના પુરુષાર્થમા પ્રસ્તુત પ્રસગ મણિલાલને પ્રોત્સાહન આપનારો નીવડે છે.

૧૮૮૭ના મે મહિનામા 'પ્રેમજીવન' નામનો નાનકડો કાવ્યસગ્રહ તૈયાર થાય છે આ અરસામા તેઓ 'વિયેના ઓરીએન્ટલ જર્નલ' માટે અદ્વૈત વિશે લેખ લખી મોકલે છે. પ્રખ્યાત અગ્રેજ લેખક સ્માઈલ્સકૃત 'કૅરૅક્ટર' નામના ગ્રથનો અનુવાદ તથા 'શ્રીમદ્ભગવદ્ગીતા' ઉપર ભાષ્ય પણ તેમણે આ જ અરસામાં તૈયાર કરેલા વળી, આ વખતે તેઓ બે નવીન ગ્રથો લખવાનો સકલ્પ કરે છે (૧) 'કાવ્યમયૂખ' એ નામથી સાહિત્યનો લક્ષણગ્રથ અને (૨) 'પ્રચલિત સુધારાના કરતા આર્યધર્મની મહત્તા સમજાવવા માટેનો' ગ્રથ પહેલા ગ્રથનો આરભ કરીને આ સમય દરમ્યાન તેઓ એની બે પ્રભા (કાવ્યના લક્ષણ અને શક્તિ વિશે) લખી પણ કાઢે છે પરતુ પછીથી કદી એ ગ્રથ તૈયાર થયાનો કે પ્રગટ થયાનો ઉલ્લેખ મળતો નથી ભાવનગર-નિવાસના છેલ્લા દિવસોમા વડોદરા રાજ્યના વિદ્યાધિકારી હરગોવિંદદાસ કાટાવાળાએ તેમને 'ગોરક્ષશતક' વગેરે સસ્કૃત ગ્રથોનુ ભાષાતર કરવા અંગે પુછાવ્યુ હતુ, પણ તેની કેટલીક શરતો મણિલાલને ગ્રાહ્ય નહોતી, એટલે એ વખતે તો તેમણે એ કામની ના પાડી [૧૪]

---

૧૪ આત્મવૃ૦ આ ૧, પૃ ૧૦૩, તા ૧૯-૫-૮૮ની નોધ

ત્રણેક વર્ષના આ સમયપટ પર સમગ્ર દૃષ્ટિપાત કરતાં જણાય છે કે એક તરફ ધર્મ–તત્ત્વચિંતન અને સાહિત્ય–સર્જનની પ્રવૃત્તિમાં પ્રગતિ સાધીને મણિલાલ ભાવનગર–નિવાસ દરમ્યાન ઉત્તમ કીર્તિ કમાયા હતા, તો બીજી તરફ, હવે પછી જોઈશું તેમ, ગૃહજીવન અને પ્રેમ–સંબંધો પરત્વે ઉત્તરોત્તર વિશેષ હાર અને નિરાશાનો અનુભવ કરવો પડ્યો હતો. એકસાથે અનેક પરસ્પરવિરોધી રંગ ધારણ કરતું મણિલાલનું જીવન જય અને પરાજયનાં બે અંતિમ બિંદુઓ વચ્ચે ઝડપથી ઝોલાં ખાઈ રહ્યું હતું.

## [ ૧૬ ]

# મૈત્રીનું લોહચુંબક

**ભાવનગરમાં** મણિલાલને એક બે પરિચિતો સિવાય કોઈનું ઓળખાણ નહોતું એટલે શરૂઆતમાં ત્યાંનું વાતાવરણ એમને 'નવી દુનિયા જેવું' લાગ્યું ભાવનગરના લોકો વિશે અભિપ્રાય આપતાં તેઓ કહે છે.

"મારા અનુભવથી મને જણાયું કે એ દેશમાં ને ઘણું કરી તમામ દેશી રાજ્યોમાં 'પ્રેમ' એ શબ્દનો વ્યવહાર જ નથી લોક હૈયાના તદ્દન લુખા હોય છે, ને ગરજ પડે ત્યાં સુધી ઘણો સ્નેહ બતાવે છે વિદ્યાનો પ્રચાર એ દેશમાં ઘણો કમતી છે તેથી તે સંબંધી ગુણગ્રાહકતા પણ ત્યાં ક્યાથી હોય? આ પ્રમાણે કેવલ પ્રેમ, કે ગુણથી તો પાકો સ્નેહ બધાવાની આશા નહિ, પણ જેના હાથમાં કાંઈ સત્તા હોય તેના ભયથી લોક તેનો સ્નેહ કરે અર્થાત્ તે સત્તા રહેતા સુધી બતાવે. ખરા "[1]

ડોવેજના કામ સિવાય મણિલાલે ભાવનગરમાં ભાગ્યે જ બહાર જવાનું રાખ્યું હતું એટલે ત્યાં તેમને કોઈ ખાસ મિત્ર-સંબંધ થયો નહોતો. છતાં ગામના લોકો વિદ્વાન પુરુષ તરીકે તેમને સારી પેઠે માન આપતા. તેમનું ઘર ધર્મવિષયક ચર્ચાવિચારણાનું સ્થાન થઈ પડ્યું હતું એટલે જિજ્ઞાસુ લોક વારંવાર ત્યાં મળતા.

---

૧ અપ્રગટ આ ૧, પૃ. ૧૦૩ : તા ૧૯-૫-૮૮ની નોંધ

ભાવનગરમાં મણિલાલને નડિયાદના અર્જુનલાલ ન્હાનાલાલ પંડિત, જેઓ તે વખતે રેલ્વેમાં નોકરી કરતા હતા તેમની જોડે સારો સંબંધ હતો. તેઓ ભાવનગર ગયા ત્યારે શરૂમાં અર્જુનલાલને ત્યાં ઊતર્યા હતા. એક વાર અર્જુનલાલ તથા મણિલાલ ફરવા જતા હતા ત્યાં રસ્તામાં ભાવનગરના દીવાન વિઠ્ઠલભાઈની ગાડી ત્યાંથી પસાર થઈ. દીવાને ગાડી ઊભી રખાવી અને મણિલાલને નિર્દેશીને અર્જુનલાલને પૂછ્યું: 'આ કોણ છે?' અર્જુનલાલે મણિલાલનું ઓળખાણ કરાવ્યું. દીવાને અચંબો પામતાં કહ્યું: 'મહિનો દોઢ મહિનો થયા આવ્યા છે, છતાં પ્રોફેસર મને મળવા નથી આવ્યા!' ત્યારે મણિલાલે ઉત્તર આપ્યો: 'ચોખા ચોડવાનો અમે રિવાજ રાખ્યો નથી, જેને આવવું હોય તે અમારી મઢૂલીએ આવે.'[2]

દીવાનના ભાઈ લલ્લુભાઈ સાથે તેમને સારો પરિચય થયો હતો.[1] આખા કારભારી મંડળમાં 'વિદ્યા, ગુણગ્રાહિતા ને હોશિયારી' તેમને લલ્લુભાઈમાં પ્રતીત થઈ હતી. કૉલેજના પ્રોફેસરોમાં તેમને જમશેદજી તથા ફરદૂનજી સાથે સારું બનતું. નાગર વર્ગમાં અનંતરાય નાયજી ઉપરાંત, સાકરલાલ સવાઈલાલ, દુલેરાય મહીપતરામ તથા કેશવરામ ફકીરભાઈ માસ્તર જોડે પણ તેમને પરિચય થયો હતો. એમાં દુલેરાય તથા કેશવરામ સાથે વખત જતાં ગાઢ સંબંધ બંધાયો હતો. ૧૮૮૭ના ભયંકર મંદવાડ વખતે ભાવનગર ખાતેના આ સ્નેહીઓ અને પરિચિતોએ મણિલાલને એટલી સારી મદદ કરી હતી કે રોજનીશીમાં 'તેમણે તો મારે માટે સગાભાઈ કરતાં પણ વિશેષ શ્રમ ઉઠાવેલો છે' એમ કૃતજ્ઞ હૃદયે તેમનો ઉલ્લેખ કરેલો છે.[3]

જૂના મિત્રો વિશે તેઓ આ વખતે એટલા સદ્ભાવ કે પ્રશંસાયુક્ત ઉદ્ગારો ભાગ્યે જ કાઢી શકે છે. તેમના ત્રણ પરમ મિત્રો

---

૨. ડૉ. લક્ષ્મીપ્રસાદ ગિરધરલાલ ત્રિવેદીની મુલાકાતને આધારે.

૩. અપ્રગટ આ. વૃ., પૃ. ૮૩.

મોહનલાલ, સાકળચદ તથા ચતુરભાઈ સાથે તેમને દુનિયાની નજરે તો હતો તેવો ને તેવો જ દઢ સબધ રહ્યો, પણ દુ ખને વખતે આ મિત્રોની કસોટી કરતા એમને તેમને વિશે 'શુદ્ધ, નિસ્વાર્થ મૈત્રીનો અનુભવ અ પ પ્રમાણમા જ થાય છે!' માદગીને વખતે આ ત્રણમાથી કોઈ મિત્ર સહાયરૂપ થતો નથી એટને તેઓ તેમના તરફ રોષ પ્રગટ કરે છે મોહનનાન મુબઈ હતા તે વખતે મણિનાલ તેમની મદદની અપેક્ષાએ મુબઈ દવા કરાવવા જાય છે ત્યારે મોહનનાન નજીના કારણસર મુબઈથી નડિયાદ આવતા રહે છે પોતે માદા હતા ત્યારે "સાકળચદને બોલાવતા જવાબ મળ્યો કે ' મ્યુનિસિપાલિટીમા હમણા જ મેમ્બર થયો છુ તેમા એકાદ વાર એમી પદર દિવસે આવીશ " ચતુરભાઈની 'અવ્યવસ્થા અને સ્વાર્થવૃત્તિ' પ્રત્યે પણ તેઓ કટાળો વ્યક્ત કરે છે, છતા 'ચતુરભાઈનુ દિલ જરા ભોળુ હતુ તથા સ્વાત્માર્પણનો પણ નાઈક અશ તેમનામા હતો' એટને મણિનાનનો તેમની સાથે 'વ્યાવહારિક કરતા અમુક પ્રમાણમા પ્રેમાશવાળો સબધ રહ્યો '૪

મિત્રો વિશેના મણિનાલના આ અભિપ્રાયો પુન તેમની સ્નેહ ભૂખનુ અને તેમના લાગણીશીલ સ્વભાવનુ સૂચન કરે છે વળી, પોતાને જે લાગ્યુ તે મનમા રાખી મૂકવાને કે કોઈને પાછળ કહેવાને બદલે તેઓ તડ અને ફડ કહી દેવાની ટેવવાળા હતા કહ્યા પછી એનો ડખ તેમના મનમા ઝાઝો વખત રહેતો નહિ બીજી જ ક્ષણે ક્રોધ વીસરીને સામા માણસને પ્રેમપૂર્વક અપનાવવાની ઉદારતા તેમના સ્વભાવમા હતી મિત્રો પણ તેમનો આ સ્વભાવ બરાબર ઓળખી ગયા હતા એક બાળમ્નેહીનો મણિનાને એક વાર તિરસ્કાર કર્યો તેને નિમિત્ત બનાવીને કોઈએ એને તેમનાથી જુદો પાડવાનો પ્રયત્ન કર્યો ત્યારે તેણે કહ્યુ હતુ 'મણિનાલનો સ્વભાવ એને ખરી વાત લાગે તે પર ચિડાઈ જવાનો ભલે હો, પણ એનુ દિલ એવુ ઉદાર

૪ આત્મવૃ આ વૃ, પૃ ૮૩ ૮૫

છે કે એ વાત બીજે દિનસે એના મનમા પણ રહેવાની નહિ–એના માટે જ એ માણસ પ્રીતિને પાત્ર છે '[૫] સ્વભાવની આ ઉદારતાને કારણે જ મણિનાલ મિત્રો, કુટુંબીઓ અને ખુદ પત્ની સાથેના અનેક કડવા અનુભવોને ગળી જઈને બધાને પુન પુન અપનાવવાનો પ્રયત્ન કરે છે બીજી તરફ અનેક મિત્રો અને સ્નેહીઓ પણ તેમના આ ગુણને કારણે લ નાળવડતા છતા, જરૂરને વખતે તેમને મદદ કરવા તત્પર રહે છે

આના સબંધનુ વિલક્ષણ દૃષ્ટાત શ્રી ત્રિભુવનદાસ ગજ્જર સાથેની તેમની મૈત્રીનુ છે ૧૮૮૫ ૮૬ના વરસોમા મણિનાલ અને ગજ્જર વચ્ચે એવી લડાઈ થઈ કે એ વખતે તો બન્ને વચ્ચેનો સબધ તદ્દન તૂટી ગયો આ પ્રસગ એક તરફ મણિનાલની પ્રકૃતિ પર પ્રકાશ પાડતા ઉપરાત મૈત્રીની વિલક્ષણ અલેહાતાનુ દૃષ્ટાત પણ પૂરુ પાડે છે

મણિનાલના ચારિત્ર–સ્ખલન વિશે અમુક હકીકત જાણતા ગજ્જરે તેમનો તિરસ્કાર કર્યાનો અગાઉ નિર્દેશ થઈ ગયો છે મણિનાલ ભાવનગર ગયા તે પછી ગજ્જરે તેમના પર ચારિત્ર–સ્ખલન અંગે ખુલાસા માગતા પત્રો લખ્યા મણિનાલે નિખાલસ દિલે ખુલાસા આપ્યા પણ તેથી બન્નેના મન પરસ્પર વિશેષ ઊંચા થઈ ગયા આમ છતા, મણિનાલ મુંબઈ ગયા ત્યારે ગજ્જરે આગ્રહ કરીને તેમને પોતાને ઘેર ઉતાર્યા પણ પછી ગજ્જર પોતે સૂરત ચાલ્યા ગયા અને મણિનાલને તેમના ઘરમા પોતાને ખર્ચે ખાવાની સામગ્રી મેળવીને રહેવુ પડ્યુ તે ઘણુ અપમાનજનક લાગ્યુ ઈ સ ૧૮૮૬મા મણિનાલ બીજી વાર મુંબઈ આવ્યા ત્યારે બીજે ઊતરવાના હતા, પણ આ વખતે પણ ગજ્જર તેમને ખાસ આગ્રહ કરીને પોતાને ત્યા રાખે છે અને ત્યા 'વ્યવહારમા, ખાવાપીવામા, વાતચીતમા,

૫ અપ્રગટ આ વૃ, પૃ ૮૪

કહાપણમાં'—એવી રીતે તેમનો અતિશય તિરસ્કાર કરીને પોતે ફરી સુરત ચાલ્યા જાય છે! મણિલાલ પણ તરત જ ગજ્જરનું મકાન તજીને બીજે રહેવા જાય છે અને ગજ્જરનો સબંધ સદતર તોડી નાખવાનો તત્કાળ નિશ્ચય કરે છે ગજ્જરનો મણિલાલ સાથેનો સબંધ બગડવામાં મનભેદ ઉપરાંત મણિલાલપક્ષે શિથિલ ચારિત્ર્ય અને તેના પરિણામરૂપે તેમના શરીરને વળગેલ ફિરંગનો રોગ (Syphiles Teritary) મુખ્ય નિમિત્તભૂત હતા એમ આત્મવૃત્તાંત વાંચતા સમજાય છે[૬]

આ સ્થિતિ લાંબો સમય ચાલી નહિ ૧૮૮૭ના મહામંદવાડ વખતે મણિલાલ મુંબઈ ગયા ત્યારે ગજ્જર તેમને મળ્યા અને તેમની માફી માગીને તૂટેલી મૈત્રી પુનઃ સાધવા સારુ સમાધાન કરવાનો પ્રયત્ન કર્યો વળી એવામાં મણિલાલે ગજ્જરે કરેલી પોતાની નિંદા વિશે સાંભળ્યું હશે એટલે તરત ગજ્જરને લખી દીધું કે 'આવો ખરાબ રીતિનો સબંધ આપણો ચાલશે નહિ' વળી ગજ્જરે કોઈ મિત્રને સમાધાન કરવા મોકલ્યા! મણિલાલે તેને સ્પષ્ટ ઉત્તર આપ્યો કે 'તમારો નિંદા કરવાનો સ્વભાવ બદલાશે નહિ ત્યાં લગી મૈત્રી બંધાવી અશક્ય છે'[૭] આમ છતાં, આપણે આગળ જોઈશું કે, ગજ્જર સાથે મણિલાલનો મિત્ર તરીકે વ્યવહાર છેવટ લગી ચાલુ રહ્યો તેમની મારફત મણિલાલને 'જ્ઞાનમંજૂષા'નું ભાષાંતરાદિ ઘણું કામ મળ્યું

આ પ્રસંગ પરથી સમજાશે કે સાચા પ્રેમસ્થાનને સતત ઝંખતા મણિલાલ જોડે એકવાર જેણે મૈત્રી બાંધી તે તોડી શકતો નહિ, મૈત્રી સબંધ તૂટ્યા પછી તેને પુનઃ સાધવા સારુ એ સતત ઝંખ્યા કરે એવું અદ્‌ભુત મણિલાલના વ્યક્તિત્વનું આકર્ષણ હતું એમ પણ માનવું પડે એમ છે પ્રેમનો ભૂખ્યો માણસ મૈત્રીમાં વફાદારી દાખવે

૬ અપ્રગટ આ વૃ પૃ ૮૫-૮૭

૭ એજન, પૃ ૧૦૨ ૧૦૩ તા ૨૬-૧ ૮૮ની નોંધ

છે. તેટલી સામે પક્ષેથી અપેક્ષા પણ છે. તે નહિ મળતાં તેની લાગણી દુભાય છે. મિત્રો સાથેના વ્યવહારમાં આથી મણિલાલને છેક કિશોર-વયથી રિસામણાં–મનામણાં થયા કર્યાં છે. આથી તેમના માનસને સમજવા સારુ વિવિધ તબક્કે બદલાતા તેમના મૈત્રી–સંબંધો તપાસવાની જરૂર રહે છે.

બધા મિત્રોમાં અપવાદરૂપે ગણાય તેવો એકધારો સરળ સંબંધ તેમને જો કોઈની જોડે ચાલુ રહ્યો હોય તો તે નાનાસાહેબ સાથે છે. મુંબઈમાં તેમની સાથે થયેલો પરિચય હવે ગાઢ મૈત્રીમાં પરિણમે છે. માંદગી પ્રસંગે મણિલાલ ૧૮૮૭માં ભાવનગરથી નડિયાદ આવ્યા ત્યારે તેમની લગભગ અબોલ અવસ્થા થઈ ગઈ હતી. તે વખતે નાના-સાહેબે તેમને સાચા મિત્ર તરીકે ઉત્તમ મદદ કરી હતી અને તેમને તથા તેમનાં માતુશ્રીને સતત આશ્વાસન આપ્યા કર્યું હતું. વળી, મિત્રોને તેમણે મણિલાલને ધીરજ આપવા લખ્યું હતું. અમુક લોકો નિંદા કરતા હોવા છતાં, નાનાસાહેબે અડગ નિષ્ઠાપૂર્વક મણિલાલ સાથે મૈત્રી–સંબંધ જિંદગીભર જાળવી રાખ્યો હતો.[૮]

નડિયાદથી તેમના મિત્રમંડળમાં ભળેલો છોટુ આ સમયે મણિલાલના ઘનિષ્ઠ સંપર્કમાં આવે છે. છોટુ બરાબર ભણતો નહિ એટલે તેના પિતાએ તેમને 'રસ્તે પાડવા' મણિલાલને વિનંતી કરી. આથી તેમણે તેને ત્રણેક માસ ભાવનગર પોતાને ત્યાં રાખ્યો હતો. 'એ ભણ્યો તો નહિ, પણ ભણવામાં લાભ છે' એટલું તેમના સંગથી તે સમજ્યો. ૨૦–૨૧ વર્ષના છોટુનો મણિલાલ પર અથાગ પ્રેમ હતો. એ તેમને વારંવાર પૂછતો: 'તમે મને આમ ને આમ ચાહશો ?' મણિલાલ જવાબ આપતા: 'તું સ્વતંત્ર થયા પછી તારી જેવી શ્રદ્ધા હશે તે પ્રમાણે થશે.' આમ છતાં ૧૮૮૭ના મે મહિનામાં એનામાં કોણ જાણે શા કારણથી ઘણી શિથિલતા ને બેદરકારી જણાવા

૮. અપ્રગટ આ. ચ., પૃ. ૯૯ ૧૦૧: તા ૨૬–૨–૮૮ની નોંધ.

મારી—એમ મણિલાલ ફરિયાદ કરે છે, અને પોતે તેની સાથે ઉપર ઉપરનો સમ્બધ રાખે છે[9] ૧૮૮૮ના પ્રારભમા છોટુએ નાદોદ તરફ નોકરી લીધી હતી[10]

મણિલાલના 'પરમ શુભેચ્છક અને હિતચિંતક મુરબ્બી' મનસુખરામભાઈએ આ ગાળામા માદગી પ્રસગે મુબઈમા ઉત્તમ દાક્તરી સારવારની વ્યવસ્થા કરીને કચ્છમા નોકરીનો પ્રબંધ કરવાનું વચન આપીને અને પુસ્તકો છપાવવા તથા લખવા અંગે વિવિધ દેશી રાજ્યો દ્વારા આર્થિક સહાય મેળવી આપીને તેમના પ્રત્યે પ્રેમ અને સદ્ભાવ બતાવી આપ્યો હતો.

---

૯ અપ્રગટ આ ગ્ર., પૃ ૮૭

૧૦ એજન, પૃ ૧૦૨ તા ૨૬-૨-૮૮ની નોધ

"હુ મુબઈ ગયો, ને આ સ્ત્રીને મળ્યો તેનો પ્રેમ હતો તેવો અનન્ય હતો પણ પેના બે ગૃહસ્થોની પણ તેવી જ અભિરુચિ જણાતી હતી તે સિવાય વળી જે વાતની મારે ને તે સ્ત્રીને તકરાર હતી તેમા તો તે કેવળ હઠ જ પકડી રહી! તે છેક મે તેને કહ્યુ કે ૈ તને મુખી જઈશ તોપણ ન માન્યુ એટલુ જ નહિ પણ તેણે એક દિવસ મને કહ્યુ કે 'આવતી કાલથી પરસોતમ માસ બેસે છે માટે હુ મારા શરીરને અડવા નહિ દઉ માટે આજનો દિવસ ગમત કરી લો' આ સાભળી મને અતિશય તર્કવિતર્ક થયા મને વિચાર આવ્યો કે પ્રેમ અને તેમાં પણ આખર સબધ ન થાય એટલો નિયમ! પ્રેમ અને તે એક પર હોઈ બીજા બે પર પણ તેવો જ હોય! ધિક્કાર પડો એ પ્રેમમા ને એ સબધ તથા મારી એ ગાડાઈમા, એ × × × × × પરસોતમ મહિનામા ધર્મ પાળનાર છે તેથી અમુક વાત નહિ કરે, પણ હુ ભણ્યોગણ્યો બ્રાહ્મણ થઈ તેની પાછળ કુતરાની માફક બારે માસ ભમુ છુ!! આ વિચાર આવવાથી મે તેની વાત મુકી દેવા નિશ્ચય કર્યો, ને તેને આમાની કાઈક વાત કહી પણ એ ઉપરથી એણે તો પરસોતમ મહીનો દૂર કરી આખર સબધ વિનાનો જે સબધ રાખતી હતી તે રાખવા માડ્યો, પણ મારુ મન તેના પરથી દિનપ્રતિ દિન ઊઠી જવા લાગ્યુ ને એ જ વખતે મે તેનો સબધ તદ્દન માડી વાળ્યો આ સ્ત્રીના સબધમા તિરસ્કારમા જ 'પ્રેમમા નેમ ધર્યો' અને 'આખ ભર્યે શુ થાય હકીની આખ ભર્યે શુ થાય' એ કવિતા રચેલી છે"[૨]

આમ, મણિલાલના મુબઈ ખાતે બધાયેલા આ પ્રેમસબધનો અહીં લગભગ અત આવે છે પ્રસ્તુત સબધ અતિમ શરીરસબધ પર્યંત પહોચ્યો નહોતો તે લક્ષમા રાખવા જેવુ છે એ સ્પષ્ટ છે કે પ્રેમનૃપાતુર મનુષ્ય 'અત્ર તત્ર વળખા મારે તેમ' આ પણ મણિલાલના

૨ અપ્રગટ આ વૃ, પૃ ૯૩-૯૪

વળખા હતા તેમને આ મહત્ત્વના પ્રેમસ્થાન પરથી વિરાગ અને નિરાશા સાથે પાછા ફરવુ પડયુ એ જેવો તેવો આઘાત નહોતો

આ બનાવ પછી થોડા જ વખતમા મણિલાલને પ્રેમવિષયમા બીજો આઘાત—પણ ઉપરના પ્રસગના કરતા બરાબર વિરુદ્ધ રીતે—અનુભવવાનો આવ્યો એ મુબઈ હતા ત્યારે તેમના હાથ નીચેના શિક્ષક-શિક્ષિકાઓને તેમણે સારી પેઠે સાહિત્યનો રસ લગાડયો હતો આને અગે તેમના સપર્કમા આવનાર એક શિક્ષિકાને તેમના પ્રતિ આકર્ષણ થયુ તેઓ મુબઈમાં હતા તે વખતે આ સ્ત્રીએ પોતાનો પ્રેમ પ્રગટ કર્યો નહિ પણ એ ભાવનગર ગયા ત્યાર પછી આ બાઈ પત્ર દ્વારા તેમની પ્રત્યે પોતાનો પ્રેમ વ્યક્ત કરે છે તે એટલે સુધી કે પ્રેમના વિરહમા તેમના વગર એ ઝૂરે છે! આ બાઈના પ્રેમપત્રો શ્રી અબાલાલ પુરાણીએ 'કૌમુદી' નવેમ્બર ૧૯૩૬ના અકમા પ્રગટ કર્યા છે મણિલાલે આ વૃ મા ઉપલા પ્રેમપ્રસગના અનુસધાનમા આ બાઈ સાથેના પ્રસગનુ નીચે પ્રમાણે વર્ણન કર્યું છે

"આ વાત થયા પછી વળી બીજી વિલક્ષણ વાત બની મુબઈની કન્યાશાળામા દીવાળીબાઈ નામની વિસનગરા નાગરની સ્ત્રી મહેતીજીની જગો પર મે જ રાખેલી હતી તે ઠીક ભણેલી હતી તે કવિતા વગેરે પણ રચતી ને સમજતી મને તેણે કવિતા વગેરે વચાવેલી પણ ખરી સાધારણ કે હાલમાની ભણેલી સ્ત્રીમા ન હોય તેવા ગુણ આ સ્ત્રીના કાવ્યમા જણાતા પણ તે કૃતિ એ સ્ત્રીની જ હશે એમ હું માનતો નહિ મને આ સ્ત્રી વિશે કાઈ વિશેષ વિચાર પણ ન હતો, તેવામા તેણે મારા ભાવનગર ગયા પછી સામાન્ય વ્યાવહારિક પત્રો લખવા શરૂ કર્યા પણ ૧૮૮૫ના જુન પછી તેના પત્રનો આકાર બદલાયો એ સ્ત્રીની પત્રોમા જણાવેલી ચતુરાઈ તથા તેની સમજશક્તિ, તેનો પ્રેમ અને તેની ભક્તિ જોઈ યોગીનુ પણ મન ડગી જાય એવુ થયુ મારે અત્રે વિશેષ લખવાની જરૂર નથી, પણ

તેના પત્રો મારી પાસે છે તે જે જુવે તેને આપોઆપ સમજ પડે તેમ છે મને નિર્ણય થયો કે આ બાઈ જાતે વિદ્વત્તાવાળી તે તો નક્કી, પણ મારા મનમા એમ નિર્ણય સાથે જ થયો કે આની સ્ત્રીને નીતિથી ચગાવવી ને તેની સાથે મારે પણ એક સ્ત્રીથી છુટી બીજીના બ્રહ્મસંકટમા પડવુ એ ઠીક નહિ વિશેષમા વળી મારા નિત્યધર્મકર્મમા કાઈક યોગનો ભાગ મિશ્રિત હતો તે વધારવા તરફ મારૂ લક્ષ લાગ્યુ હતુ એટને પણ મને આ વિક્ષેપ ઇષ્ટ ન હતો તેને મે ઘણી ઘણી રીતે નીતિમાં રહેવા સમજાવ્યુ, ને આખરે તેણે ન માન્યુ ત્યારે વિષયવાસના વિનાની પ્રીત રાખવા મે કબુલ કર્યું, પણ તેણે છેવટ મને લખ્યુ કે મારે વિષયવાસનાની દરકાર નથી પણ તમારા જેવા મારા પ્રેમનો પુરો બદલો નહિ વાળે તો તેનુ ફરી મો જોના કરતા દેહત્યાગ કરીશ આ વાચી મને માઠુ લાગ્યુ ને મે તેને દિનાસો આપ્યો, પણ તેથી એ સતુષ્ટ ન થઈ આઠ દશ માસ વીતતા અરે દૈવ! મને ખબર મળી કે તેણે ક્ષયના આજારથી પ્રાણત્યાગ કર્યો!! મારી દલગીરીની સીમા ન રહી મને એમ તિરસ્કાર મારી જાત ને અક્કલ પર આવ્યો કે હે બેવકુફ! તે જે પ્રેમની શોધમા વગોણુ અને દુખ વેઠ્યુ તે જ પ્રેમ તને ઘેર બેઠે મળ્યો પણ ભોગવાયો નહિ! ખેર, ખરા પ્રેમ એવા રગના ચટમા જેવા જ હોય, પણ આ જખમ એવો થયો ને તેની અસર એવી થઈ કે અત પર કોઈ સ્ત્રી સાથે સ્નેહ ન બાધવો એટનો તો આ બાઇના પ્રેમ પાછળ નિશ્ચય કરી સકલ્પ કર્યો કોઈ સ્ત્રીનો પ્રેમ શોધવાની જે વાત મનમા હતી તે ઉડી ગઈ!!"[3]

આમ, મણિલાલને આ શુદ્ધ સ્નેહસ્થાન અનાયાસે મળી આવ્યુ, ત્યારે દુર્ભાગ્યે તેઓ એને પારખી શક્યા નહિ અને અન્ય સ્ત્રીના કડવા અનુભવે એની ઉપેક્ષા કરીને હમેશને માટે તેને ગુમાવ્યુ

---

૩. આત્મવૃત્તાન્ત, પૃ ૮૧-૮૨.

એ, તે બાઈના જીવનની કરુણતા સાથે, મણિલાલના ભગ્ન નાવ સમ પ્રેમજીવનની પણ મહાન કરુણતા છે

ફેબ્રુઆરી, ૧૮૮૬ના "પ્રિયવદા'મા મણિલાલ 'સભ્યતા', 'વિક્રમ ચોવીશી', 'ટેક' વગેરેના લખનાર દીવાળીબાઈના મૃત્યુની આર્દ્ર કલમે નોંધ લે છે તે બાઈ અન્ય કોઈ નહિ પણ તેમના પર પ્રેમપત્રો દ્વારા હૃદય દાઝની નાખનાર અને તેમના વિરહમા ઝૂરતા ઝૂરતા પ્રાણત્યાગ કરનાર તેમની આ પ્રેમિકા જ શ્રી પુરાણીએ પ્રસિદ્ધ કરેલા પ્રેમપત્રોમા પણ ઉપર્યુક્ત વર્ણનને મળતી વિગતો જ જોવા મળે છે ૪ પત્રોની લખાવટ એકંદરે શુદ્ધ અને વેગીલી છે લખનાર સ્વહૃદયના મથનો, ઉકળાટ, જુસ્સો, મસ્તી, કોમળતા, રોષ ઇત્યાદિ પલટાતા ભાવોનુ યોગ્ય, ઉત્કટ વાણીમા આલેખન કરવાની શક્તિ ધરાવે છે એમ આ પત્રો વાચતા સ્પષ્ટ છાપ પડે છે પ્રિયતમને મળવાની તીવ્ર ઝખના હોવા છતા, તેનો પ્રેમ વિષયવાસનાથી પર છે અને બહુશ પત્ર દ્વારા જ કેળવેલો, જિવાડેલો પ્રેમ છે એમ આ પ્રેમપત્રોમાના તેના ઉદ્ગારો પ્રતિપાદિત કરે છે પ્રેમપત્રોમા મણિલાલ બાઈને વારવા સારુ 'મારા તુચ્છ જેવાની ભક્તિ મૂકી દઈ પોતાની નીતિ ઉપર રાખો એથી કલ્યાણ થશે' 'પ્રેમને હુ ઇચ્છુ છુ પણ પાપથી ડરુ છુ'—એવા ઠંડા જવાબ આપે છે તે, તેમજ બાઈ 'આજ સુધી મે કોઈને નહિ જોયુ હોય પણ મારા મનને તમારા પગના ખાસડા જેટલીએ કોઈએ અસર કરી હોય તો ઈશ્વર આણ'—એવા શબ્દો બોલીને પોતાની નિષ્ઠા પ્રગટ કરે છે તે આત્મવૃત્તાતમા મણિલાલે કહેલ વિગતો સાથે સપૂર્ણ રીતે સંગત છે વળી, પત્રોનો લખ્યાક્રમ જોતાં

૪ આના સમર્થનમા જુઓ તા ૧૪ ૯-૮૫ના રોજ મણિલાલ પર લખેલા પ્રેમપત્રમાના તેના નીચેના ઉદ્ગારો વારુ મને કાઈ થાય તો તમને કાઈ થાય કે નહિ? બીજુ તો શુ પણ એટલુ તો ખરુ કે પ્રિયવદામા લખનાર એક અક્કલનુ બારદાન બાઈ મળવી દુર્લભ'

('મણિલાલના પ્રેમપત્રો' 'કૌમુદી' નવેબર ?

જણાશે કે મણિલાલે આત્મવૃત્તાંતમા ઉલ્લેખેલ ગાળામા જ (૧૮૮૫ના મેથી સપ્ટેમ્બર) તેમાના મોટા ભાગના પત્રો લખાયેલા છે. પત્રોનો લખ્યાક્રમ કાઈક આવો છે·

| | | | |
|---|---|---|---|
| પત્ર ન ૧ | ૨૮–૧–૮૫ | પત્ર ન. ૭ | ૩૧–૭–૮૫ |
| પત્ર ન ૨ | ૧૯–૩–૮૫ | પત્ર ન ૮ | ૬–૮–૮૫ |
| પત્ર ન ૩ | ૩૧–૩–૮૫ | પત્ર ન ૯ | ૧૨–૮–૮૫ |
| પત્ર ન ૪ | ૧–૭–૮૫ | પત્ર ન ૧૦ | ૪–૯–૮૫ |
| પત્ર ન ૫ | ૬–૭–૮૫ | પત્ર ન ૧૧ | ૧૪–૯–૮૫ |
| પત્ર ન ૬ | ૨૦–૭–૮૫ | | |

મણિલાલ મે વેકેશનમા મુબઈ ગયેલા અને પ્રથમ પ્રેમપ્રસંગથી આઘાત લાગ્યો હશે એટલે આ બાઈને મળવા સુધ્ધા નહિ ગયેલા તેનો રોષ આ બાઈ જુલાઈની ૧લી તારીખના પત્રમા કાઢે છે, પછી ત્રણે માસ પત્રવ્યવહાર ઝડપથી ચાલે છે દરમ્યાન, બાઈ માદી પડીને ક્ષયને આધીન થાય છે પ્રિયમિલનની આશાએ એ જીવવાની શ્રદ્ધા ટકાવી રાખે છે મણિલાલ એ અરસામા મુબઈ જવાના હોય એવો ઉલ્લેખ છે, પણ ગયા જણાતા નથી અથવા તો, મણિલાલ જાય તે પહેલા જ — ૧૮૮૬ના જાન્યુઆરીમા — બાઈ મૃત્યુ પામે છે! આમ, ઉભયની વિગતો તપાસતા મણિલાલના આત્મવૃત્તાંતમાનુ પ્રેમપાત્ર અને શ્રી પુરાણીએ પ્રગટ કરેલ પ્રેમપત્રો લખનાર સ્ત્રી એક જ છે એમાં શકા નથી

ત્યારે, બન્નેના નામ જુદા કેમ? — એવો પ્રશ્ન સહેજે ઉદ્ભવે તેમ છે શ્રી પુરાણી પ્રેમપત્રો લખનાર બાઈનુ નામ મણિ આપે છે, જ્યારે આ વૃ ત્તા મણિલાલે તેનુ નામ દીવાળીબાઈ આપ્યુ છે, જેનુ સમર્થન 'પ્રિયવદા'માની મૃત્યુનોધ દ્વારા પણ થયેલુ છે. આના ખુલાસામા એક અનુમાન રજૂ કરી શકાય કે પત્ર લખનાર બાઈનુ મૂળ નામ દીવાળી હશે અને તેણે મણિલાલ પરની આસક્તિને કારણે — મણિલાલની પ્રિયતમા તરીકે — 'મણિ' ઉપનામ ધારણ કર્યું હશે કદાચ તેનુ બીજુ નામ જ મણિ હોય! અથવા તો, પરણેલી સ્ત્રી

(શ્રી પુરાણી તેના પતિનું નામ નરભેરામ પ્રાણશંકર આપે છે) પોતાના પ્રેમીને પત્ર લખે ત્યારે સાવચેતીના પગલા તરીકે પોતાનું નામ બદલીને મૂકે તેમ પણ તર્ક કરી શકાય આ ત્રણમાંથી ગમે તે અનુમાન સાચું હોય, પણ પ્રેમપત્રો લખનાર બાઈ મણિભાને આ રૂ મા વર્ણવેલ બીજા પ્રેમપ્રસંગની જ સ્ત્રી છે એમાં શંકા રહેતી નથી[૫]

બન્ને પ્રેમપત્રો, આગળ જોયું તેમ, મણિભાઈના માનસ પર મહત્ત્વની અસર કરે છે આ બન્નેના અનુભવે તેઓ કોઈ સ્ત્રી સાથે સ્નેહ નહી બાંધવાનો નિર્ધાર કરે છે પણ આનો અર્થ એમ નહી કે તેમના મનમાંથી વિષયવાસના નિર્મૂલ થઈ હતી 'તેનો પણ ઈશ્વર કબજે કરવાનો વખત આણશે' એવી શ્રદ્ધા તેઓ વ્યક્ત કરે છે, પણ 'પ્રસંગ પ્રાપ્ત થતાં ઘણા દિવસની અકળામણ પર કાબૂ રહી શકતો નહિ' અને 'સંયમ તૂટી જતો' ઉત્કૃષ્ટ બનેલી વિષયવૃત્તિનું નિયમન કરવાનો નિર્ધાર તેમણે પાંચ-છ વર્ષ સુધી કંઈક રીતે પાળ્યો હતો

૫ શ્રી પુરાણીએ પ્રગટ કરેલા પ્રેમપત્રોમાં ધૂમી ગયેલ એક હકીકત તેમ આ આખા કિસ્સાને સમજવામાં, સતત ખટક્યા કરે છે આ હકીકત હોય તે એમ કે મણિભાઈના પ્રસ્તુત પ્રેમપ્રસંગને તેમના મુંબઈમાંના પ્રથમ પ્રેમપ્રસંગ જોડે સેળભેળ કરી દીધો છે તે છે તેમાં પ્રેમપત્રો લખનાર બાઈને મુંબઈમાં મણિભાઈ જેને પ્રેમદ્રષ્ટિએ જોઈ ભાવનગર ગયા હતા અને પછી તે જ વખતે જેનાથી વિમુખ થયા હતા તે સ્ત્રી તરીકે ગણી છે અને પ્રેમપત્રોમાં મણિભાઈ કંઈ જવાબ આપે છે તેના કારણમાં મુંબઈવાળી સ્ત્રીની બેવફાઈવાળો પ્રસંગ નિર્દેશેલો છે આમ એક હકીકતદોષ શ્રી પુરાણીના કથનમાં અનેક અસંગતતાઓ ઊભી કરે છે આનું કારણ આનંદશંકરભાઈ 'વસંત'માં વિશેષ નામો તથા આસપાસની કેટલીક વિગતો તજી દઈને મણિભાઈના આત્મવૃત્તાંતમાંના તેમના અંગત જીવનને સ્પર્શતા પ્રસંગો છાપતા હતા તે છે શ્રી પુરાણી આ ખંડિત આત્મવૃત્તથી દોરવાઈ જઈને આ હકીકતદોષમાં ઊતરી પડ્યા છે તેમણે મૂળ અપ્રગટ આત્મવૃત્તાંત જોયું હોત તો આ ભૂલ થવા પામત નહિ તે સ્પષ્ટ છે

[૧૮]

## પરણેલી સ્થિતિનો છેડો

ભાવનગર આવીને રહ્યા બાદ મણિલાલે પત્નીને પોતાની સાથે ભાવનગર રાખવાનો એકબે વાર પ્રયત્ન કર્યો હતો પરંતુ મહાલક્ષ્મીનું મન સદા પિયર તરફ જ વળતું મણિલાલ એક વાર નડિયાદ આવ્યા ત્યારે 'એ તુર્ત જ બારોબાર પિયર નાસી ગઈ હતી' મણિલાલ પત્નીના આવા વર્તનથી કંટાળીને તેને પાછી નહિ રાખવાનો નિર્ણય કરે છે, પણ મિત્રોની દરમ્યાનગીરીને લીધે તેઓ એને પુનઃ ભાવનગર લઈ જાય છે ત્યાં પહેલા થોડો વખત તેમના પિતા સિવાય સઘળું કુટુંબ મણિલાલ જોડે રહેતું હતું

ભાવનગરમાં 'બરાબર એક મહિનો રહીને' મહાલક્ષ્મીએ તોફાન માંડયું 'રોટલા સંતાડવા, કપડાં ફાડવા, ઘર બગાડવું, અકસ્માત્ દીવા કરવા' ઇત્યાદિ 'ચમત્કારો' કરીને ઘરમાં ભૂત હોવાનું સાબિત કરવાનો તે પ્રયાસ કરતી હતી

એકવાર મણિલાલે તેને 'આવી બનાવટ કરતી' પ્રત્યક્ષ પકડી કંટાળીને તેને કશું નહિ કરતાં બધાં ચૂપ રહ્યા ને નડિયાદ આવ્યા મણિલાલ એકલા ભાવનગર પાછા ગયા તેમનાં સાસુ-સસરા આ વખતે જાત્રાએ ગયાં હતાં તેમનો સાળો એકલો ઘેર હતો, 'તે વખતે તેને ઘેર ભવાઈઆઓની મંડળી રહેતી હતી' મણિલાલ ભાવનગર ગયા કે તરત જ મહાલક્ષ્મી 'છાનો લાગ સાધી'ને સાસરેથી પોતાના ભાઈને ત્યાં ચાલી ગઈ મણિલાલનાં માતુશ્રી તેને તેડવા ગયાં, પણ તેના ભાઈએ મોકલવાની સ્પષ્ટ ના પાડી ઊલટી એ કહ્યું 'મણિલાલ

જાણશે તો સમાધાન થવું મુશ્કેલ થશે ' ત્યારે ' તે છેકના છોકરાએ ' કહ્યું 'ભલે, જીવતા સુધી પાળીશ ' આત્મવૃત્તાંતમાં આ પ્રસંગ નોંધતા મણિલાલ કહે છે 'આ દિવસે મારી પરણેલી સ્થિતિનો છેડો આવ્યો હું ગણું છું '[1] મહાલક્ષ્મી પિતાને ઘેર નાસી ગઈ ત્યારે સગર્ભા હતી ૧૮૮૭ના આરંભમાં તેને બીજો પુત્ર પ્રસવ્યો આથી મણિલાલના માતુશ્રી રડી રડીને 'વહુને' તેડાવવા તેમને કહેવા લાગ્યા, પણ મણિલાલે પોતાનો નિશ્ચય ફેરવ્યો નહિ મણિલાલની ભયંકર માંદગી દરમ્યાન મહાલક્ષ્મી તેમની ખબર કાઢવા આવી નહોતી, તેમ પતિએ તેને બોલાવી નહોતી બીજો પુત્ર એક માસનો થયો, એમને મહાલક્ષ્મીના મામાએ તેને સાસરે મોકલવા પ્રયાસ આરંભ્યો બધો વખત તેના ચારિત્ર્ય વિશે મણિલાલ અનેક વાતો સાંભળતા હતા તેથી તેમના એના તરફના અણગમામાં વધારો થયો હતો સામા પક્ષનો વ્યવહાર પણ અતિ ગ્રામ્ય હતો એટલે પોતે લાંબી રજા લઈને નડિયાદ આવ્યા ત્યાં સુધી તેમણે પત્નીને ઘરમાં પેસવા દીધી નહોતી [2]

માબાપ તરફથી પણ તેમને દિલાસો કે શાંતિ મળે તેમ નહોતું. ક્રોધી માના કુવચનો ભાવનગરમાં ફરીથી કાને પડતાં ફરીથી તેમનું હૃદય વીંધાઈ જાય છે અને ' અમે વૈરાગી વૈરાગી જનમના વૈરાગી ' એ પદ સ્ફુરે છે પિતાના લોભી સ્વભાવનો વળી વિશેષ અનુભવ થયો ઘર ખાતે ખાવાપીવાની બાબતમાં વારંવાર કંકાસ થતો ૧૮૮૭ના દુઃસહ મંદવાડ વખતે મણિલાલ ભાવનગરથી નડિયાદ જતા હતા તે વખતે નભુભાઈ અમદાવાદમાં હતા તે સ્ટેશને આવ્યા, પણ નડિયાદ સુધી માંદા દીકરાની સાથે ન ગયા [3] પિતાની આ લાગણી-

---

૧ અપ્રગટ આ વૃ. પૃ. ૯૮

૨ અપ્રગટ આ વૃ. પૃ ૧૦૦ તા ૨૯-૧-૮૮ની નોંધ

૩ અપ્રગટ આ વૃ., પૃ ૮૯ આના અનુસંધાનમાં જે ઉમાપ્રસાદ ત્રિવેદી કહે છે 'નભુભાઈ અમદાવાદ સ્ટેશને મણિલાલને મળવા આવ્યા ત્યારે તેમની

હીનતાથી મણિલાલનું કાળજું વીંધાઈ ગયું. દવા સારુ મુંબઈ ગયા તો ત્યાં તબિયતના સમાચારને બદલે નભુભાઈ તેમને એવા કાગળ લખે કે 'પૈસા ઘણા મળ્યા તો ઘણા ઉરાડ્યા એમ વકી ગયા' વગેરે. મણિલાલને માબાપ પર પરમ 'આસ્થા' હતી. સંસારનો ત્યાગ નહિ કરવાને બદલે તેને વળગી રહેવાનું મુખ્ય કારણ તેમનાં માબાપ હતાં એમ એ કહે છે. માબાપના આ પ્રકારના વર્તન પછી "મારા મનને સંસાર સાથે બાંધી રાખવાનું એક પણ આલંબન રહ્યું નહિ" એમ તેઓ નોંધે છે.

તેમના નાના ભાઈ માધવલાલની ઉંમર આ વખતે અગિયાર વર્ષની હતી. માધવલાલને તેમની પર પૂજ્યભાવ અને મમતા પહેલેથી ઘણાં હતાં.[૪]

આ વખતે મણિલાલ પોતાની આર્થિક સ્થિતિ તપાસે છે. તેમ કરવામાં કારણ એ હતું કે આજ સુધી તેમના નામે કોઈ રકમ જમા થઈ ન હતી અને પોતે બધુ પિતાને આપ્યે જતા હતા. આને અંગે તેઓ આત્મવૃત્તાંતમાં વિગતવાર હિસાબ કરીને પોતે ૧૮૮૭ સુધીમાં કુલ નવ હજાર રૂપિયા બચાવ્યાનુ અને માદગીનું ખર્ચ જતાં હજાર-દોઢ હજાર રોકડા હાથ પર હોવાનું નોંધે છે, જે એમની તત્કાલીન આર્થિક સદ્ધરતા બતાવે છે.

---

ખબર પૂછવાને બદલે ગોમ્પદામાં મળેલી ફળોની પોટલી પોતે લાવ્યા હતા તે મણિલાલને આપતાં કહ્યુ કે આ ફળો ઘેર લઈ જજે. માંદા મણિલાલે પિતાની આ પ્રાકૃતતાથી છછેડાઈ જઈને પોટલી પ્લેટફોર્મ પર ફેંકી દીધી અને બાપને ઠપકો આપ્યો."

(ડૉ. ત્રિવેદીની મુલાકાત)

૪. અપ્રગટ આ. વૃ., પૃ. ૮૯.

## [૧૯]

# નિવૃત્તિમાં પ્રવૃત્તિ

**નાદુરસ્ત** તબિયતને કારણે ૭ મહિનાની રજાની અરજી આપીને મણિલાલ ૧૮૮૮ના એપ્રિલ મહિનામાં નડિયાદ આવ્યા. તે પછી બે દિવસમાં જ તેમના ગળામાં એટલાં બધાં વ્રણ પડી ગયાં કે ગળાની નીચે પાણી પણ ઊતરવું અશક્ય બન્યું. અન્ન-પાણી વિના એ દસ દિવસ પડયા રહ્યા. દાકતરી સારવાર સારુ મુંબઈ જવાની ખાસ જરૂર હતી, પણ કોઈ સાથે આવનાર નહોતું. નાના ભાઈને કારણે માથી નીકળાય એમ નહોતું. પિતા અમદાવાદ બેઠા હતા. ચતુરભાઈ જેવા મિત્ર હતા! પણ તેમણે મુંબઈ જવાની તત્પરતા દેખાડી નહિ. એટલામાં મુંબઈથી દલાભાઈ આવ્યા. તેમની સાથે સાંકળચંદને લઈને મણિલાલ ૧૮૮૮ના મે મહિનામાં મુંબઈ ગયા.[1] સાંકળચંદ અને દલાભાઈ છએક દિવસ મુંબઈમાં તેમની સાથે રહીને પાછા પોતપોતાને સ્થાને જતા રહ્યા, એટલે મણિલાલ ફરી નિઃસહાય થઈ રહ્યા. આ પ્રકારની નિઃસહાયતાથી અકળાઈને તીવ્ર આવેશમાં આવી જઈને, તેઓ, પોતે ભૂતકાળમાં જેને 'પરોપકારી દલાભાઈ' કહેલ, તેને વિશે 'અહો વિશ્વાસઘાત' 'વિશ્વાસઘાતી દલાભાઈ' એવા ઉદ્ગારો કાઢે છે. આ વખતે મુંબઈના તેમના સ્નેહી મોતીરામ તથા હરકીસને અને ભાવનગરના સ્નેહી જેશંકરે તેમની સારી માવજત કરી હતી. આ

---

૧. અપ્રગટ આ. વૃ., પૃ. ૧૦૭ : તા. ૧૯-૫-૫૮ ની નોંધ.

વખતે તેઓ સારી હવા મળે તેટલા માટે વાનકેશ્વર ખાતે કહાનદાસ મછારામના બગનામાં[2] રહેતા હતા તા ૧૪-૬-૮૮ના રોજ રોજનીશીમા તબિયતની નોધ કરતા તેઓ કહે છે ' આજે મને જરા ઠીક છે સહજ ગળે ઉતરવા લાગ્યુ છે'[3] શરીરસ્થિતિ કઈક સુધરતા અને દવાનો ક્રમ નિશ્ચિત થતા તા ૭-૭-૮૮ના રોજ મણિલાલ મુબઈથી નડિયાદ ગયા[4] પણ નડિયાદ આવ્યા પછી તેમને ફરી તાવ લાગુ પડ્યો આ વખતે તેઓ ચાણોદના એક વૈદ્યની દવા લેવી શરૂ કરે છે પણ તેની અસર વિપરીત થાય છે તાવ અને અશક્તિ ઉપરાત ' ગળામા તાળવા તરફ પણ ઓચીતી બીતે ' મોઢુ પણ ઊપડી આવે છે એટલે ગભરાઈને તેઓ ચાણોદવાળાની દવા મૂકી દે છે અને નવેમ્બરમા જામનગરના સુપ્રસિદ્ધ વૈદ્ય બાવાભાઈને મળવા સારુ ફરીથી મુબઈ જાય છે આ વૈદ્યની દવાથી દોઢ-પોણા બે માસે તેમને આરામ થાય છે, ને સપૂર્ણ રીતે રોગમુક્ત થવાની આશા બંધાય છે[5] ૧૮૯૮ ના ફેબ્રુઆરીમા, ગળે અન્ન ઊતરવા લાગ્યુ તેની ખુશાલીમા મુબઈ ખાતે મિત્રોને ભોજન આપીને તેઓ પાછા નડિયાદ આવે છે

મુબઈમા વૈદકીય સારવાર ચાલતી હતી તે અરસામા મણિલાલને શામળદાસ કૉલેજની વ્યવસ્થાપક સમિતિ તરફથી, તેમણે કરેલી રજાની અરજનો એ મતલબનો જવાબ મળ્યો કે ' નોકરી મૂકી દો તો ૭ માસનો પગાર તરત આપીએ ને રજા લો તો વરસ દિવસ વગર પગારે લો ' આ બાબત તેમણે વ્યવસ્થાપક સમિતિ ઉપર ફરીથી

૨ તેમના અપ્રગટ પત્રવ્યવહારમા મળી આવેલ તા ૯ જૂન ૧૮૮૮ ના રોજ રજા માટે ભાવનગર કૉલેજના સત્તાવાળાઓ પર મોકલેલી અરજીની પોતે ગખેલી નકલ પ થી

૩ અપ્રગટ આ ૨, પૃ ૧૦૯ તા ૧૪ ૬-૮૮ની નોધ

૪ એજન પૃ ૧૧૦ તા ૭ ૭ ૮૮ની નોધ

૫ એજન, પૃ ૧૧૭ ૧૧૯, તા ૪-૧૧-૮૮ તથા તા ૩-૧-૮૯ની નોધ

લખાણ કર્યું. આખરે તેમની ૭ માસની અર્ધો પગારે રજા મંજૂર થઈ. ત્યાંના અધિકારીઓનું વલણ તેમજ પોતાની શરીરસ્થિતિ જોતાં તેઓ હવે 'ભાવનગર ન જવું' એવો નિર્ણય કરે છે અને મનઃસુખરામને કચ્છમાં નોકરીની વ્યવસ્થા કરવા સારુ ફરીથી લખે છે.

૧૮૮૮ના ડિસેંબર મહિનામાં અર્ધો પગારે લીધેલી ૭ માસની રજા પૂરી થઈ એટલે તેમણે પા પગારે અથવા વગર પગારે બીજી એક વરસની રજા માગી. પણ તેના ઉત્તરમાં 'તરત જ તમે તમારો સંબંધ છોડો' એવું લખાણ આવ્યું. તેમણે કોલેજના વ્યવસ્થાપકોને પ્રત્યુત્તર રૂપે લખ્યું: 'હું મારી મૂળ સરકારી નોકરીમાં જવા ખુશી છું પણ સાજો થાઉં ત્યાં સુધી રજા આપો.' સાથે સાથે તેમણે મુંબઈ રાજ્યના કેળવણી ખાતાના નિયામકને ભાવનગર કોલેજના સત્તાધારીઓના વલણથી વાકેફ કર્યા અને મૂળ નોકરીમાં હાજર થવાની પોતાની ઇચ્છા જણાવી. દરમ્યાન, મનઃસુખરામની સૂચનાથી જૂનાગઢના દીવાન હરિદાસ વિહારીદાસે તા. ૨–૩–૧૮૮૯ના રોજ જૂનાગઢ રાજ્ય માટે મણિલાલની નોકરીની સરકાર સમક્ષ માગણી કરી. પૉલિટિકલ એજન્ટે ભાવનગર રાજ્યને પુછાવ્યું: 'તમારે મણિલાલને જૂનાગઢ જવા દેવામાં વાંધો છે?' તેના ઉત્તરમાં ભાવનગર રાજ્યે કહ્યું: 'મણિલાલ વગર રજાએ ગેરહાજર છે!'[૬] મણિલાલને આ જાતનું લખ

થતા તેમણે સરકાર તેમજ ભાવનગર રાજ્યમા લખાણ કરીને પોતાનો ઉગ્ર વિરોધ નોંધાવ્યો સરકારે ભાવનગર રાજ્યને ઠપકો આપ્યો અને નોકરીના નિયમ મુજબ, મણિલાલ સરકારી નોકરીમા હાજર થાય ત્યા સુધીનો તેમની રજા વગેરેનો જે પગાર નીકળે તે આપવાનો હુકમ કર્યો બીજી તરફ સરકારે જૂનાગઢ રાજ્યને મણિલાલને અપાનાર જગા તથા પગાર વિશે પુછાવ્યુ જૂનાગઢ રાજ્યે 'યોગ્ય ઉત્તર વાળ્યો'* તે ઉપરથી સરકારે 'જે જગા પર મણિલાલને લેવાના છે તે જગા એવી નથી કે મણિલાલ વગર ન ચાલે' એમ કહીને જૂનાગઢની માગણી નકારી આમ જૂનાગઢનો નો રીનો પ્રબંધ બંધ રહ્યો કચ્છ રાજ્ય એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટરની જગા મણિલાલને આપવા તૈયાર હતુ પણ 'કોઈ ગુજરાતીને લેવાની પોલિટિકલ એજન્ટની નામરજી હોવાથી', મનસુખરામના અતિ પ્રયાસ છતા, એ નોકરી પણ તેમને મળી શકી નહિ સરકારે તેમને પાછા બોલાવીને મુંબઈ હાઈસ્કૂલમા જગા આપવાનુ નક્કી કર્યું મણિલાલે લખ્યુ 'હુ પૂર્વે ગૅઝેટેડ ઑફિસર હતો માટે એ જગા મને મળવી જોઈએ, પણ

---

the 5th January 1885 in the Educational Department received under your endorsement No 77 of the 9th idem, I have the honour to bring to notice that Mr Manilal Nabhubhai Dvivedi has been absent without leave from his duties since the 11th February 1889, and to request that his transfer from the service of Government may now be considered at an end

(True Copy) I am

Sd/ Ratilal Meneklal — your sincere friend

Hajur Secretary — Sd/- Takhtasinghjee'

(અપ્રગટ પત્રવ્યવહારમાથી) — Raja of Bhavnagar

* એમ મણિલાલ આ જ મા નોંધે છે પણ શો ઉત્તર આપ્યો તે જાણવા મળતુ નથી

તેમ બને તેમ નહોતુ આથી સ્વમાનને ખાતર તેમણે સરકારી નોકરીમાથી રાજીનામુ આપ્યુ ૮. તેમની સાત વર્ષની નોકરી થઈ હતી તેના બદલામા પાછળથી તેમને રૂ ૧૫૦૦) સરકાર તરફથી નિવૃત્તિ-વેતન (gratuity) તરીકે મળ્યા હતા ૯

આ વખતે વડોદરા રાજ્યના દીવાન મણિભાઈ જશભાઈ હતા. તેમણે મણિલાલને રાજ્ય તરફથી રૂા ૧૮૦૦) ખાના તરીકે ઊચક આપીને ૭ માસ સુધી સસ્કૃત ગ્રથોનુ ભાષાતર કરવાનુ કામ ૧૮૯૦ ના મે-જૂન દરમ્યાન સોપ્યુ અને છ માસ પછી રૂ ૩૦૦) જેટલા પગારની કાયમની નોકરી આપવાની આશા આપી ૧૦ કચ્છ રાજ્યે પણ આ જ વખતે તેમને દર માસે રૂ ૧૦૦) લેખે ત્રણ વર્ષ સુધી વેતન આપવાનુ મનસુખરામની પ્રેરણાથી સ્વીકાર્યુ હતુ ગુજરાત વર્નાક્યુલર સોસાયટી તરફથી ન્યાયશાસ્ત્ર (Logic) નુ પુસ્તક લખી આપવા બદલ રૂ ૩૦૦)નો પુરસ્કાર મળવાનો હતો ૧૧ આ ઉપરાત, અમેરિકાની થિયોસોફિકલ સોસાયટીના ઓરિયેન્ટલ ડિપાર્ટમેન્ટ તરફથી મિ જજે તેમને ધર્મ તથા તત્ત્વજ્ઞાન વિશે દર મહિને 'બે ચોપાનિયા' (papers) લખી મોકલવાનુ ૧૮૯૧ના એપ્રિલમા આગ્રહભર્યું નિમત્રણ આપ્યુ હતુ નવિાદ રહીને તે કામ કરવાની શરતે મણિલાલે એનો સ્વીકાર કર્યો હતો એના પારિતોષિકના માસિક ૩૦) ડોલર તેમને આપવાનુ ઠર્યું હતુ વળી મદ્રાસની થિયોસોફિકલ સોસાયટીના અધિપતિ બ્રહ્મ શ્રી(?) ઑન સુબ્રહ્મણ્યમ્ આયર મારફત માડુક્યોપનિષદ્, ભાષ્ય તથા કારિકા સહિત, ભાષાતર કરવાનુ કામ સોપ્યુ હતુ તેના પુરસ્કારના રૂ ૩૫૦) ઊચક નક્કી થયા

૮ અપ્રગટ આ ૧, પૃ ૧૪૯-૫૦ · તા ૧૧-૫-'૯૦ની નોધ
૯ એજન, પૃ ૧૪૮ તા ૨૩-૧૨-૯૦ની નોધ
૧૦ એજન, પૃ ૧૫૦ · તા ૧૧-૫-'૯૦ની નોધ
૧૧ એજન, પૃ ૧૫૩ તા ૨૩-૧૨-'૯૦ની નોધ

હતા[12] આ જ અરસામાં વડોદરામાં પ્રો. ત્રિભુવનદાસ ગજ્જર મારફત 'જ્ઞાનમંજૂષા'ના રૂ. ૫૦,૦૦૦ની કિંમતના પુસ્તકો તૈયાર કરવાના હતા તેમાંથી પણ તેમને અમુક કામ મળ્યું હતું. વડોદરા રાજ્ય તરફથી મળેલું કામ ૭ મહિના પૂરા થતાં બીજા પાંચ મહિના માટે મળ્યું. તે મુદત પૂરી થતાં પછી તેમને રાજ્ય તરફથી પાટણના જૈન ગ્રંથભંડારોના ગ્રંથોની યાદી તૈયાર કરવાનું આ ખાસ ચાને તેનું કામ સોંપવામાં આવ્યું તેના તેમને માસિક રૂ. ૭૫ના હિસાબે ૨૮૦૦ વેતન તરીકે મળ્યા. ૧૮૯૩ના નવેમ્બર સુધી આ કામ ચાલ્યું. વડોદરાના વરિષ્ઠ ન્યાયાધિકારી રા. બ. આઠલ્યે પર મણિલાલની પાટણની કામગીરીએ ઘણી સારી છાપ પાડી. તેમની ભલામણથી ૧૮૯૩ ના ડિસેમ્બર મહિનાથી મણિલાલની નિમણૂક વડોદરા રાજ્ય ભાષાંતર ખાતામાં થઈ અને તે જ મહિનાથી તેઓ નડિયાદ છોડીને વડોદરા રહેવા સારુ ગયા.[13]

મણિલાલ નડિયાદ રહ્યા તે સાડાપાંચ વર્ષના ગાળા દરમ્યાન તેમને કોઈ પ્રકારની નોકરી મળી નહોતી. તેમ છતાં, ઉપરની વિગતો પરથી સમજાશે કે લેખનનો ધંધો તેમને માટે ઉપાર્જનના સંગીન સાધનરૂપ નીવડ્યો હતો. લોકસુધારણાના ઇષ્ટ હેતુ અનુસાર પોતે કરેલી યોજનાના પુસ્તકો રચવા ઉપરાંત તેઓ વિવિધ રાજ્ય અને સંસ્થાઓ માટે છૂટક પુસ્તકો તૈયાર કરતા હતા. તેમાંથી આ વખતે તેમને સરાસરી માસિક આવક રૂ. ૫૦૦ની સહેજે થતી હતી. પોતે કરેલી ધનપ્રાપ્તિનો મણિલાલે આ અરસામાં કાઢેલો હિસાબ પણ ધ્યાન ખેંચે છે:

"નવું ઘર થઈ રહેવા આવ્યું છે. ૧૦-૧૫ દિવસમાં કારખાનું બિલકુલ બંધ થશે. પણ ખર્ચ મૂકી ત્રણ હજાર ધારેલા તેના પાંચ

---

૧૨ આપ્રગટ આ. ૧, પૃ. ૧૫૯, તા. ૧૩-૧૨-'૯૦ની નોંધ
૧૩ આપ્રગટ આ. ૧, પૃ. ૧૮૦, તા. ૧૮-૬-૯૪ની નોંધ

થશે એમ ધાર્યું, પરંતુ હાલ એમ સમજાય છે કે ૬ અને ૭ હજારની વચ્ચે ખર્ચ થશે. ઈશ્વરેચ્છાએ તેટલો સવડ થશે, પણ રોકડ પુંજી પાસે આ સમયે કશી રહેતી નથી એથી મનને જરા ઠીક નથી લાગતુ માત્ર લેણુ ૭ હજારને આશરે છે તે તથા દાગીના જમીનો અને ઘર એ વિના કાંઈ રહ્યું નથી. વળી પાચ વર્ષ શરીર રહેશે ને શ્રમ થશે તો સહજ દશ હજાર બચાવી લેવાશે, એમ ઉત્સાહ છે, પણ ઘર બાવવામા આવો ખર્ચ અણધાર્યો થઈ ગયો તેથી ખેદ થાય છે. મને પૈસા બચાવતાં નથી આવડતા!!" ૧૪

---

૧૪ અપ્રગટ આ વૃ, પૃ ૧૭૬ તા ૨૩-૭-૮૩ ની નોધ પોતાને પૈસા બચાવતા નથી આવડતુ એમ મણિભાઈ કહે છે તે એક રીતે સાચુ છે દવાખાના પાછળ તેમજ મિત્રો, સ્નેહીઓ વગેરેની પાછળ તેઓ ઉદાર હાથે ખર્ચ કરતા અમુક વખત, તેમણે પોતાની બચત વ્યાજે ધીરવાનુ ગણ્યુ હતુ, પણ પછી મિત્રોની સૂચનાથી તેમણે જમીન, દુકાન વગેરેમા મૂડીનુ રોકાણ કર્યું હતુ આગળ જતા એ બધા રોકાણોમાથી તેમને કે તેમના વારસોને ખાસ કશો લાભ થયો નથી, બલ્કે નુકસાન જ થયુ છે, તે તેમણે મરણ અગાઉ થોડે મહિને કરેલા વસિયતનામા પરથી સમજાય છે આને અગે તેમની રોજનીશીમા તા ૨૩-૧૨-૧૮૯૦ ની નોધ કરેલી છે

[ ૨૦ ]

# કીર્તિનો મધ્યાહ્ન : બહુવિધ સંસ્કારપ્રવૃત્તિ

આધિ, વ્યાધિ અને ઉપાધિના ત્રિવિધ આક્રમણનાં આ પાંચ વર્ષમાં મણિલાલની અભ્યાસ–પ્રવૃત્તિ સહેજ પણ મોળી પડી નહોતી. આરંભના બે માસ ( ૧૮૮૮ના મે, જૂન ), ગંભીર માંદગીને કારણે, લેખન–વાચનનો ક્રમ તેમને ફરજિયાત બંધ રાખવો પડ્યો હતો, પણ તેથી કાંઈ તેમનુ મન કામ કરતું અટક્યું ન હતું. અગાઉ તેમણે ‘ વિયેના ઓરીએન્ટલ જર્નલ ’ માટે અદ્વૈત સંબંધી લેખ મોકલેલો તે આ બે મહિના દરમ્યાન પ્રસિદ્ધ થયો. તેનાથી પ્રોત્સાહિત થઈને તેમણે અદ્વૈતના વિષયને સંપૂર્ણપણે પાશ્ચાત્ય રીતિએ છણીને, પોતાના કેળવાયેલા બંધુઓને અદ્વૈતની વાત ઝટ ગળે ઉતારવા સારુ એક ગ્રંથ લખવાનો નિશ્ચય કર્યો. તેમનો આ નિશ્ચય મનના ક્ષણિક ઊભરારૂપ નહોતો, પણ તેમણે સ્વીકારેલા જીવનના ઉદ્દેશના અનુલક્ષમાં લેવાયેલો હતો એમ તેમણે પોતાના જીવનનો મુદ્રાલેખ દર્શાવતા ‘ રબર સ્ટેમ્પ ’ના આ. વૃ. માં કરેલા વર્ણન અને વિવેચન પરથી સ્પષ્ટ સમજાય છે. તેઓ કહે છે :

“ શરીરથી, સંબંધીઓથી, પૈસેથી, આજીવિકાનાં સાધનથી જે વેળે હું છેક બેજાર થઈ કેવલ પરમાત્મા પર શ્રદ્ધા કરી નિભાવ કરતો હતો તે વેળે મેં એક “ રબર સ્ટેમ્પ ” કરાવ્યો, તે મારી માનસિક સ્થિતિ જણાવવા પુરો છે માટે તેનું અત્રે વિવેચન કરું. કુંડાળું છે તે સૂર્ય છે. મતલબે સૂર્યોપાસક બ્રાહ્મણ છું. તે પછી નામ ને અટક. પછી મધ્યે પુસ્તક છે એ મારો નિરંતરનો અભ્યાસ

અને સરસ્વતીની સેવા એ જ કર્મ એમ સૂચવે છે. પુસ્તકમાં કલમ છે તે લખવાનો ધંધો કહે છે. ॐ એ શબ્દ સર્વ વેદના સારરૂપ પરમાત્માના પ્રતીકરૂપ પ્રણવ છે. પુસ્તકો વાંચી, કલમથી લખી, અને તત્ત્વ એ જ કાઢ્યું છે કે ब्रह्म सत्य जगन्मिथ्या માટે એ મારા અદ્વૈત માર્ગનું સૂચક છે. તે માર્ગે ચાલતાં ચાર સિદ્ધાંત ઠરાવ્યા છે. પ્રથમ પ્રેમ—જે મેં મારાં લખાણોમાં બહુ રૂપે વારે વારે વર્ણવ્યો છે. અર્થાત્ બ્રહ્મભાવ-સમાનતા-અભેદ. એમ કશામાં દુઃખ ન માનતાં પ્રેમ-અભેદ-રૂપ આનંદમાં રહી, સર્વદા ગમે તે દુઃખમાં નિરાશ ન થતાં સારાની આશા ગ્રહણ કરી પ્રયત્નપરાયણ રહેવું અને જે પ્રારબ્ધવશાત્ પ્રાપ્ત થાય તેમાં સંતોષ માની ધૈર્ય તજવું નહિ, અને આ બધું થવા માટે સર્વદા શાસ્ત્ર, સુવિચાર અને તજ્જન્ય પરમજ્ઞાન ઉપર શ્રદ્ધા રાખ્યાં જવી. આ કહ્યા પછી સર્વદા હારી ન જતાં આનંદથી જ રહેવાનું મારા અનુભવે જે સબળ કારણ બતાવ્યું છે તે કહ્યું છે કે પુરુષને હાથ કાંઈ નથી, હરિ, પ્રારબ્ધ કરે છે તે જ થાય છે, માટે શોકનો સર્વથા અવકાશ નથી—માટે જ સદા બ્રહ્માનંદ —આનંદ! અહો એ, જો મને ન મળ્યો હોત, તો આજ આ લખનાર કોઈ ન હોત!!"[1] આમ, પ્રારબ્ધ પર પૂર્ણ શ્રદ્ધા રાખી હિંમતપૂર્વક પુરુષાર્થ કર્યા કરવો એ મણિલાલનો દૃઢ સંકલ્પ હતો. ગમે તેવા દુઃખના વખતમાં પણ આનંદમાં રહેવાનો પ્રયત્ન તેમણે સતત કર્યો હતો. તેમનો ખરો આનંદ ધર્મવિચાર અને તદનુષંગી લેખનકાર્યમાં રહેલો હતો.

મણિલાલના મનમાં 'સુધારા'ની સામે લખવાની ઇચ્છા થઈ આવી હતી એ આપણે આગળ જોયું. આ ઇચ્છાને અમલમાં મૂકવા સારુ તેમણે બે પુસ્તકો લખવાની યોજના કરી હતી- (૧) આર્ય-ધર્મના 'આચારભાગ'નો જેનાથી ખુલાસો થાય તેવું અને (૨)

૧. અગ્રગટ આ ૯, પૃ. ૧૧૦ મણિલાલના આ હદ્દગારોવાળા તેમના આત્મવૃત્તાંતના આ ભાગની છબી સામે મૂકી છે

દુનિયાના સર્વ ધર્મોનું આર્ય ધર્મ સાથે તુલના દ્વારા અદ્વૈત સિદ્ધાંત પ્રતિપાદિત કરી બતાવે તેવું 'વિચારભાગ'નું પુસ્તક આ યોજનાનું સાર લખાયેલું પહેલું પુસ્તક તે 'પ્રાણવિનિમય' અને બીજું તે 'સિદ્ધાંતસાર' તા ૨-૮-૧૮૮૮ ના રોજ[૨] તેમણે 'પ્રાણવિનિમય' લખવાનો આરંભ કર્યો અને તા ૭-૯-૧૮૮૮[૩]ના રોજ તે પૂરું કર્યું ત્રણ માસ પછી (૧૮૮૮ના ડિસેમ્બરમાં)[૪] એ પુસ્તક બહાર પડ્યું તે દરમ્યાન 'સિદ્ધાંતસાર' લખવાની તૈયારી ચાલતી હતી 'સિદ્ધાંતસાર' લખવાની શરૂઆત તેઓ નવરાત્રિની દ્વિતીયાને દિવસે[૫] (એટલે કે તા ૫-૧૦-૧૮૮૮ના રોજ) કરે છે ને ૫-૭ દિવસમાં બે પ્રકરણ લખી નાખે છે પછી શારીરિક શક્તિને અભાવે લખવાનું બંધ રાખવું પડે છે પણ તેમના ચિત્તમાં પોતાની ઇષ્ટ સત્કાર્ય-પ્રવૃત્તિના વાહનરૂપ આ ગ્રંથોનું સતત મનન થયા કરે છે 'જાણે એક ભૂત વળગ્યું હોય તેમ રાતે પણ સ્વપ્નાં એનાં જ આવે છે' તેમજ 'શરીરમાં શક્તિ નથી બાકી એ લખી કાઢવું તે કામ તો ૧ માસ કરતાં વધારે વખતનું નથી'[૬] એ ઉદ્ગારો 'સિદ્ધાંતસાર'ની રચના પાછળ રહેલી તેના લેખકની નિષ્ઠા, ધગશ અને લેખનશક્તિ પર સારો પ્રકાશ પાડે છે ૧૮૮૮ના નવેમ્બરમાં તેઓ વૈદ્યની દવા સારુ મુંબઈ આવે છે 'સિદ્ધાંતસાર'ને અંગે જોઈતાં પુસ્તકો ત્યાંથી તેમને મળી રહે છે 'સિદ્ધાંતસાર' લખાતો જાય છે તેમ છપાતો જાય છે તેનાં ૭ પ્રકરણો લખાયાં, 'તેની વચમાં જ અદ્વૈત વેદાંતને અંગ્રેજી સાથ સને મુકાબલે નાખી ગ્રંથ રચવાનો' વિચાર તેમને સ્ફુરે છે 'રાજયોગ'ની પ્રથમાવૃત્તિ ખલાસ થઈ ગઈ હોવાથી તેની બીજી

---

૨ અપ્રગટ આ વૃ. પૃ ૧૧૪ તા ૨ ૮ ૮૮ની નોંધ
૩ એજન પૃ ૧૧૭ તા ૨૪-૯-૮૮ની નોંધ
૪ એજન પૃ ૧૨૦ તા ૩ ૧-૮૯ની નોંધ
૫ એજન, પૃ ૧૧૮ તા ૪ ૧૧ ૮૮ની નોંધ
૬ એજન, પૃ ૧૧૮-૧૧૯ તા ૪ ૧૧-૮૮ની નોંધ

આવૃત્તિ છપાવવાનો ખ્યાલ પણ તેમના મનમા આ વખતે હોય છે, પણ તેમા 'બહુ ફેરફારની અપેક્ષા' જણાવાથી તત્કાળ એ ખ્યાલ પડતો મૂકીને 'આ નવુ પુસ્તક બનાવવાનો સંકલ્પ દૃઢ' કરે છે. પરિણામે, 'આશરે પંદરેક દિવસની અંદર ૧૦૦ અર્ધા શીટનુ' પુસ્તક તૈયાર થઈ જાય છે તેનુ નામ 'Monism or Advaitism?' રાખીને તેઓ એને છપાવવાનો પ્રબંધ કરે છે[૭]

નાદુરસ્ત તબિયતને કારણે મણિલાલને 'પ્રિયંવદા' માસિક બે માસ (ઑગસ્ટ, સપ્ટેમ્બર ૧૮૮૮) બંધ રાખવુ પડ્યુ હતુ તેને તેઓ ઑક્ટોબરમા પૂર્વવત્ ચાલુ કરે છે 'પ્રિયંવદા' માટે આ અરસામા તેઓ 'ગીતા'નુ ભાષાંતર અને ભાષ્ય,[૮] 'ગુલાબસિંહ'[૯] તથા 'સદ્વૃત્તિ'[૧૦] વિષયક લેખમાળા અને ગ્રંથાવલોકન વગેરે પરચૂરણ લેખો લખતા હતા

મણિલાલના આ પ્રકારના લખાણો ગુજરાતી જનસમાજને હવે સારી પેઠે રુચિકર થતા જાય છે આખા ગુજરાતમાથી તેમના ઉપર તેમના ધર્મવિચારની પ્રશંસા કરતા પત્રો આવે છે અનેક માણસો જાતે મળવા આવે છે ઘણાક એમને પોતાના ગુરુરૂપે માનવા લાગે

૭ એજન, પૃ ૧૨૦–૧૨૧ તા ૩ ૧–૮૯ની નોંધ

૮ ગીતાનું ભાષાંતર 'પ્રિયંવદા'મા પુ ૩, અ ૧ (૧૮૮૭, ઑગસ્ટથી)થી પ્રગટ થવુ શરૂ થયુ હતુ ને 'સુદર્શન' પુ ૮, અ ૧૨ (સપ્ટેમ્બર ૧૮૯૩) સુધીમા પૂરેપૂરુ છપાઈ રહ્યુ હતુ

૯ 'ગુલાબસિંહ' 'પ્રિયંવદા' પુ ૧, અ ૧ (૧૮૮૫ ઑગસ્ટ)થી શરૂ થઈ 'સુદર્શન' પુ ૧૦, અ ૧ (૧૮૯૪ ઑક્ટોબર)મા પૂરો થયો હતો.

૧૦ અંગ્રેજ લેખક સ્માઈલ્સકૃત 'કૅરૅક્ટર' નામના ગ્રંથના અનુવાદરૂપે મણિલાલે આ લેખમાળા 'પ્રિયંવદા' પુ ૩ અંક ૧ (૧૮૮૭, ઑગસ્ટ)થી શરૂ કરી હતી, અને 'સુદર્શન' પુ ૭ અ ૧૨ (૧૮૯૨ સપ્ટેંબર)મા પૂરી કરી હતી 'પ્રિયંવદા'માના ૧૪ હપ્તામા આ લેખમાળાનુ નામ મણિલાલે 'સદ્વૃત્તિ' રાખ્યુ હતુ 'સુદર્શન'મા 'ચારિત્ર' નામે એ લેખમાળા આગળ ચાલેલી પુસ્તકાકારે પણ તે 'ચારિત્ર' નામથી જ પ્રસિદ્ધ છે.

છે 'સુધારાવાળા'માના પણ જિજ્ઞાસુ હોય તે તેમને પૂછે છે કે તેમના પુસ્તક વાચે છે, 'ને એકદરે સુધારાનો પ્રવાહ અટકતો આવે છે' આ અરસામા તેઓ પેટલાદ પાસે આવેલ આશાપુરી માતાએ નાના દીકરાના વાળ ઉતારવા જાય છે ત્યા લોકો 'અપૂર્વ ભાવથી' તેમનો સત્કાર કરીને 'ધર્મજિજ્ઞાસા' બતાવે છે આમ, જોતજોતામા આ ત્રીસ વર્ષના જુવાનની ખ્યાતિ સમર્થ લેખક અને ધર્મચિતક તરીકે ગુજરાતભરમા ફેલાય છે, એટલુ જ નહિ છેક પૂના સુધી પણ પહોંચે છે એમ 'પૂનેથી કોઈ દક્ષણી મારો જ ભક્ત જ થઈ મને મળી ગયો' એવા તેમના ઉદ્ગારો પરથી સમજાય છે એક 'વડોદરાનો દક્ષણી' 'પ્રેમજીવન'માના કાવ્યો વાચીને 'આનદમા આવી' મણિલાલનુ જ 'સ્મરણ કરે છે 'રાજયોગ' નામના ગ્રથે તથા વિયેના ઓરિયેન્ટલ જર્નલમા પ્રસિદ્ધ થયેલ અદ્વૈત સબધી લેખે તેમને યુરોપ-અમેરિકામા પણ પ્રસિદ્ધિ અપાવી હતી આમ, 'ગુજરાતમા તો સારી પેઠે, બલ્કે હિન્દુસ્તાનમા પણ ઠીક રીતે, અને છેક યુરોપ-અમેરિકામા પણ આશાજનક રીતે' મણિલાલનુ નામ આ અરસામા 'જાણમા આવે' છે ૧૧

આર્ય ધર્મની ઉન્નતિ સાધવા તેમજ લોકોની ધર્માભિરુચિ કેળવવા માટે પોતે ઉઠાવેલો શ્રમ સફળ થવાના ચિહ્નો જોઈને તેઓ સતોષ અનુભવે છે અને પોતે ઉપાડેલા ધર્મકાર્ય પરત્વે ભેવડો ઉત્સાહ વ્યક્ત કરતા કહે છે

"મારો દેહ પડો, મને ગમે તે થાઓ, પણ મે જે ભગીરથ પ્રયત્ન મારા આર્ય ધર્મના ઉદ્ધારાર્થે આદર્યો છે તે કાઈ પણ બીજ રૂપે જમીનમા ચોટે તો કૃતાર્થતા છે"૧૨

સાથે સાથે તેઓ આજ પર્યંત કરેલા કાર્યનો હિસાબ કાઢીને ભાવી ઉદ્યમની રૂપરેખા નીચે પ્રમાણે દોરે છે

૧૧ અપ્રગટ આ વૃ, પૃ ૧૧૯ તા ૪-૧૧-૮૮ ની નોધ
૧૨ એજન, પૃ ૧૧૮ તા ૪-૧૧-૮૮ ની નોધ

"પ્રાણવિનિમય ઘણો, સિદ્ધાંતસાર થાય છે ને પછી ગીતા પુરી કરી નાખીશ, ને પછી એ નાનુ પુસ્તક ધર્માચારના નિયમો કેમ પાળવા તે જણાવવા એ ત્રણેને આધારે તથા આપણા તંત્ર મંત્ર આદિ શાસ્ત્રના આધારે, હાલની સાયંસ સાથે સરખાવીને હુ નાના લખીશ ગુજરાતી વર્ગને આવી રીતે પ્રેરીશ, પણ આખા હિન્દુસ્તાનને તથા યુરોપ અમેરિકાને પણ મારા વિચાર દર્શાવવા સમર્થ થઈશ—Monism or Advaitism એ ગ્રંથ દ્વારા આ બધુ થયા પછી ગુજરાતમા ધર્મવ્યવસ્થા માટે મંડળીઓ સ્થાપવા મથીશ ને તે પછી એટલે આજથી લગભગ ૫-૧૦ વર્ષ—નોકરીચાકરી મુકી દઈ એક આશ્રમ સ્થાપવાની વ્યવસ્થાને માટે દ્રવ્ય ભેગુ કરવા મથીશ તે આશ્રમમા એક લાઈબ્રેરી તમામ પ્રકારના પુસ્તકની રાખવી, તેમા જેને રહેવુ હોય તે નિરંતર રહે પણ શરત એવી કે દાખલ થતા વારે કઈ દ્રવ્ય આપે સંસારમા ફરી જાય નહિ ને આત્મોન્નતિ સાધતા ધર્માદિ સબંધી ગ્રંથને રચવા પણ બંધાય એ લોક તે કહેવી ધર્મસભાના પ્રથમ વર્ગમા ગણાય એથી બીજા જે કેટલાક માસ આશ્રમમા રહે, ને બીજે વખત સંસારમા રહે તથા ઉપદેશાદિ કામ કરે તે બીજા વર્ગમા, જે માત્ર ઉપદેશાદિ ગ્રહણ કરી કેવળ સંસારી રહી મંડળમા ભાગ લે તે ત્રીજા વર્ગમા આગ મનમા જે વિચાર છે તે આવો છે એને સફળ કરનાર તો ઈશ્વર છે"[13]

ધર્મપ્રચાર અર્થે મણિલાલે ઘડી કાઢેલી આ યોજના ધ્યાનપાત્ર છે માંદગી દરમ્યાન તેમણે આ યોજના વિચારી હતી તે ખરુ, પણ તેથી તે યોજના રોગી માણસના નિર્બળ મનનો તરંગ માત્ર હતો એમ રખે કોઈ માને તે યોજના એટલે લાંબા મનનને અંતે મણિલાલની પરમપ્રિય ધર્મભાવનાએ તેમના ચિત્તમા ધારણ કરેલુ યોગ્ય વ્યવહારક્ષમ સ્વરૂપ આને વિશે તેઓ પોતે ખુલાસો કરે છે તે ખરું અગત્યનો છે તેઓ કહે છે

---

૧૩ અપ્રગટ આ વૃ પૃ ૧૨૧-૧૨૨ તા ૩-૧-૯૭ની નોંધ

"મારા મંદવાડને લીધે આ એક ચકર મારા મગજને આવેલું છે એમ વાચનારને કદાપિ લાગશે પણ તેમ ન સમજવું. મારી બુદ્ધિ ને મારૂં મગજ બન્ને ઠેકાણે છે બલ્કે વધારે પ્રદીપ્ત છે. લોકમાં પણ એ જ આશ્ચર્યકારક થઈ પડ્યું છે કે અન્નપાણી વિના પડી રહે છે, ઊભા થવા જેટલી પણ શક્તિ નથી, રોગ છેક તાળવામાં છે, છતાં માથું ચોખ્ખું છે ને લખવાનું કામ કરી પોતે જીવ્યા કરે છે એ શું? આ પ્રશ્નનો ઉત્તર કાંઈક આપું. માગમાં ધર્મવાસના થયેલી છે તેણે મને બહુ ભણાવ્યુ છે. પરબ્રહ્મ રૂપ અનાદિ વિશ્વ ઉપર મારી દઢ આસ્તા છે, હું તેરૂપ જ છુ, અનંત શ્રેણીનો એક અંકોડો છુ, ને મને મારા સહજરૂપે જે થનાર હશે તે થશે એમાં મારે કષ્ટ પામવાની જરૂર નથી, એવો મને દઢ નિશ્ચય થયો છે. વળી કાંઈક યોગાભ્યાસે પણ મને મદદ કરી છે. શરીરમાં સૂર્યચંદ્રની ગતિને યથાર્થ નિયમવા પર મારો શ્રમ છે, ને તે બહુ રીતે સફલ છે કેમ કે મારૂં મન ઠેકાણે છે, એટલે પ્રાણ યથાર્થ જ પ્રવર્તે છે–હાલ મરણ બહુ દૂર છે એમ તે ઉપરથી હું સમજી શકું છુ ને પ્રવૃત્તિમાં નિમગ્ન રહી શકું છું, આનંદ પામુ છુ. વળી રોગથી સ્થૂલ દેહ નરમ પડી ગયો છે, ભોજનમાં પણ કેવલ દુધનો જ આહાર છે. આ બે કારણથી લિંગદેહ–બુદ્ધિ આત્મા–વધારે કે બહુ જ તીક્ષ્ણ રીતે જાગ્રત છે. આ ત્રણે કારણોથી મને મારા રોગનું ભાન રહેતું નથી. કેવલ મારા મનોરાજ્ય ને તે સાધવા માટે વાચન તથા લેખન–તેમાં જ નિમગ્ન રહેવાય છે. મને વ્યાધિ છે એ વાત જ મને યાદ આવતી નથી. જોકે લોકો તો મારો રોગ જોઈ ને જ પ્રત્યક્ષ રોઈ પડે છે ને બહુ ખેદિત થાય છે. હું જીવું છુ એ જ એક ચમત્કાર છે. પણ મારે મતે તે તેમ નથી. ઇચ્છા, ઇચ્છા ને ઇચ્છા. તથા તત્ત્વનિર્ણયરૂપ જ્ઞાનથી થયેલો દઢ સંકલ્પ એ જ સર્વનું નિદાન છે."[૧૪]

મણિલાલના અલ્પ આયુષ સાથે તેમના બહુવિધ જીવનકાર્યનો

૧૪. અપ્રગટ આ. ૨, પૃ. ૧૨૨-૧૨૩ : તા. ૩-૧-૯૮ની નોંધ.

વિચાર કરનારને આ પૃથક્કરણ અવાસ્તવિક નહિ લાગે એમાથી ગભીર મદવાડમા પણ સતત પ્રવૃત્તિપરાયણ રહેતા મણિલાલના ચિત્તની શક્તિ અને સ્થિતિનો યથાર્થ ખ્યાલ મળે છે પોતાને દુખથી અલિપ્ત રાખનારા કારણો રૂપે, તેમણે સ્વરોદયશાસ્ત્રનો આધાર લઈને, ધર્મવાસના યોગાભ્યાસ અને નિરહેતી જાગૃતિ એ ત્રણેને ગણાવ્યા છે. શરીરની ગમે તેવી વિષમ સ્થિતિમા પણ લેખન-વાચનમા નિમગ્ન રહેવાની એકાગ્રતા, મનોબળ અને જ્ઞાનને બળે પ્રાપ્ત કરેલી સ્વસ્થતા તેમની સ્વાધ્યાય-પ્રવૃત્તિના એકધારા સગીન વિકાસનો ખુલાસો કરે છે

આમ, 'ગુજરાતમા ધર્મવ્યવસ્થા સારુ મણિલાલે ઘડી કાઢેલી યોજના સુચિંતિત હતી એ તો સ્પષ્ટ જ છે ટૂકુ આયુષ લાબી માદગી અને વિપરીત સજોગોને લીધે, આ સુચિંતિત યોજનાના મહત્ત્વના અગરૂપે પોતે કોઈ આશ્રમ કે મડળીઓ સ્થાપવાનુ કામ તેના ઘડનારથી બની શક્યુ નહિ તોપણ એ યોજના અગે ગ્રથલેખનનો પોતાને માટે નક્કી કરેલો ક્રમ તેમણે અવશ્ય પાળ્યો હતો ઈ સ ૧૮૮૮ના માર્ચની ૩૧ મી તારીખે 'સિદ્ધાતસાર' પૂરો લખાઈ રહે છે એ જ વખતે 'મોનીઝમ ઑર અદ્વૈતીઝમ' એ ગ્રથ છપાઈને બહાર પડે છે પછી બે મહિનામા 'સિદ્ધાતસાર' પ્રસિદ્ધ થાય છે સ્ટોકહોમ ખાતે ભરાનારી આઠમી ઓરિયેન્ટલ કોંગ્રેસમા હાજરી આપવાનુ નિમત્રણ તેમને આ અરસામા મળે છે ધન અને તદુરસ્તીને અભાવે તેમનાથી જવાનુ તો અસભવિત હતુ પરતુ 'સિ૦ સા૦', 'મોનીઝમ ઑર અદ્વૈતીઝમ' અને 'પુરાણાર્થપ્રકાશ' વિશે તેમણે લખેલો અગ્રેજી નિબધ[૧૫] તેઓ કોંગ્રેસના કાર્યવાહકો

૧૫ આ લેખમા પોતે મેક્સમૂલરના મતનુ ખડન કર્યુ હોવાથી તેને દાબી દેવામા આવ્યો હતો એમ સ્ટોકહોમથી પાછા ફરેલા મિત્રો પાસેથી પોતાને જાણવા મળ્યુ હતુ તેમ મણિલાલ નોંધે છે પાછળથી લડનના 'લ્યુસિફર' પત્રમા એ લેખ પ્રસિદ્ધ થયો હતો

પર મોકલે છે 'મોનીઝમ ઓર અદ્વૈતીઝમ' ગ્રંથે તેમને યુરોપ-અમેરિકામા સારી ખ્યાતિ અપાવી ડૉ મ્યુલર, હર્બર્ટ સ્પેન્સર, એડવર્ડ ટાઈનર, ડૉ રોસ્ટ, વિલિયમ હન્ટર વગેરે વિદ્વાનોના 'ઉચ્ચ અભિનન્દનપત્રો' આને અંગે તેમના પર આવ્યા હતા [૧૬]

આ અરસામા મણિલાલની વિદ્વત્તાથી આકર્ષાઈને વિવિધ વ્યક્તિઓ અને સસ્થાઓ તેમને જુદા જુદા વિષય પર લેખો અને ગ્રંથો તૈયાર કરવાનુ કામ સોંપવા લાગે છે ડૉ મ્યુલ્લર 'વિયેના જર્નલ' માટે 'સ્યાદ્વાદ' વિશે તેમની પાસે લેખ માગે છે મુંબઈની તાત્યા તેમને થિયોસોફિકલ સોસાયટી તરફથી પાતજલ યોગસૂત્રનુ ભાષાતર સુધારવાનુ કામ સોંપે છે વડોદરા રાજ્યના વિદ્યાધિકારી તરફથી કન્યાશાળાઓ માટે ધર્મ, નીતિ અને સસારવિષયક સામગ્રી પાઠોની વાચનાની તૈયાર કરવાનુ કામ પણ આ જ અરસામા મળે છે 'નવદશ વર્ષથી જે વિચારો, ધર્મ તથા સસાર પરત્વે મારા મનમા રમી રહ્યા છે તેને અમલમા મુકવાનો વખત હરિએ આપ્યો છે'[૧૭] એમ માનીને તેઓ આ કામ આનદપૂર્વક સ્વીકારે છે થોડા વખતમા જ (ઈ સ ૧૮૯૦ના આરભમા) ધર્મ, નીતિ અને વ્યવહારની સમજ આપતા ૬૦ પાઠોની એક યોજના તૈયાર કરીને તેઓ વડોદરા રાજ્યના વિદ્યાધિકારીને મોકલે છે નીતિનો વિષય 'સદ્વૃત્તિ' નામના પોતાના તૈયાર થતા ગ્રથમાથી લેવાનુ નક્કી કરે છે 'ધર્મનો વિષય સરલ અને સ્પષ્ટ સમજાય તેવી ભાષા અને દૃષ્ટાન્તની રૂપમા સારો પ્રતિપાદિત થવા લાગ્યો' એટલે શાળામા ભણતા છોકરા-છોકરી તેમજ મોટા માણસોને ધર્મશિક્ષણ આપવાના ઉદ્દેશથી તેનુ એક જુદુ પુસ્તક 'આપણો ધર્મ'[૧૮] એ નામથી પ્રસિદ્ધ કરવાનો સકલ્પ તેઓ

૧૬ આત્મવૃત્તાન્ત પૃ ૧૨૬ તા ૪ ૧૦-૮૯ની નોંધ

૧૭ એજન પૃ ૧૨૪ તા ૧-૪-૮૯ની નોંધ

૧૮ એજન, પૃ ૧૪૦ તા ૬-૨ ૯૦ની નોંધ શ્રી આનંદશંકર ધ્રુવ પોતાના ધર્મવિષયક લેખોના સગ્રહનુ નામ મણિલાલની આ યોજનાથી પ્રેરાઈને

વ્યક્ત કરે છે પણ તેમ કરવાની રજા વડોદરા રાજ્યના વિદ્યાધિકારી તરફથી મળતી નથી એટલે એ વાત પડતી મુકાય છે વળી મણિલાલે પસદ કરેલા ૬૦ પાઠો વિશે તેમની અને વડોદરા રાજ્યના વિદ્યાધિકારી હરગોવિદદાસ કાટાવાળા વચ્ચે મતભેદ જાગે છે તેથી મણિલાલ પોતાનુ લખાણ પાછુ મગાવી લે છે દી બ મણિભાઈ જશભાઈના આગ્રહથી તેઓ થોડાક સુધારાવધારા કરીને એ પાઠો ફરીથી વડોદરે મોકલે છે વળી પાછો પસદગી અગે મતભેદ ઊભો થાય છે અને હરગોવિદદાસ તેમા ફરી સુધારો કરવાનુ સૂચન કરે છે મણિલાલને એ સુધારા ગ્રાહ્ય થતા નથી એટલે એ ચિઠ્ઠાઈને બધુ પાછુ લઈ લે છે અને એ પુસ્તકને સ્વતત્રપણે છપાવવાની વ્યવસ્થા કરે છે ઈ સ ૧૮૯૦મા 'બાળવિલાસ' એ નામથી તે પુસ્તક છપાઈને બહાર પડે છે તેમાથી ધર્મ વિશેના પાઠો જુદા તારવીને 'પરમાર્થદર્શન' નામની પુસ્તિકા છપાવીને મફત વહેચવાનો ઇરાદો તેઓ એ વખતે વ્યક્ત કરે છે[૧૯] ૧૮૯૩ ના જુલાઈમા એ પુસ્તિકા પણ પ્રગટ થાય છે

ઈ સ ૧૮૮૦ના જાન્યુઆરિ–ફેબ્રુઆરિ દરમિયાન પાતજલ યોગસૂત્રનુ અગ્રેજી ભાષાતર તૈયાર થઈ જાય છે 'રાજયોગ'ની બીજી આવૃત્તિ સુધારાવધારા સાથે બહાર પડે છે લડનના 'લ્યુસીફર' પત્રની અદર આ બન્ને ગ્રથોના પ્રશસાયુક્ત અવલોકનો પ્રગટ થાય છે, તેને લીધે રૂ ૧૧૦] ની કિમતની 'રાજયોગ'ની નકલો તુરત પરદેશમા ખપી જાય છે[૨૦] ગોપાળદાસ તથા મનસુખ

ગણ્યુ હોય કેમ એ ચોક્કસ કહી શકાય નહિ શ્રી ધ્રુવના ગ્રથનુ નામ તેમાના પ્રથમ લેખ 'આપણો ધર્મ' પરથી પડેલુ છે તે લેખ એમણે ૧૮૮૭મા 'સુદર્શન' માટે લખ્યો હતો એ લેખના નામનુ સૂચન તેમણે મણિલાલ પાસેથી લીધુ હશે એમ માનવાને કોઈ ચોક્કસ પ્રમાણ મળતુ નથી

૧૯ આત્મવૃત્તાન્ત આ વૃ, પૃ ૧૬૯ તા ૬–૨–૯૩ની નોધ

૨૦ એજન પૃ ૧૬૦ તા ૧૧–૪–૯૧ની નોધ

રામની માગણીથી 'સત્યનક્તા'ની ચિત્રાવલિ માટે વૃત્તાંતો સુધારી આપવાનુ કામ પણ તેમને સ્વીકારવુ પડે છે[૨૧] એ ચિત્રાવલિમા મણિલાલની છબી તથા ટૂકી ચરિત્રરેખા પ્રસિદ્ધ થઈ હતી[૨૨]

ઈ ૧૮૯૦ના ઑક્ટોબરમા મણિલાલ 'પ્રિયવદા'ને 'સુદર્શન' નામ આપીને પોતાના ઉદ્બોધનના ક્ષેત્રને વિશાળ બનાવે છે પછી થોડે વખતે એક ખાનગી 'અધ્યાત્મ મડળ' સ્થાપવાનો વિચાર તેમને આવે છે તા ૧૧-૪-૯૧ની નોધમા આ અધ્યાત્મ મડળ વિશે સ્પષ્ટતા કરતા તેઓ કહે છે

"'અધ્યાત્મ મડળ' એ નામે એક સભા સ્થાપી છે તેમા બે વિભાગ રાખ્યા છે એક બાહ્ય તે તો 'થિયોસૉફિકલ સોસાઈટી' જેવો જ, પણ ગુજરાતીમા, અને બીજો તે કેવળ યોગાભ્યાસાદિ માટે, જેમા પ્રતિજ્ઞા ઉપર જ દાખલ કરી શકાય બન્ને મડળમા ગુરુ શિષ્ય કાઈ નહિ, અને સર્વ સમાન ઉભયમા ઘણાક ગૃહસ્થો દાખલ થાય છે"[૨૩]

મણિલાલ 'અધ્યાત્મ મડળ' અગે 'સુદર્શન'મા 'પ્રશ્નોત્તર' ચલાવે છે અને અનેક જિજ્ઞાસુઓના મનનુ સમાધાન કરીને તેમને પોતાના તરફ આકર્ષે છે 'સુદર્શન' તથા 'અધ્યાત્મ મડળ'ની પ્રવૃત્તિ એક તરફ તેમના વિચારોને ગુજરાતમા સારી પેઠે ફેલાવે છે, તો બીજી તરફ એ પ્રવૃત્તિ સુધારક વર્ગ સામે વ્યવસ્થિત મોરચો પણ માડે છે મણિલાલ આને અગે આત્મવિશ્વાસપૂર્વક કહે છે

"ગુજરાતમા મારા વિચારોનુ બળ ઠીક જામ્યુ છે સુધારાવાળા ગભરાયા છે તેમણે મારી વિરુદ્ધ બહુ લડાઈઓ આજકાલ યોજી છે, તે સુદર્શન તથા બીજા પત્રો દ્વારા સુવ્યક્ત છે મારે દ્વેષ નથી, આગ્રહ નથી, સત્ય છે તે કહુ છુ તેમા તે લોક તો કેવળ

૨૧ અપ્રગટ આ વૃ, પૃ ૧૨૪ તા ૨-૬-૯૧ની નોધ

૨૨ જુઓ પરિશિષ્ટ—૧

૨૩ અપ્રગટ આ વૃ, પૃ ૧૬૦-૬૧ તા ૧૧-૪-૯૧ની નોધ

મારા ક્ષુદ્ર શરીરના દ્વેષે કરી લડે છે, તો ભલે, તેમને પણ તેમનું કર્મ કદિ સત્ય બતાવે તો સારૂં."૨૪

૧૮૯૦ના ડિસેંબર સુધીમાં વડોદરા રાજ્ય તરફથી મળેલ કામ પૈકી 'દ્વયાશ્રમ', 'ગોરક્ષશતક' અને 'ભોજપ્રબંધ'નું સંપાદન–ભાષાંતર થઈ જાય છે. ૧૮૯૧ના એપ્રિલ સુધીમાં 'ષડ્દર્શનસમુચ્ચય' પૂરું થઈ જાય છે. તેના રૂ. ૧૬૦૦) તેમને મળે છે. ગુ. વ. સો. માટે 'ડિડક્ટીવ લૉજિક' પણ તેઓ આ અરસામાં લખવું શરૂ કરે છે.૨૫

બરાબર આ જ અરસામાં તેમને 'ઇન્ડિયન એકેડેમી' નામનું એક અંગ્રેજી ત્રૈમાસિક પત્ર કેવળ તત્ત્વજ્ઞાનની ચર્ચા માટે કાઢવાની ઇચ્છા થાય છે. તે માટે તેઓ દેશી તેમજ વિદેશી મિત્રોની સલાહ માગે છે, અને ૩૦૦ ગ્રાહકો થાય તો એ પત્ર શરૂ કરવાનો નિશ્ચય પણ કરે છે.૨૬ પરંતુ અમેરિકાની થિયોસોફિકલ સોસાયટીના ઓરિયેન્ટલ ડિપાર્ટમેન્ટવાળી યોજનાનો, તેમણે સ્વીકાર કરેલો હોવાથી સમય ઘણો જ ઓછો મળે છે, એટલે 'ઇન્ડિયન એકેડેમી' પત્રનો વિચાર અમલમાં મૂકી શકાતો નથી. 'ડિડક્ટીવ લૉજિક' પણ અધૂરું રહે છે. ૧૮૯૧ના એપ્રિલ–ઑક્ટોબર દરમ્યાન 'માંડુક્યોપનિષદ્'નું અંગ્રેજી ભાષાંતર–સંપાદન પૂરું તૈયાર કરીને તેઓ લંડન મોકલે છે.૨૭ ૧૮૯૨ના જૂન માસમાં અમેરિકાની થિયોસોફિકલ સોસાયટી તરફથી સોંપાયેલું કામ બંધ થાય છે. પણ તે પહેલાં ડૉ. લિટનર 'એશિયાટિક ક્વાર્ટર્લી' શરૂ કરે છે. તે મણિલાલને લેખ લખી મોકલવાનું નોતરું આપે છે.૨૮

---

૨૪. અપ્રગટ આ. વૃ., પૃ. ૧૫૫ : તા. ૨૩–૧૨–૯૦ની નોંધ.
૨૫. એજન, પૃ. ૧૫૬ : તા. ૨૩–૧૨–૯૦ની નોંધ.
૨૬. એજન, પૃ. ૧૬૦ : તા. ૧૧–૪–૯૧ની નોંધ.
૨૭. એજન, પૃ. ૧૬૨ : તા. ૧૧–૪–૯૧ની નોંધ.
૨૮. એજન, પૃ. ૧૬૪ : તા. ૧૦–૪–૯૨ની નોંધ.

વડોદરા રાજ્ય તરફથી સોંપાયેલા કામો પૈકી 'સમાધિશતક' 'અનુભવપ્રદીપિકા', 'તર્કભાષા', 'બુદ્ધિસાગર' અને 'શ્રુતિસારસમુદ્ધરણ' એ પાંચ ગ્રંથો વળી તેઓ તા ૪-૧૦-૯૧ સુધીમાં તૈયાર કરે છે.[૨૮]

'વસ્તુપાલ તેજપાલ' તથા 'વિક્રમચરિત્ર'ના ભાષાંતરોનું કામ આ અરસામાં શરૂ થાય છે કચ્છ રાજ્ય માટે વ્હેટલીકૃત 'રહેટરિક્સ' અને ઇન્ડક્ટીવ લૉજિક' એ બે ગ્રંથો તૈયાર કરવાનો નિર્ણય લેવામાં આવે છે તેઓ ગ્લૅડ્સ્ટનકૃત 'લેકચર'નું ગુજરાતી ભાષાંતર મિત્ર ગોપાળદાસની સહાયથી કરે છે, જે પછીથી 'સલિલ સુવાક્ય' એ નામથી દેસાઈ હરિદાસ વિહારીદાસના કુટુંબ તરફથી બહાર પડે છે.

વળી, આ જ અરસામાં તેમને સરકાર તરફથી 'બૉમ્બે સંસ્કૃત સિરીઝ' માટે 'સ્યાદ્વાદમંજરી'ના સંપાદનનું કામ સોંપવામાં આવે છે.[૩૦] લંડનની અંદર ઑરિયેન્ટલ કોંગ્રેસ ભરાય છે ત્યાં જૈન દર્શન ઉપર તેઓ એક અભ્યાસપૂર્ણ લેખ મોકલે છે તેને ઉચ્ચ ગુણવત્તાનું પ્રમાણપત્ર (Certificate of merit) મળે છે.[૩૧] વળી પ્રો ગજ્જરની 'જ્ઞાનમંજૂષા' ગ્રંથમાળા માટે તેઓ આ અરસામાં માનસશાસ્ત્ર વિશે 'ચેતનશાસ્ત્ર' નામે પુસ્તક લખવા માંડે છે.[૩૨]

---

૨૮ અપ્રગટ આ ૧, પૃ ૧૬૨ તા ૧૧-૪-૯૧ની નોંધ આ પુસ્તકોના ભાષાંતર વિશે વડોદરા રાજ્યની એજ્યુ કમીટીએ સારો અભિપ્રાય નહિ આપેલો તેના જવાબરૂપે મણિલાલે વડોદરાના નાયબ દીવાનને ઓગસ્ટમાં પત્ર લખ્યો હતો તેને માટે જુઓ 'મણિલાલ નભુભાઈ સાહિત્યસાધના,' પરિશિષ્ટ-૪ પૃ૦ ૬૭૨

૩૦ અપ્રગટ આ ૧, પૃ ૧૬૩ તા ૧૦-૪-૯૨ની નોંધ

૩૧ એજન, પૃ ૧૬૩ તા ૪-૧૦-૯૧ની નોંધ

૩૨ એજન, પૃ ૧૬૪ તા ૧૦-૪-૯૨ની નોંધ

મણિલાલને તા ૧૭-૯-૧૮૯૨ના રોજ પાટણના જૈન પુસ્તકભંડારો તપાસી તેની યાદી કરીને એક સૂચિપત્ર (catalogue) તેમજ અહેવાલ તૈયાર કરવાનુ કામ સોંપવામાં આવ્યુ હતુ એ કામને અંગે તેઓ નવેંબર ૧૮૯૨મા પાટણ ગયા જુલાઈ ૧૮૯૩ સુધીમા આ કામ પૂરુ કરીને તેઓએ યાદી તથા અહેવાલ વડોદરા મોકલી આપ્યો 'તેનો એક અંગ્રેજી રિપોર્ટ તૈયાર કરીને ખાનગી છપાવી વિલાયત વગેરે મોકલ્યો હોય તો વિદ્વાનોને બહુ લાભ થાય' એમ તેઓ નોંધ કરે છે[૩૩] પણ પછી તેમણે તે પ્રમાણે કર્યું હોય તેમ જણાતુ નથી

ઈ સ ૧૮૯૨મા તેઓ 'પ્રેમજીવન'ના જેવા બીજા ૧૧ કાવ્યો રચે છે વળી, તેમના ભાઈ તથા મોટા પુત્રને 'બાયડ'માં પરણાવવાથી નાનના મોટા તડમાથી તેઓ બહિષ્કૃત થયા હતા, તે ઉપરથી તેઓ સર્વ બ્રાહ્મણોની એકતા સમજાવતો એક લેખ 'ગુજરાતના બ્રાહ્મણો' નાની પુસ્તિકારૂપે ૧૮૯૩ના માર્ચમાં છપાવીને મફત વહેચે છે એ જ વર્ષના જુલાઈમા 'પ્રાણવિનિમય'ની બીજી આવૃત્તિ બહાર પડે છે

આ સાડા પાચ વર્ષના ગાળા દરમ્યાન મણિલાલનો લેખનક્રમ આ પ્રમાણે ચાલતો હતો વાચનમા પૂર્વ અને પશ્ચિમના તત્ત્વદર્શનના ગ્રથોનુ તેમજ 'થિયોસોફી' વિષયક ગ્રંથોનુ પરિશીલન સતત ચાલુ હતુ, જેમા કેન્ટના પુસ્તકો,[૩૪] તત્ત્વસબધી સસ્કૃત તેમજ અંગ્રેજી વાદગ્રથો,[૩૫] શોપનહોરકૃત 'વર્લ્ડ એઝ આઈડિયા ઍન્ડ

---

૩૩ અપ્રગટ આ વૃ, પૃ ૧૬૦ તા ૬-૨ ૮ ની નોંધ

૩૪ એજન, પૃ ૧૪૫ તા ૨૩-૧૨-૯૦ની નોંધ.

૩૫ એજન, પૃ ૧૬૧ તા ૧૧-૬-૯૧ની નોંધ

ચીલ'[૩૬] તથા મેડમ બ્લેવેટ્સ્કીકૃત 'સીક્રેટ ડૉક્ટ્રીન'[૩૭] ખાસ ઉલ્લેખપાત્ર ગણાય.

ઈ. સ. ૧૮૯૦,[૩૮] ૧૮૯૧[૩૯] તથા ૧૮૯૨[૪૦]ની પંજાબ યુનિવર્સિટીની બી. એ. તથા એમ. એ. ની પરીક્ષામાં સંસ્કૃતના પરીક્ષક તરીકે મણિલાલ નિમાયા હતા તે પણ સાથે સાથે નોંધી લેવું જોઈએ.

૧૮૮૯ની આસપાસમાં મુંબઈ ગુજરાતી નાટક મંડળી સ્થપાઈ હતી. તેણે 'કાન્તા' નાટક ભજવવાની જાહેરખબર કાઢી. પોતાની રજા લીધા વિના આમ નાટક ભજવવાનું જાહેર થયુ તેથી મણિલાલે ગોવર્ધનરામને એ નાટક મંડળીને કાયદેસર નોટિસ આપવા મુંબઈ લખ્યું. ગોવર્ધનરામે વચ્ચે પડીને નાટક મંડળી સાથે સમજૂતી કરવા પ્રયત્ન કર્યો. તેને પરિણામે નાટક કંપનીનો માણસ નડિયાદ આવીને મણિલાલને મુંબઈ તેડી ગયો. તેમને મુંબઈમાં "તેણે બહુ ખાનપાન આપ્યુ, ને અંતે રૂ. ૮૦) સુધીની એક હીરાની વીંટી" આપવા માંડી. તે "બીજું એક નાટક રૂ. ૪૦૦-૫૦૦ લઈ રચી આપવા વિનતિ કરવા લાગ્યો." મણિલાલે "ફક્ત ૮૦) રૂપૈયાથી હાથ ઉઠાવવા કરતાં મફત જવા દેવું વધારે આબરૂવાળું ધારી" એ હીરાની વીંટી ન સ્વીકારી અને કહ્યું : "આગળ ઉપર જેમ ઇચ્છા'

---

૩૬. આ ગ્રંથ મણિલાલને સ્ટર્ડી નામના થિયોસોફિસ્ટે લંડનથી બક્ષિસ મોકલ્યો હતો. (અપ્રગટ આ. વૃ., પૃ. ૧૬૪ : તા. ૧૦-૪-૯૨ની નોંધ.)

૩૭. આ ગ્રંથ વાંચીને મણિલાલ 'અહા! શો જ્ઞાનનો ને રહસ્યનો ભંડાર છે!' એમ અહોભાવયુક્ત ઉદ્ગારો કાઢે છે. (અપ્રગટ આ. વૃ, પૃ. ૧૨૪ : તા. ૧-૪-૮૯ની નોંધ.)

૩૮. એજન, પૃ. ૧૪૮ : તા. ૨૧-૨-૯૦ની નોંધ.

૩૯. એજન, પૃ. ૧૬૩ : તા. ૪-૧૦-૯૧ની નોંધ.

૪૦. એજન, પૃ. ૧૬૮ : તા. ૨૭ ૨-૯૨ની નોંધ.

હોય તેમ કરજો " તેમણે પછીથી 'નૃસિંહાવતાર' નાટક લખ્યુ તે આને અંગે જ ૪૧

ઈ સ ૧૮૯૩ના સપ્ટેમ્બરમા અમેરિકાના પાટનગર શીકાગો ખાતે વિશ્વધર્મ પરિષદ ભરાવાની છે અને મોટુ પ્રદર્શન પણ ભરાય છે એવા સમાચાર તેમને મળ્યા આ પરિષદની સલાહકારક સમિતિ (advisory council)મા તેમને ત્યાના કાર્યવાહકોએ નીમ્યા હતા આથી શીકાગો જવાની તેમને તીવ્ર ઇચ્છા થઈ આ વખતે સ્વધર્મપ્રચાર અર્થે તેમના હૃદયમા ઉત્સાહનો ઊભરો ચઢી આવ્યો હતો તે તેમના નીચેના ઉદ્ગારો પરથી સમજાશે :

"ત્યા શી રીતે જવાય ? exhibition જોવાય તે લાભ તો છે જ, પણ ધારો ન છતા એ લખીને સમજાવીને, ધર્મની પાર્લમેન્ટમા ધર્મ માટે કેટલુ કહી શકાય ? હિન્દુ ધર્મ એ નામે કેવી કેવી જુદી વાતો ક્રીશ્ચિઅનો ચલાવે છે, તેનો ખુલાસો થવાનો કેવો પ્રસગ ! વિલાયત જવામા કશુ પ્રાયશ્ચિત્ત નથી મદ્ય માસ ખાય તો પતિત ગણાય પ્રાયશ્ચિત્તાર્હ ન રહેવાય પણ તેટલુ સાચવીને જઈ આવવામા કશુ મહાપાતક થતુ નથી "

કોઈ ગજ્ય-રજવાડા તરફથી આર્થિક મદદ મેળવવા માટે મણિલાલ મન સુખરામને લખે છે, પણ આશાજનક જવાબ મળતો નથી આમ છતા તેઓ પરિષદ પર 'હિન્દુઈઝ્મ' વિષે એક લેખ લખી મોકલે છે અને પરિષદને વિશ્વધર્મના સિદ્ધાતો ઘડી કાઢવાનુ

૪૧ અપ્રગટ આ વૃ, પૃ ૧૨૭ તા ૪ ૧૦-૮૯ની નોધ તા ૨ ૧ ૧૮૮૭ના રોજ મણિલાલ વસિયતનામુ કરે છે તેમા પોતે મુબઇ ગુજરાતી નાટક મડળી માટે લખેલ બીજા નાટકનો ઉલ્લેખ છે એ નાટક આનદશકર અથવા મણિશકર ભટ્ટ પાસે સુધરાવવુ એવી સૂચના પણ તેમણે એમા કરેલી છે આ નાટક તે 'નૃસિંહાવતાર' એ નાટક ૧૮ મા મુબઇ ગુજરાતી નાટક મડળી તરફથી ભજવાયુ હતુ તાજેતરમા તે પુસ્તકાકારે પ્રસિદ્ધ થયેલુ છે

સૂચવે છે લેખ સાથે તેમણે પોતાની છબી તથા ટૂંકી જીવનરેખા પણ મોકલી આપી હતી[૪૨]

'હિંદુઇઝમ' વિશેનો લેખ ધર્મપરિષદના કાર્યવાહક અધ્યક્ષને એટલો બધો પસંદ પડે છે કે તે વિશે તેઓ મણિલાલને પ્રસન્નતાપૂર્વક બીજા દસ સવાલો પૂછે છે અને શીકાગો આવવાનું ભાવભર્યું આમંત્રણ પણ આપે છે. દસ પ્રશ્નોના ઉત્તર મોકલવા સાથે મણિલાલ તેમને જણાવે છે : તમે મને ત્યાં આવવાનું લખો છો પણ દ્રવ્યના અભાવે તે બને તેવું નથી. તરત પ્રત્યુત્તર મળે છે : 'જવા-આવવાનો ખર્ચ અને રહેવાનો ખર્ચ અમે આપીશું. તમે આવો.' પરંતુ સાથે માણસ લઈ જવો જોઈએ. હિન્દુ રીતે રહેતા વધારે ખર્ચ થાય અને પરચૂરણ ખર્ચ થાય તેને માટે દ્રવ્યની અપેક્ષા તો રહી જ. આને માટે મન સુખરામભાઈ તથા હરિદાસભાઈ 'અંતઃકરણપૂર્વક પ્રયાસ' કરે છે. મણિલાલના હૃદયમાં આશા પણ બંધાય છે. તા. ૩૧-૭-૯૩ની નોંધમાં તેઓ એનો આનંદ વ્યક્ત કરતા કહે છે : "તા. ૧૧મી કે ૧૮મી (ઑગસ્ટ)ની મેનમાં જવું એમ નિશ્ચય રાખ્યો છે. કેવો આનંદ! આપણા વેદાન્તના સિદ્ધાંતો આખી દુનીયા આગળ મુકવાનો કેવો સંધિ! પણ પૈસા-પૈસા-એ જ અડચણ નડે છે! અરે ભાવિ! પૈસા લાવ. ઉપજાવ આર્યભૂમિ! સમય જાય છે!"[૪૩]

દુર્ભાગ્યે સમય નિષ્ફળ વહી જાય છે અને આર્ય ધર્મના આ ઉત્સાહી 'મિશનરી'ની વિદેશીઓ સમક્ષ હિંદુ ધર્મનું ગૌરવ સ્થાપના સારુ પરદેશ જવાની મહેચ્છા મનમાં જ રહી જાય છે। મણિલાલનો લેખ 'હિન્દુઇઝમ' 'The World's Parliament of Religions'-માં સંગ્રહાયેલો છે. પાછળથી તેમણે મોકલેલા ૧૦ પ્રશ્નોના ઉત્તરો પણ એ જ ગ્રંથમાં 'Answers of Orthodox Hindu

૪૨ અપ્રગટ આ ૧, પૃ ૧૭૧ ૧૭૨ તા ૬ ૨-૯૩ની નોંધ
૪૩ એજન, પૃ ૧૭૭ તા ૩૧-૭ ૯૩ની નોંધ

ism to certain religious principles' એ મથાળા નીચે પ્રગટ થયેલા છે[૪૪]

આમ, બીજી વખત તક ઊભી થઈ છતાં મણિલાલ પરદેશ જઈ શક્યા નહિ પણ તેમની વિદ્વત્તાથી આકર્ષાઈને અમુક પરદેશીઓ તેમને મળવા નડિયાદ આવ્યા હતા ૧૮૯૨ના આરંભમાં લંડનથી સ્ટર્ડી નામનો થિયૉસૉફિસ્ટ હિન્દુસ્તાન આવેલો તે આ અરસામાં તેમને મળવા સારુ નડિયાદ આવ્યો હતો અને તેમની જોડે ત્રણ દિવસ રહ્યો હતો મણિલાલ તેને વિશે ઉદ્‌ગાર કાઢે છે 'અહા! શી તેની સાદાઈ અને શ્રદ્ધા! આજના શુદ્ધ બ્રાહ્મણ પણ તેવું નહી પાળતા હોય ' તે પછી થિયૉસૉફિકલ સોસાયટીના મુખ્ય મંત્રી મિ બર્ટ્રામ કીટલી પણ નડિયાદ આવીને ત્રણ દિવસ તેમની સાથે રહી ગયા હતા[૪૫]

૪૪ જુઓ 'The World's Parliament of Religions,' Vol I edited bp Rev John Henry Barrows D D, Part Third; પૃ ૩૧૯-૩૩૨ અને પૃ ૩૩૩ ૩૩૮ મણિલાલની છબી એ ગ્રંથના પૃ ૨૫ પર જોવા મળે છે

૪૫ આપ્રગટ આ વૃ, પૃ ૧૬૪ ૧૬૫ તા ૧૦-૪-૯૨ની નોંધ આ બે થિયૉસૉફિસ્ટની મુલાકાતના અનુસંધાનમાં આ જ અરસામાં (એપ્રિલ, ૧૮૯૨) સ્વામી વિવેકાનંદે લીધેલી નડિયાદની ઊડતી મુલાકાતનો ઉલ્લેખ અસ્થાને નહિ ગણાય સ્વામી વિવેકાનંદ નડિયાદથી વડોદરા જઈને તા ૨૬-૪ ૯૨ના રોજ નડિયાદના સુપ્રસિદ્ધ દેસાઈ હરિદાસ વિહારીદાસ પર પત્ર લખે છે તેમાં છેલ્લે 'P S' કરીને મણિલાલ સાથેની પોતાની મુલાકાતનો નીચે પ્રમાણે ઉલ્લેખ કરે છે

"At Nariad I met Mr Manilal Nabhubhai He is a very learned and pious gentleman and I enjoyed his company much"

પછી પૂનાથી દેસાઈજી પર લખેલા તા ૧૫-૬ ૯૨ના પત્રમાં વળી લખે છે 'Kindly send to Mr Nabhubhai my earnest good

નિત્ય ધર્મકર્મ તથા જપજાપ પણ મણિલાલના સ્વાધ્યાયનુ એક મહત્ત્વનુ અગ હતુ ભાવનગરથી નડિયાદ આવ્યા ત્યારે ત્રિકાલ સંધ્યા ઉપરાંત એક હજાર ગાયત્રી તથા આખી ગીતાનો પાઠ કરવાનો તેમણે નિયમ રાખ્યો હતો ૧૮૮૯ના મે મહિનામા આ ક્રમમા શ્રી ચક્રની પૂજા તથા ચડીપાઠનો ઉમેરો થાય છે[૪૬] તેના આકરોણગ સુધીમા સો પાઠ થઈ જવાથી તેઓ હોમ કરીને બ્રાહ્મણભોજન કરાવે છે વળી બીજુ શતક શરૂ કરે છે આર્થિક દૃષ્ટિએ ઇષ્ટ ફળ (નોકરી આદિ) મેળવવા માટે તેમણે આ પ્રયોગ શરૂ કર્યો હતો એ અરસામા જ પિતાના મૃત્યુને કારણે થયેલ ખર્ચ ઇત્યાદિથી તેમને સારી પેઠે આર્થિક નુકસાન વેઠવુ પડ્યુ હતુ તા ૪-૧૦-૮૯ની નોંધમા તેઓ આને વિશે શ્રદ્ધાપૂર્વક ઉદ્ગાર કાઢે છે 'મને વિશ્વાસ છે કે ફળ થયા વિના નહિ જ રહે તેથી હજુ પ્રયોગ ચાલુ છે મારા પિતા જે પ્રયોગ કરતા તે પણ મે હવે હાથ લીધો છે'[૪૭] પરતુ 'અવસ્થા તો સુધરવાને બદલે બગડતી જ જાય છે' એટલે કટાળીને એ કામ પડતુ મૂકીને ૧૮૯૦ની શરૂઆતમા તેઓ યોગ ધારણાના અભ્યાસ પર જ મન કેન્દ્રિત કરે છે[૪૮] પછી થોડા દિવસમા વડોદરે જવાનુ થતા સુપ્રસિદ્ધ બાનાભાઈ વૈદ્ય પાસેથી શ્રીનો ઉપદેશ લઈને શ્રીયંત્રની પ્રતિષ્ઠા કરવાનુ તેઓ વિચારે છે પણ વૈદ્ય તત્કાળ શ્રીનો ઉપદેશ આપવાને બદલે બાલાનો ઉપદેશ આપે છે[૪૯]

wishes in your letter home' (Letters from Swami Vivekanand to late Mr Haridas Viharidas Desai, published by Gopaldas V Desai for private circulation 1940, pp 2 3)

૪૬ અપ્રગટ આ ૨, પૃ ૧૨૪ તા ૧-૬ ૮૯ની નોંધ

૪૭ એજન, પૃ ૧૨૭

૪૮ એજન, પૃ ૧૪૦ તા ૬-૨ ૯૦ની નોંધ

૪૯ એજન, પૃ ૧૪૭ ૪૮ તા ૨૧-૨-૯૦ની નોંધ

પછી થોડા વખતમાં જ તેઓ પાછા સપ્તશતીના પાઠ શરૂ કરે છે સપ્તશતી અંગે આ વખતે તેઓ કહે છે 'તેમાં કાંઈ અપૂર્વ ચમત્કાર છે એવું મને નિશ્ચય થતું ચાને છે—જે દિવસે આરંભ કર્યો તેને બીજે જ દિવસે કચ્છની ગોઠવણ થઈ, અને વડોદરાનું પણ પાંચ માસ વધ્યું તથા કાયમ થવા જેવો પ્રસંગ આવ્યો છે તે અચાનક એ શક્તિના પ્રભાવે જ થયું ' શુકન-અપશુકનમાં પણ તેઓ માનતા એનો ઉલ્લેખ અગાઉ આવી ગયો છે મે મહિનામાં વડોદરાનું કામ આરંભ્યું ત્યારે—તે જ દિવસે—પોતાને વીછી કરડ્યો હતો, 'તે અતિ શુભ શુકન મનાય છે' એમ તેમણે તા ૨૩-૧૨-૯૦ની નોંધમાં લખ્યું છે

વળી, આ અરસામાં જ, તેઓ 'યોગાદિ અભ્યાસમાં વધારો થાય ને જ્ઞાન મળે' એ હેતુથી થિયોસોફિકલ સોસાયટીના 'ઇસોટેરિક સેક્શન'માં દાખલ થાય છે 'તે દ્વારા મને અદ્યાપિ સારી ખબરો મળી છે' એમ તેઓ કહે છે[૫૦] તે પરથી સમજાય છે કે ભાવિની વાતો જાણવાની ઇચ્છા પણ તેમનામાં થિયો સો ના ઉપર્યુક્ત વિભાગમાં દાખલ થયા પછી થઈ હશે ૧૮૯૧ના ઑક્ટોબર પર્યંત તેમાં રહીને અધ્યાત્મ-અભ્યાસમાં તેઓ સારી પ્રગતિ કરે છે ને ઉપલા વર્ગમાં જવા માટે અરજી કરે છે[૫૧] ૧૮૯૨ના પૂર્વાર્ધમાં, 'ઇસોટેરિક સ્કૂલ'ની બીજી પાયરીમાં તેમને પ્રવેશ મળે છે

લેખન, વાચન તથા ધર્મધ્યાનનો ક્રમ આ પ્રમાણે અખંડ ચાલ્યો જતો હતો ત્યારે બીજી તરફ આ સાડાપાંચ વર્ષના ગાળા દરમ્યાન તેમણે નડિયાદ શહેર તથા જિલ્લાની સાર્વજનિક સેવાનાં ઇતર કાર્યો પણ કર્યાં હતાં ઈ સ ૧૮૮૯ના નાતાલમાં હિંદી રાષ્ટ્રીય મહાસભાનું અધિવેશન મુંબઈમાં ભરાયું હતું તેમાં હાજરી

---

૫૦ અપ્રગટ આ ૧, પૃ ૧૫૪ તા ૨૨-૧૨ ૯૦ની નોંધ
૫૧ એજન, પૃ ૧૬૩ તા ૪-૧૦-૯૧ની નોંધ

આપવા સારુ નડિયાદના પ્રતિનિધિ તરીકે તેઓ ગયા હતા કોંગ્રેસના કાર્યમાં તેમને કેટલો રસ હતો અને તેમના હૃદયમાં કેટલું ઉત્કટ સ્વદેશાભિમાન હતું તે તેમણે તેને અંગે કરેલી નીચેની નોંધ પરથી સમજાશે

"દેશહિતની લાગણી કોને ન હોય? મારા જેવા ગરીબને પણ ઈચ્છા થઈ કે સમારંભ જોવો તો ખરો જ. નડિયાદના પ્રતિનિધિરૂપે મુંબઈ ગયો અને તે સમારંભની ભવ્યતા, તે સમયે લોકોનો ઉત્સાહ, અને સર્વત્ર વ્યાપનો એ ભાવ, એ જોઈ મને બહુ આનંદ થયો, અને આ ગરીબડી ભારતભૂમિ કોઈ વાર ઊંચી થશે એમ આશા પેદા થતાં મારું મન બહુ પ્રસન્ન થયું કોંગ્રેસમાં હવેથી દર પાંચ લાખે બે માણસ જ પ્રતિનિધિ મોકલવા એવી મતલબનો કાંઈ ઠરાવ થયો છે તેથી દરેક જીલ્લાવાર એક એક નાની સભા રાખવાની આવશ્યકતા છે ખેડા અને પંચમહાલ માટે એવી સભા નિયત કરવા માટે હું એક પત્ર આ બે જીલ્લાના મુખ્ય ગૃહસ્થો તરફ મોકલવાની પેરવીમાં છું"[૫૨]

અહીં જણાવ્યા મુજબ તેઓ નડિયાદ તાલુકા તથા ખેડા જિલ્લાની કોંગ્રેસ સમિતિઓ સ્થાપવાનો પ્રબંધ કરે છે ખેડા-પંચમહાલને માટે સંયુક્ત કોંગ્રેસ સમિતિ નડિયાદમાં સ્થાપવામાં આવી હતી તેમાં મણિલાલ તથા હરિલાલ પંડ્યા મંત્રીઓ તરીકે ચૂંટાય છે ૧૮૯૦ના ડિસેમ્બરમાં ભરાનાર અધિવેશનમાં મણિલાલને ખેડા, પંચમહાલ તથા અમદાવાદ જિલ્લાના પ્રતિનિધિ તરીકે મોકલવાનું નક્કી થાય છે, પણ માંદગીને કારણે તેઓ જઈ શકતા નથી[૫૩]

તા ૧૧-૪-૮૧ના રોજ નડિયાદ મુકામે કરેલી નોંધમાં પોતાને સરકારે નડિયાદના ઓનરરી મેજિસ્ટ્રેટ તરીકે નિયુક્ત કર્યાનો તેઓ ઉલ્લેખ કરે છે "મેં ઘણી ના કહી છતાં નિમ્યો કેમ કે હું જ એ

૫૨ અપ્રગટ આ ૧, પૃ ૧૩૮ તા ૯-૨-૯૦ની નોંધ
૫૩ એજન, પૃ ૧૫૫ તા ૨૩-૧૨-૯૦ની નોંધ

એ ચ બાબત કેટલીક હકીકતો સરકારને બતાવવા બેઠો હતો ધારુ છુ કે મારાથી એમા વખત બગાડાશે નહિ અને મારે રાજીનામુ આપવુ પડશે "૫૪ આમ છતા, પાછળથી તેમણે રાજીનામુ આપ્યુ જણાતુ નથી ઊલટુ, ૧૮૯૨મા ઑન મેજિસ્ટ્રેટ તરીકે તેમની પુન નિમણૂક થયાનો ઉલ્લેખ છે ૫૫ તે ઉપરથી ઓછામા ઓછા બે વર્ષ તેઓ એ જગા પર રહ્યા હશે એમ ચોક્કસ અનુમાન કરી શકાય

વળી ૧૮૯૧ની અધવચમા તેઓ સરકાર તરફથી નડિયાદની સુધરાઈના સભ્ય તરીકે પણ નિમાય છે ૧૮૮૨મા સુધરાઈની મુદત ત્રણ વર્ષ લબાઈ તેમા તેઓ સરકાર તરફથી ફરીથી નિમાય છે સુધરાઈના કાર્યવાહક મડળમા તેમજ શાળાસમિતિ (School Committee)ના અધ્યક્ષ તરીકે પણ તેઓ ૧૮૯૩ના અતભાગ સુધી કામ કરે છે ૫૬

આમ, લેખક, ચિતક, પત્રકાર, ધર્મશિક્ષક, કવિ, પડિત, કૉંગ્રેસી કાર્યકર, થિયૉસૉફિસ્ટ યૌગિક પ્રયોગો કરનાર વેદાન્તી ઑનરરી મૅજિસ્ટ્રેટ અને સ્થાનિક સુધરાઈના સક્રિય સભ્ય એમ અનેક રીતે મણિલાલે આ સાડા પાચ વર્ષ દરમ્યાન ગુજરાતમા તેમજ ગુજરાત બહાર પોતાના તેજસ્વી વ્યક્તિત્વની સુદૃઢ છાપ પાડી હતી કોઈ સ્થળે અધ્યાપકનુ કામ કરી શકે તેવી સ્થિતિ તેમના ગળાના દર્દે રહેવા દીધી નહોતી તેમ છતા, અખડ સ્વાધ્યાય અને હેતુલક્ષી લેખન-પ્રવૃત્તિ દ્વારા તેમણે આ સમયપટ પર જે બ વિધ સમારભ્યું કર્યું તેની સામાન્ય લોકો પર ઊડી અસર પડી હતી તેનાથી ગુજરાતના જાહેર જીવનના અગ્રણી પુરુષ તરીકે તેમને નામના મળી હતી ટૂકમા, આ સાડાપાચ વર્ષનો ગાળો તેમની કીર્તિના મધ્યાહ્નરૂપ હતો એમ કહીએ તો ખોટુ નથી

---

૫૪ અપ્રગટ આ ૨, પૃ ૧૫૦ તા ૧૧ ૪- ૧ની નોધ
૫૫ એજન, પૃ ૧૬૬ તા ૧૦ ૪- ૨ની નોધ
૫૬ એજન, પૃ ૧૬૮ તા ૨૭-૭ ૯૨ની નોધ

## [ ૨૧ ]

# ખૂનનો આરોપ

મણિલાલની પોતાની તેમજ તેમના નિકટના મિત્રવર્તુળની કસોટી કરે તેવો એક બનાવ તેમની નડિયાદમાંની નિવૃત્તિ દરમ્યાન બન્યો. આ બનાવ તેમના અંગત જીવનની અનેકવિધ કરુણતાને વધુ ઘેરી બનાવે છે

૧૮૯૩ના ઑગસ્ટ મહિનામા તેમના નવા ઘરનુ બાંધકામ પૂરુ થયુ આ ઘરનો એક ચાલવો હતો તેનો પડોશીને વેધ હતો તે દૂર કરી આપવા 'પચાત કરવાનુ' તેમણે પડોશીને કહ્યું. પરંતુ એમનુ ન માનતા તેણે દીવાની કચેરીમા દાવો કર્યો કે મુગનનો આખો ઓટલો જ ખોટો છે આ દાવો કરનારને તેનો મામો ને સસરો મદદ કરતા હતા એ દાવાની મુદત તા ૧૦-૮-૯૩ની હતી વચમા બે મહિનામા દાવો કરનારનો સસરો મરી ગયો આ બનાવનો લાભ લઈને સામા પક્ષવાળાઓએ તેમજ મણિલાલના દ્વેષી નાતીલાઓએ મળીને એવી વાત ઉડાડી કે મણિલાલે તથા તેમના મિત્ર દાક્તર રામસિંગે એ માણસને ઝેર આપીને મારી નાખ્યો!

એ આખા બનાવનો આત્મવૃત્તાંતમા તેમણે વિગતવાર ખુલાસો કર્યો છે, તેનો સાર નીચે મુજબ છે

મણિલાલને એ વખતના નડિયાદના સરકારી દાક્તર રામસિંગ જોડે ખાસ દોસ્તી હતી હમેશ સાંજે બધા મિત્રો દાક્તરને ત્યા એકઠા થઈને આનંદવાર્તા કરતા મરનાર બાબર એક દિવસ સાંજે પાચ

નીપજ્યું નથી એવી જુબાની આપી. જે દાક્તરની બાબર દવા કરતો હતો તેણે મરનારને હૃદયરોગ હતો અને તે વિશે પોતે તેને ચેતવણી આપી હતી એમ લખી આપ્યું. આથી સાચી વાત વિશે લોકોને તથા પોલીસને કશી શંકા રહી નહિ, અને આઠ–દસ દિવસમાં મણિલાલને માથે ઘેરાયેલું આપત્તિનું વાદળ વિખેરાઈ ગયું.

એ આઠ–દસ દિવસ તેમને માટે કપરી કસોટીના દિવસો હતા. એ પ્રસંગે દાક્તર રામસિંગ હિંમત હારી ગયા હતા, પરંતુ મણિલાલે કોઈ અપૂર્વ ધૈર્યથી પરિસ્થિતિનો સામનો કર્યો હતો. દાક્તરને પણ તેમણે ધીરજ અને હિંમત આપ્યાં હતાં. મણિલાલના મિત્રોએ તેમના બચાવનાં પ્રમાણો એકઠાં કરી આપીને આ વખતે ખરો મિત્રધર્મ બજાવ્યો હતો. આવા આઠ પ્રમાણોનું તેમણે આ. વૃ. માં વિગતવાર વર્ણન કરેલું છે, જેનો સાર ઉપર નોંધવામાં આવ્યો છે. ખૂનનો આક્ષેપ મૂકવા પાછળ રહેલા તેમના પ્રતિપક્ષીઓના ચાર મુખ્ય હેતુઓ તેમણે આ. વૃ. માં નોંધ્યા છે તે જાણવા જેવા છે:

"(૧) મ્યુનિસિપાલિટીમાં બે પક્ષ છે. જેમાં હું છું તેની સામાવાળા લોકોએ આ વાત ઉપજાવી અને મરનારનાં સગાંના મનમાં મૂકી એમ માનવાનાં કારણ મળ્યાં છે. તેમાં મુખ્ય હેતુ દા. રામસિંગ જે અમારા પક્ષમાં, તેની આ ગામમાંથી બદલી કરાવી એ પક્ષનો એક માણસ ઓછો કરવો.

"(૨) નવો મુનસફ આ ગામમાં (=નડિયાદમાં) કોઈ દક્ષણી આવ્યો તે દા. રામસિંગનો સ્નેહી નીકળ્યો. વળી તેણે મારી સ્તુતિ પુનામાં સાંભળેલી તેથી તે એકાએક મારે ઘેર આવ્યો. તે ઉપરથી તેના મનને ભ્રષ્ટ કરવા આ વાત વધારીને ફેલાવી કે દાવાના કામમાં તે મારી વિરુદ્ધ જ ઉતરે. તેના ઉપર એક નનામો કાગળ પણ લખ્યો કે જેની તમો સોબત કરો છો તે તો આવા નઠારા છે. આ ગામમાં સારા માણસ તો નિશાળના માસ્તરો છે!!

"(૩) મારી નાતવાળા પણ અને 'બાયડ'ને પજવવામાં ખુશી તેમાંના પણ કેટલાક નીચ લોક આમાં સામીલ થયા.

"(૪) દાક્તર તથા બીજા દશેક મિત્રોની અમારી મંડલી નિત્ય ભેગી થઈ રમતગંમત કરે અને મીજબાનીઓ વગેરે વખતોવખત કરે તેને તોડી પાડવાનો ઘણાનો ઉદ્દેશ અમને સમજાયલો હતો તે પણ એક કારણ છે."[1]

આ બનાવે તેમને મિત્રપરીક્ષા તેમ આત્મપરીક્ષા કરવાની સાચી તક આપી. બન્ને વિશે સંતોષ વ્યક્ત કરતાં તેઓ કહે છે: 'જે મારા મિત્રો છે તે મિત્રો જ છે અને દુઃખ ન પામતાં ગભરાટ ન લાવતાં ધીરજથી ટકવાનું પણ સામર્થ્ય મને ઠીક છે.' આ આઘાતજનક અનુભવના વર્ણનને અંતે તેમના મનમાં સંન્યાસનો વિચાર આવીને પસાર થઈ જાય છે. તેઓ કહે છે: 'માત્ર એટલી જ રુચિ વારંવાર થયાં જાય છે કે ક્યારે સંન્યાસ કરી શકાય! છોકરાં નાનાં છે, ભાઈ છે, માતુશ્રી છે, તેમને નિરાધાર મુકવાં એ પણ પાપ છે એમ સમજીને જ વિટંબનામાં પડી રહેવું પડે છે.'[2]

તા. ૨૩-૧૨-૯૦ની નોંધમાં તેમણે બધા મિત્રો વિશે ટૂંકો પણ સદ્‌ભાવયુક્ત અભિપ્રાય આપ્યો છે:

"નાનાસાહેબ, ચતુરભાઈ, સાંકળાભાઈ, સર્વે હવે બહુ ઉત્તમ મિત્રભાવ વડે રહીએ છીએ, જેનામાં જે ખામી અને છોકરવાદ હશે તેનામાંથી (તે) ઓછી થઈ છે, અથવા હું તેથી ટેવાયો છુ, પણ શાન્તિ પ્રીતિ સારાં છે–મનસુખરામ, હરિદાસ, મણિભાઈ આદિ મુરબ્બીઓએ આ આપત્તિના સમયમાં મને બહુ સારી મદદ કરી છે પણ તે સર્વમાં વાત ઉપાડી પાર પાડનાર મનસુખરામ છે, ને તેને પણ વધારે ઉત્તેજિત કરનાર મારા મિત્ર નાનાસાહેબ છે. એટલે

૧. અપ્રગટ આ. ૧, પૃ. ૧૭૩-૧૭૬

૨. એજન, પૃ. ૧૭૬.

જેનો જે ભાગ હોય તેને તેટનુ અથવા સર્વને અતિશય શુભ થાઓ એ મારો આશિર્વાદ પણ તેમણે કરેના ઉપમાગ આગળ ન્યૂન છે બહાર મિત્રોમાં વડોદરામા ગજ્જર, ભાવનગરમા કેશવરામ, દુર્ગેનાથ આદિ સર્વની મારા ઉપર મમતા બહુ છે તેવી છે "[3]

આમ, જૂના મિત્રો સાથે તેમને સારો સબધ ચાલુ રહે છે પ્રો ત્રિભુવનદાસ ગજ્જર સાથે તેમને અગાઉ સબંધ ઓછો થઈ ગયો હતો તે આ વર્ષોમા ગાઢ બને છે ગજ્જર મણિલાલને 'જ્ઞાન મજૂષા'ને અગે આઠ-નવ વર્ષ ચાલે તેટનુ કામ આપે છે વળી વડોદરામા નોકરી મેળવવા સારુ મણિલાલ આ વખતે મનસુખરામ દ્વારા–દીવાન મણિભાઈ જશભાઈ મારફતે–પ્રયત્ન કરતા હતા તેમા ગજ્જરે પણ મદદ કરી હતી[4]

૧૮૮૯ના ઓક્ટોબર મહિનામા મણિલાલના ઘરમા ચોરી થઈ હતી તેમા બાળાશકરનો ભાણેજ માધવલાલ સંડોવાયેલો હતો તેને અગે ચોરીના માલની કિંમતનો અમુક ભાગ મણિલાલને ચૂકવવાનુ બાળાશકરે માથે લીધુ હતું આ નિમિત્તે જૂના મિત્રોને ફરી એકવાર મળવાનુ બને છે, પણ તેની કાઈ જૂનો સબધ જીવતો થતો નથી કેવળ આર્થિક વ્યવહારનો પ્રાકૃત સબધ જ મણિલાલ અને બાળાશકર વચ્ચે રહ્યો હતો

---

૩ અપ્રગટ આ વૃ, પૃ ૧૫૪-૧૫૫ તા ૨૩-૧૨-૯૦ની નોધ.
૪ એજન, પૃ ૧૬૩ તા ૧૦-૪- ૨ની નોધ

[ ૨૨ ]

## 'નવા સંબંધોનો સમય રસભીનો–'

નવા સંબંધોમાં તેમનો આ અરસામાં કલાપી સાથે બંધાયેલો મૈત્રી-સંબંધ સૌથી પ્રથમ નોંધપાત્ર છે. ઈ. સ. ૧૮૯૨માં બન્ને વચ્ચે પત્રદ્વારા પરિચય સધાય છે. ૧૮૮૮માં માતાનું મૃત્યુ થયું ત્યારથી કલાપીને રાજગાદીને બદલે વનવાસ માટે ઉત્કટ ઇચ્છા થતી હતી. આને લીધે તેમનુ મન અસ્વસ્થ રહેતું. ૧૮૯૧ના ઑગસ્ટની ૧૪મી તારીખે કલાપીએ રાજકોટની રાજકુમાર કૉલેજ છોડી.[1] પછી એ જ વર્ષના ઑક્ટોબરની પહેલી તારીખે તેઓ આર્યાવર્તનો પ્રવાસ કરવા નીકળ્યા અને '૯૨ના માર્ચમાં પ્રવાસ પૂરો કરીને પાછા આવ્યા.[2] પંદર વર્ષની વયે વળગેલી બબ્બે રાણીઓ, તેમને કારણે તેમજ રાજ્યને અંગે ચાલતી ખટપટો, અને સૌથી વિશેષ, ઉત્કટ બનતી જતી વિરાગવૃત્તિ કલાપીના મનને કિંકર્તવ્યમૂઢ બનાવી દે છે. 'સુદર્શન'માંનાં મણિલાલનાં લખાણોથી આકર્ષાઈને કલાપી શિષ્યભાવે પત્રદ્વારા તેમનો સંસર્ગ સાધે છે. ૧૮૯૨ના ઑક્ટોબરમાં તેઓ મણિલાલ પર પોતાની છબી[3] મોકલતાં પહેલા જ પત્રમાં નમ્રભાવે તેમને વિનંતી કરે છે કે 'આપના શિષ્યવર્ગની છબિઓ

૧. જુઓ ન. જ. ત્રિવેદીકૃત 'કલાપી', પૃ. ૧૬.

૨. એજન, પૃ. ૧૭

૩. એ છબી પર કલાપીએ પોતાની સહી સાથે 'આ શિષ્ય તો આપની કૃપા જ વાંછે છે' એવા શબ્દો લખેલા હતા એમ એ છબી પોતાના ઘરમાં જોનાર મણિલાલના પૌત્ર શ્રી રમણલાલ ઓ. દ્વિવેદીનું કહેવું છે.

સાથે મારી છબિ પણ લટકેલી જોઈ મને આનંદ થશે, માટે તે આપ સ્વીકારશો.[૪] એની સાથે પોતાની વૈરાગ્યભાવના સૂચવતી તાજી જ લખેલી ગઝલ 'ફકીરી હાલ' પણ તેઓ મોકલે છે. મણિલાલ બીજે જ મહિને 'સુદર્શન'માં એ કાન્તને પ્રગટ કરે છે. પછીના પત્રમાં પ્રજા પ્રત્યેના ધર્મ અને સંસાર તરફના વિરાગ વચ્ચે ઝોલાં ખાતી પોતાની મનોવૃત્તિ કલાપી મણિલાલ સમક્ષ નિખાલસપણે પ્રગટ કરે છે. પત્રના આરંભમાં નીચેના અહોભાવયુક્ત ઉદ્ગાર છે:

"મને નવાઈ જેવું લાગે છે કે ક્યાં લાઠીનિવાસી રાજ્ય ખટપટની જાળમાં ગુંચવાયેલો ભીડો સુરસિંહ અને ક્યાં નડિયાદવાસી સરસ્વતીના ભક્ત આપ? નથી એક ક્ષણનો મિલાપ થયો, અથવા નથી ચારે નયન મળ્યાં, છતાં હૃદયનું આવું ઉવડવું!"

આ વખતથી મણિલાલ સાથે કલાપીનો સંબંધ નિકટતર થતો જાય છે. તેઓ મણિલાલને પોતાની પ્રણયવેદનાથી પણ વાકેફ કરે છે અને 'અશ્રુમાન' નામની કવિતા તેમના પર મોકલે છે,[૫] જે ૧૮૯૩ના જાન્યુઆરીના 'સુદર્શન'માં 'મળેલું' એવી સંજ્ઞાથી છપાય છે. આમ, કલાપીની ઉઘડતી કાવ્ય-કળીને પ્રકાશમાં લાવનાર મણિલાલ છે. થોડા વખતમાં જ, તેમના પત્રો કલાપીને રાજવીના ધર્મ એવી ઉત્તમ રીતે સમજાવે છે કે કલાપી મણિલાલને પોતાના 'સ્નેહી ગુરુ' તરીકે સ્થાપે છે.[૬] મણિલાલ પણ કલાપી વિશે આત્મવૃત્તાંતમાં ઉમળકાભેર નોંધ કરે છે:

---

૪ જુઓ 'શ્રી કલાપીની પત્રધારા', પૃ. ૩.
૫ એજન, પૃ. ૪૬.
૬ એજન, પૃ. ૧૦. આને અંગે કલાપીના ઉક્ત પત્રમાંના નીચેના ઉદ્ગારો લક્ષમાં લેવા જેવા છે: "આપ 'ગુરુ' શબ્દને પસંદ કરતા નથી અને 'સ્નેહી' શબ્દ સ્વીકારો છો પણ આપને યોગ્ય નામ તો મ્હારૂં મન 'સ્નેહી ગુરુ' આપે છે, તોપણ સ્નેહભાવના પ્રધાન રહે છે, અને ગુરુભાવના ગૌણ રહે છે એ કુદરતી વલણ જ આપના વિચારની શ્રેષ્ઠતા સ્થાપે છે."

"એ કુમાર ! કેવો પ્રેમાળ હૃદયનો, કેવો શુદ્ધ ચરિતવાળો, કેવો વિદ્યાવિલાસી–એને પ્રત્યક્ષ જોયો નથી, એણે પોતે પત્રદ્વારા ઓળખાણ કર્યું છે, પણ પછી તેના પત્રોમાંથી તે એવો સમજાયો છે. એક રાજા તરીકે એનું એ ચારિત્ર વધારે ખીલવીને અનુકરણીય થાય એમ મારી ઇચ્છા એને લખવાનો ઉદ્દેશ છે."૭

નડિયાદ–નિવાસ વખતે મણિલાલને એવો જ બીજો જિંદગી-ભરનો ઉત્તમ મૈત્રી–સંબંધ બંધાયો તે શ્રી આનંદશંકર ધ્રુવ સાથે. કલાપી મણિલાલને સ્નેહી ગુરુ તરીકે સ્થાપે છે, તો આનંદશંકર તેમને પોતાના 'જ્યેષ્ઠ વિદ્યાબંધુ' તરીકે ગણે છે. મણિલાલના ધાર્મિક વિચારોએ–પ્રાણવિનિમય આદિ ચમત્કારિક પ્રયોગોએ નહિ–આનંદશંકરને તેમના તરફ આકર્ષ્યા હતા. ઈ. સ. ૧૮૮૯માં આનંદશંકર બી. એ. પાસ થયા.૮ 'તે પછીના વર્ષને આખરે' મણિલાલના 'સિદ્ધાંતસાર'નાં બસો પાનાં એકીબેઠકે વાંચી નાખીને એ પુસ્તક ઉપર તેઓ 'તદ્દન મુગ્ધ' થઈ જાય છે. પછી તરત જ 'સુદર્શન'ના તંત્રીને એ પત્ર લખે છે: 'મને પ્રિયંવદાના અને સુદર્શનના આજ સુધીના બધા અંકો વી. પી. થી (કે બિલથી) મોકલો.' તેના ઉત્તરરૂપે મણિલાલ આનંદશંકર ઉપર 'પ્રિયંવદા' તથા 'સુદર્શન'ના સઘળા અંકો મોકલે છે અને પ્રેમભર્યો જવાબ વાળે છે: 'મારી પાસે જૂના પ્રિયંવદાના અંકોની માત્ર એક જ ઓફિસ નકલ હતી તે, તથા પછીના પ્રિયંવદા અને સુદર્શનના આજ સુધી પ્રસિદ્ધ થયેલા સઘળા અંકોની એક એક નકલ મોકલું છું. એ સ્નેહની ભેટ તરીકે સ્વીકારીને મને ઉપકૃત કરશો. તમે પ્રીવિયસની પરીક્ષામાં હતા ત્યારથી હું તમને ઓળખું છું.' 'આ

---

૭. અપ્રગટ આ. ચ., પૃ. ૧૭૨ : તા. ૬-૨-૯૩ની નોંધ.

૮. જુઓ 'આચાર્ય ધ્રુવ સ્મારક ગ્રંથ', પૃ. ૩૧.

ક્ષણથી જ મ્હારો મણિલાલ સાથે સંબન્ધ થયો ' એમ આનંદશંકર કહે છે.[૯]

મણિલાલ તથા આનંદશંકરના મિલનનો આ પ્રસંગ ગુજરાત ખાતે થયેલ ધર્મવિચારના વિકાસના ઇતિહાસમાં મહત્ત્વનો ગણાય તેમ છે. જેમ નર્મદના અધૂરા રહેલા કાર્યને મણિલાલે પોતાની રીતે આગળ ધપાવ્યુ તેમ મણિલાલના અધૂરા રહેલા કાર્યને આનંદશંકરે પોતાની રીતે પરિશુદ્ધ કરીને વિશેષ વિકસાવ્યું છે. ૧૮૯૧ના એપ્રિલમાં મણિલાલ પોતાની ' સુધારાવાળાઓ ' સાથેની લડાઈનો ઉલ્લેખ કરતા કહે છે ' તેમનો ને મારો વિવાદ બહુ ચાલે છે, તેમાં કેટલાક મધ્યસ્થ વિદ્વાનોએ પોતાની સ્વતઃ પ્રેરણાથી મારો બચાવ કરવાનુ લખાણ ઉપાડી લીધુ છે. ' તેમણે અહીં ઉલ્લેખેલ ' કેટલાક મધ્યસ્થ વિદ્વાનો 'મા આનંદશંકરનો ખાસ કરીને સમાવેશ થાય છે. કેમ કે એ સમયથી આનંદશંકરે ' સુદર્શન 'માં લેખો લખીને મણિલાલની વિચારશ્રેણીને નૈતિક ટેકો આપવાનુ કાર્ય શરૂ કરી દીધું હતું. આનંદશંકર આ રીતે મણિલાલના સમાનધર્મા હતા. તેમણે ' મણિલાલ-જયંતી ' પ્રસંગે વ્યાખ્યાન આપતાં તેમજ ' સુદર્શનના આદ્ય દ્રષ્ટા અને પ્રવર્તક ' ઇત્યાદિ લેખોમાં મણિલાલને પૂર્ણ ભક્તિભાવ અને માનપૂર્વક અંજલિ આપી છે. મણિલાલ પોતાની ' આત્મકથા 'નો હવાલો આનંદશંકરને સોંપે છે અને આનંદશંકર મણિલાલ પ્રત્યેનાં માન અને ભક્તિને કારણે એ ' આત્મકથા ' પ્રગટ કરવા તત્પર થતા નથી, એ બતાવી આપે છે કે આનંદશંકર મણિલાલના પ્રેમ અને વિશ્વાસનું પાત્ર બની શકયા હતા. આમ છતાં, તેમણે આનંદશંકર વિશે આ. વૃ. માં એક શબ્દ પણ લખ્યો નથી એ ખરેખર નવાઈની વાત છે!

આ અરસામાં મણિલાલને સિદ્ધપુરના વતની અને વડોદરા

૯. જુઓ ' વસંત રજત મહોત્સવમાં તન્ત્રીનો ઉત્તર ', દિગ્દર્શન પૃ. ૪૬૬-૪૬૮.

રાજ્યમાં પાછળથી ઊંચો હોદ્દો પામેલા રા. સા. પ્રહ્‌લાદજી સેવકરામ રાવળ[૧૦] સાથે પણ મિત્રતા બંધાઈ હતી. પ્રહ્‌લાદજીભાઈ પેટલાદ મહાલના વહીવટદાર હતા. તે વખતે પેટલાદના અંગ્રેજી શાળાના મુખ્ય શિક્ષક તરીકે છગનલાલ હરિલાલ પંડ્યા હતા. છગનલાલ પંડ્યાની મારફત મણિલાલને પ્રહ્‌લાદજીભાઈની ઓળખાણ થઈ. મણિલાલે પોતાના ગ્રંથો તેમને ભેટ આપ્યા. ઈ. સ. ૧૮૯૪માં પ્રહ્‌લાદજીભાઈએ 'પંચદશી'નું ઉત્તમ ગુજરાતી ભાષાંતર કરનારને રૂ. ૨૦૦નું ઇનામ આપવાની જાહેરાત મણિલાલ મારફતે 'સુદર્શન'માં કરી હતી. મણિલાલ, મનઃસુખરામ અને આનંદશંકરની બનેલ પરીક્ષક સમિતિએ જામનગરના શાસ્ત્રી હાથીભાઈએ કરેલા ભાષાંતરને ઈનામપાત્ર ઠરાવ્યું હતું. અને તેનું પુસ્તક પણ છપાયું હતું. વખત જતાં મણિલાલનો પ્રહ્‌લાદજીભાઈ સાથે ગાઢ સંબંધ બંધાય છે.

---

૧૦. મણિલાલના આ. ચ. માં, કલાપીના પત્રવ્યવહારમાં તેમજ 'સુદર્શન'માં 'પ્રહ્‌લાદજીભાઈ'નો ઉલ્લેખ આવે છે તે આ. તેમના સુપુત્ર શ્રી ઇન્દુપ્રસાદ રાવળે આ લખનાર પર સિદ્ધપુરથી તા. ૪-૯-૧૯૫૭ના લખેલા પત્રમાં તેમને વિશે નીચે મુજબ માહિતી આપી છે: "મારા સ્વ.પૂ. પિતાશ્રી –પ્રહ્‌લાદજીભાઈ સેવકરામે વડોદરા રાજ્યમાં તદ્દન નજીવા પગારથી સામાન્ય કારકુનના દરજ્જાથી સને ૧૮૬૫-૬૬માં રૂ. ૫માં નોકરીની શરૂઆત કરી. તેમણે અંગ્રેજી કેળવણી લીધેલી નહોતી, ફક્ત ગુજરાતી ભાષાનું સામાન્ય જ્ઞાન હતું. તેઓ ૪૨ વર્ષ ૭ માસ વડોદરા રાજ્યની નોકરી કરી કડી વિભાગ નાયબ સૂબા (Assistant collector) ના હોદ્દાથી રૂ. ૪૫૦ના પગારથી માર્ચ ૧૯૦૮માં રીટાયર થયા અને પછી સીધપુરમાં કાપડસુતરની મીલ કેટલાક સ્નેહી અને મિત્રોના સહયોગથી સ્થાપી. સને ૧૯૨૩ના માર્ચની ૨૪ તારીખે વડોદરા મુકામે બે ત્રણ કલાકની ટૂંક બીમારી ભોગવી હાર્ટફેઇલ થવાથી સ્વર્ગવાસી થયા. નોકરી દરમ્યાન તેઓએ લગભગ ૨૦ વર્ષ કારકુન તરીકે પાટણ-વીસનગર-વડોદરા વગેરે સ્થળોએ નોકરી કરેલી; પછી વહીવટદાર નાયબસુબા અને સરસુબાના ચીટનીસ, એસીસ્ટંટ એકાઉન્ટન્ટ જનરલ તરીકે ૫ વર્ષ ને છેવટ નાયબ સુબા તરીકે નોકરી કરી હતી." આજે પણ આ પ્રહ્‌લાદજીભાઈનો ઉલ્લેખ 'પહેલાદજી સુબા' તરીકે સિદ્ધપુરના વયોવૃદ્ધ આગુસો કરે છે.

[ ૨૩ ]

# પ્રતિપક્ષીઓ

ગામના તેમજ ન્યાતના અંગત દ્વેષ રાખનારા પ્રતિપક્ષીઓ ઉપરાંત ધર્મ અને સાહિત્યના ક્ષેત્રોમાં મણિલાલ જોડે પ્રામાણિક મતભેદ ધરાવનાર અમુક વિદ્વાનો હતા. તેમાં બે રમણભાઈ નીલકંઠ મુખ્ય હતા. આ બે મહારથીઓ વચ્ચે 'જ્ઞાનસુધા' અને 'સુદર્શન'માં જે વિવાદપરંપરા ચાલી હતી તેની શરૂઆત આ ગાળામાં થઈ હતી. ૧૮૯૦ના ઓક્ટોબરમાં 'બ્રાહ્મધર્મ અને ક્રીશ્ચીઆનીટી' વિષયક ચર્ચાથી આ ઐતિહાસિક વિવાદ શરૂ થયો. પછી 'મોક્ષવિચાર' પર એક પક્ષે આનંદશંકર અને 'સુદર્શન'કાર તથા બીજે પક્ષે રમણભાઈ અને નરસિંહરાવ વચ્ચે ચર્ચા થયેલી. ૧૮૯૩ના અંતભાગ સુધીમાં 'જન હિતવાદ અને સહજ ઉપન્યાસ', 'સ્ત્રીકેળવણીની દશા', 'સામાજિક સુધારણા', 'સંસારસુધારો', 'સુધારકો', 'દેશાભિમાન', ઇત્યાદિ અનેક વિષયો પર ઉભય પક્ષ વચ્ચે ચર્ચા ચાલી હતી. મણિલાલ, મનસુખરામ અને તેમના અનુયાયીઓ સામે કટાક્ષ કરતી 'ભદ્રંભદ્ર'ની વાર્તા ૧૮૯૨ના એપ્રિલથી 'જ્ઞાનસુધા'માં પ્રગટ થવા માંડી હતી.

નરસિંહરાવ સાથે મણિલાલને મતભેદ હોવા છતાં છેવટ લગી બન્ને વચ્ચે સારો સબંધ જળવાઈ રહ્યો હતો એમ નરસિંહરાવે આલેખેલ મણિલાલના સ્મૃતિ–ચિત્રમાંથી તારવેલી નીચેની હકીકત પરથી સમજાય છે.

(૧) નરસિંહરાવકૃત 'કુસુમમાળા' પર મણિલાલે ૧૮૮૮ના

જાન્યુઆરીમાં ટૂંકું અવલોકન લખ્યું હતું.[1] એમાં નરસિંહરાવની કવિતાને પાશ્ચાત્ય પદ્ધતિની હોવા છતાં 'સસાર' કહીને મણિલાલે આવકારી હતી મણિલાલના એ અવલોકનમાંથી 'રૂપરસગંધવર્જિત' શબ્દપ્રયોગને આગળ કરીને નરસિંહરાવની કવિતાના વિરોધી ગી કાર તરીકે તેમને ગણવામા આવ્યા છે, એ ગેરસમજૂતનું નિરસન નરસિંહ રાવના જ નીચેના શબ્દોથી થાય છે "'ઉત્તરરામચરિત'ના મ્હારા અવલોકન પછી ચારે વર્ષે લખેલા આ અવલોકનમાં પણ મણિલાલે સૌજન્યયુક્ત ગુણદર્શિતા પ્રગટ કરી, એ પણ તેમના સદ્‌ભાવનું બીજુ પ્રમાણ"[2]

(૨) ઈ સ ૧૮૯૦ના જાન્યુઆરીમાં 'કાન્ત'નુ 'વસંતવિજય' કાવ્ય 'મકરન્દ'ની ટીકા સાથે પ્રગટ થયુ તેનુ 'ગુણદર્શન' કરાવતુ અવલોકન નરસિંહરાવે 'બુદ્ધિપ્રકાશ'ને મોકલેલું પણ 'બુદ્ધિપ્રકાશે' તે અવલોકન પ્રગટ કર્યું નહિ એટલે નરસિંહરાવે તેને મણિલાલ પર 'પ્રિયવદા'મા પ્રસિદ્ધ કરવા મોકલ્યું, જે મણિલાલે આનદથી સ્વીકાર્યું હતુ આ પ્રસગના અનુસંધાનમા નરસિંહરાવ 'સ્મરણમુકુર'મા નોંધે છે "૧૮૮૩–૮૪મા મણિલાલના 'ઉત્તરરામચરિત' નાટકના ભાષાન્તર ઉપર સવિસ્તર અવલોકન લખતા મ્હે ગુણદર્શન સાથે દોષદર્શન પણ કરેલુ હતું છતા એ ખાતે હેમણે હૃદયમા તે વખતે કાંઈપણ ડંખ રાખ્યાનુ પરિણામ ના બનાવ્યું એ હેમનો સદ્‌ભાવ"[3]

(૩) ૧૮૯૦–૯૧મા 'સમ્મતિવય' બિલ કોર્ટમા વધારવાનુ કાયદાનુ બિલ રજૂ થયુ તેને અગે દેશભરમા ભારે વાદવિવાદો પ્રવર્ત્યા હતા મણિલાલે 'સુદર્શન'મા આની વિરુદ્ધ 'જેહાદ' ઉપાડી 'જ્ઞાનસુધા'મા

---

૧ જુઓ 'સુદર્શન ગદ્યાવલિ,' પૃ ૮૩૩–૮૩૮, અથવા 'મણિલાલની વિચારધારા,' પૃ ૩૮૯–૩૯૧

૨ જુઓ 'સ્મરણમુકુર', પૃ ૨૦

૩ એજન, પૃ ૨૧૯

એ વખતે રમણભાઈએ તથા તેમના સહકારી મિત્રોએ મણિલાલની સામે 'ધર્મયુદ્ધ' આરંભ્યું તેમાં નરસિંહરાવે અગ્રભાગ લીધો હતો. મણિલાલ અને નરસિંહરાવ વચ્ચે આ વિષયમાં ઉગ્ર વિવાદ થયો હતો. નરસિંહરાવ કહે છે: "આ વાદયુદ્ધને પરિણામે કાંઈક કટુતાનાં બીજ મણિલાલના હૃદયમાં રોપાયાં હશે–એમ સંશય રહેવાને કારણો છે. છતાં ઈ. સ. ૧૮૮૧ના અંતભાગમાં હું અમદાવાદથી વડોદરે જતો હતો તે વખતે નડિઆદ સ્ટેશને મ્હને જોઈને ધાઈને મળવા આવ્યા હતા, અને સ્નેહભાવ દર્શાવી વાતો કરી છૂટા પડ્યા હતા."[૪]

રમણભાઈ અને મણિલાલ વચ્ચે મતભેદ શરૂ થયો તે અરસામાં જ રમણભાઈએ પોતાના મિત્ર કાન્તને મણિલાલ વિરુદ્ધ કંઈક લખવાનું સૂચન કર્યું હશે એમ 'કાન્તમાળા'માં પ્રગટ થયેલા કાન્તના વડોદરાથી તા. ૨૧-૧૨-૧૮૯૦ના રોજ લખેલા પત્રમાંના નીચેના ઉદ્ગારો પરથી સમજાય છે:

"But is there any necessity of condemning him i. e. Manilal? I do not think many care for his opinions. Can we not do better to let him and everybody else alone, and devote ourselves to the cultivation of our literature?"[૫]

કાન્તના આ જવાબ પછી પણ એ મિત્રો વચ્ચે સુધારાવાળા અને સનાતનીઓની વચ્ચે ચાલતા સંઘર્ષની ચર્ચા થાય છે પણ કાન્ત તેમાં પડવા માગતા નથી તે તા. ૨૯-૧-૧૮૯૧ના રોજ વડોદરેથી તેમણે લખેલ પત્રમાંના નીચેના ઉદ્ગારો પરથી સ્પષ્ટ થાય છે:

---

૪ જુઓ 'સ્મરણમુકુર', પૃ. ૨૨૦-૨૨૧

૫ જુઓ 'કાન્તમાળા', પૃ. ૩૨૭

" Truth must have pity for the erring, no hatred If the opposite party be consciously mischevious, we are justified in despising them But if otherwise, we can only be sorry for perverted minds "[૬]

આમ આ સમયે રમણભાઈ તથા નરસિંહરાવ મણિલાલની વિચારશ્રેણી સામે રીતસર મોરચો માંડે છે, ત્યારે કાન્ત તેમના મંતવ્યોની કેવળ ઉપેક્ષા કરે છે

૬ જુઓ 'કાન્તમાળા', પૃ ૩૨૮. આ તેમજ 'કાન્તમાળા'માંથી અહીં ઉદ્ધૃત અન્ય ખંડો જેમાંથી લીધા છે તે પત્રો કાન્તે કોને લખ્યા હતા તેના નામ એ પત્રોના સંપાદક સ્વ પ્રો બ ક ઠાકોરે આપેલા નથી, પણ વિષય, સમય તેમજ સંદર્ભ જોતા કાન્તે એ પત્રો રમણભાઈને લખ્યા હતા— એમ ચોક્કસ અનુમાન કરી શકાય છે શ્રીમતી વિદ્યાગૌરી નીલકંઠને પૂછતાં તેઓ પણ કહે છે કે એ પત્રો કાન્તે રમણભાઈ ઉપર જ લખ્યા હતા

[ ૨૪ ]

## પ્રેમનો વિલક્ષણ ઉપહાર

૧૮૯૦ના અંતભાગમાં મણિલાલને તેમના એક જૂના શિષ્ય જોડે અતિ નિકટનો સંબંધ બંધાયો હતો. ૨૨–૨૩ વર્ષના એ જુવાને મણિલાલના વ્યક્તિત્વથી અંજાઈને પોતાની પત્નીને પણ તેમના મૈત્રી-સંબંધમાં ભેળવી હતી. એ રાજપીપળા તરફ નોકરી કરતો હતો. ત્યાંથી બોલાવીને મણિલાલે પ્રો. ગજ્જર મારફત વડોદરામાં તેને નોકરી અપાવી. એની મૂળ નોકરી માસિક રૂ. ૧૫) ની હતી, પણ આ માત્ર રૂ. ૧૦) ના પગારની જ હોવાથી મણિલાલ તેમાં પોતાના રૂ. ૫) છૂપી રીતે ઉમેરીને ૧૫) કરી આપતા હતા. પાછળથી વડોદરાની ટંકશાળમાં પ્રહ્‌લાદજીભાઈ દ્વારા રૂ. ૨૦) ની નોકરી મણિલાલે તેને અપાવી હતી. આ સિવાય પણ મણિલાલ પોતાના આ શિષ્ય-દમ્પતી માટે પ્રસંગોપાત્ત સારું ખર્ચ કરતા.[1] આ સંબંધ બાંધવા પાછળ શિષ્યનો કે સ્વાર્થ છે કે નહિ તેની તેઓ પરીક્ષા કરી જુએ છે. પણ એ વખતે તો તેમને એમાં 'કેવળ અનન્ય પ્રેમ' દેખાય છે.[2] ૧૮૮૨ના ઉનાળામાં મણિલાલના ભાઈ અને પુત્રના લગ્ન 'બાયડ'માં થયાં તેથી નાતીલાઓએ તેમનો અસહકાર કર્યો હોવા છતાં તેમનો આ શિષ્ય નાતની પરવા કર્યા સિવાય જાને આવવા તૈયાર થાય છે, પણ મણિલાલ આગ્રહ કરીને તેને તેમ કરતાં અટકાવે છે.

---

૧ અપ્રગટ આ. ૧, પૃ. ૧૬૨. તા. ૨૩-૧૨-૯૦ની નોંધ

૨ એજન, આ. ૧, પૃ. ૧૬૨. તા. ૨૩-૧૨-૯૦ની નોંધ

આ શિષ્યયુગલ સાથે દિનપ્રતિદિન વૃદ્ધિંગત થતા પોતાના અંગત સંબંધને કારણે પલટાતી જતી પોતાની વૃત્તિ અંગે મણિલાલે કાઢેલા ઉદ્ગારો જોવા જેવા છે

"મને વારંવાર એમ મનમાં આવે છે કે થીઓસોફીના ઇસોટેરિક સેક્શન યાને ઇસ્ટર્ન સ્કૂલમાંની પ્રથમ અને દ્વિતીય ડીગ્રીમાં ગયા પછી મારે આવું ન રાખવું જોઈએ—સ્ત્રીસંસર્ગ જ તજવો જોઈએ—જોકે એવી આધણી તો છે જ નહિ–પરંતુ હું ગમે તેવો યત્ન મનને ઉઠાવી લેવાનો કરું છું તોપણ મને કશું ઓછું એ બે જણ આવવા દેતા નથી, મારી ગૃહિણી જ હોય એ રીતે × × વર્તે છે. હું પણ હાલ તુર્ત એમ સમજીને નીભાવું છું કે ગૃહિણી હોત તો નીભાવવી પડત જ માગ મનની વાસના પણ છેક નિર્મૂલ થઈ નથી, જોકે તેમ કરવા પ્રતિ પ્રયત્ન છે, તે એવો કે બનતા લગી વાસના દાબવી, તે ન ચાલે ત્યારે વડોદરે × × ને મળી આવવું. એમ કરતા મન વધારે શાંત પડશે–આટલી આ જ બાબતમાં હવે આટલું પણ વિહ્વળ રહ્યું છે એટલે ગુપ્ત દૃષ્ટિ–એ લોકોને આ સંબંધમાં સ્વાર્થ હશે કે નહિ તે પરીક્ષા કરવા મે ઘણા પ્રયોગ કરી જોયા પણ મારે હજુ સુધી તો એમ જ કહેવું પડે છે કે કેવળ પ્રેમનો જ આ ઉપહાર છે અને એવા ઉપહારના ઉપભોગમાં હું પાપ માનતો નથી પ્રેમનો અર્થ જ અભેદ છે આ સંબંધમાં મને દ્રવ્યહાનિ થાય છે, આજ સુધી લગભગ બસો થયા હશે, પણ તે તે લોકો ખાસ માગતા નથી."૩

અહી પ્રતીત થતી મણિલાલની મનોવૃત્તિનું પૃથક્કરણ કરતાં સૌથી પ્રથમ તો એ વાત સ્પષ્ટ થાય છે કે તેમણે પોતાની ઉદ્દામ કામવૃત્તિને વશ રાખવાનો અનેક વાર નિર્ણય કર્યો હોવા છતા સન્જોગવશાત્ પોતે જ

---

૩ અપ્રગટ આ ૪, પૃ ૧૬૭–૬૮ તા ૨૭–૭–૯૨ની નોધ

એને વશ થઈ જાય છે! અધ્યાત્મ-અભ્યાસમાં આવી શિથિલ વૃત્તિ આડખીલીરૂપ છે એમ તેમણે અનેક વાર સ્વીકાર્યું છે.[૪] વૃત્તિને વશ રાખવા તેમણે અનેક વાર નિશ્ચયો પણ કર્યા છે, અને નિશ્ચયો પાળવામાં પોતાને મળેલી નિષ્ફળતાનો નિખાલસ એકરાર પણ કર્યો છે.[૫] કેટલીક વાર એનાથી આગળ વધીને તેઓ, કામાસક્તિને કારણે વિવેકબુદ્ધિ ભ્રષ્ટ થઈ હોય તેમ ઉપર જોયું તેમ 'પ્રેમનો અર્થ જ અભેદ અને તેથી 'પ્રેમના ઉપહારને ‚ પાપ સમજતો નથી' એમ કહીને પોતાની નીતિ-શિથિલતાને ઢાંકવાનો પ્રયાસ પણ કરે છે!

તેઓ જૈન ગ્રંથભંડારો જોવા પાટણ જાય છે ત્યાં પપુ તેમનું આ શિષ્યયુગલ જઈને તેમની સાથે ઉચાટેડોગ રહે છે તેમની પણ બન્ને ઉપર પૂર્ણ આસક્તિ હોય છે પ્રસ્તુત પ્રેમ-સંબંધ અંગે તેઓ પોતાના મનને મનાવવાનો પ્રયત્ન કરે છે તે પણ તેમની એક વિલક્ષણ આત્મવંચક વૃત્તિનું નિદર્શન કરે છે તેઓ કહે છે

---

૪ આના નિદર્શક પ્રમાણ તરીકે તેમના નીચેના શબ્દો પણ જુઓ

"અધ્યાત્મ અભ્યાસમાં કાંઈ વધારો થતો નથી ઘણી ખેદની વાત છે વાચવામાં તો ઘણું આવે છે ને ઘણું ચાલે છે, પણ વૃત્તિ અને યોગના અભ્યાસમાં વધારો નથી છે તેવું તે રહેવું છે વિષયવાસના, સ્ત્રીના પ્રેમની લાલસા, તે જ વિરોધી થઈ પડી છે × × અને × × તેમાથી મન નીકળી શકતું નથી "

(તા ૬ ૨ ૮૭ની પાટણ મુકામે કરેલી નોંધ)

૫ જુઓ નીચેના શબ્દો

"વૃત્તિ હજુ શાન્ત રહેતી નથી સમાધાન છે, પણ વિષયવૃત્તિનું કહું છું બે ચાર વખત એક સ્ત્રી સાથે વિષય થઈ ગયો છે, પણ વૃત્તિ બહુ પાછી હઠે છે ને એમ જ થાય છે કે કદી તેમ ન કરવાનો દૃઢ સંકલ્પ કરવો કામ બરાબર વશ નથી થયો, પણ ક્રોધ તો બહુ અંશે વશ થઈ ગયો લાગે છે "

(તા ૨૭ ૧૨-૯૦ની નોંધ)

"મેં મનને એમ દઢ રીતે સમજાવ્યું કે નાદોદવાળી સ્ત્રીનો * * ને જે પ્રસંગ છે તેમાં તે ખરાબખસ્ત થવાનો હતો. તેમાંથી તેને મુક્ત કરવા માટે બધો પ્રયાસ છે. અને તેની સ્ત્રી સુધીનો સંબંધ મેં સ્વીકાર્યો તેમાં પણ નિર્ણય તો એ જ છે કે એને સર્વથા ખુશી રાખી, મારે સ્વાધીન કરી, લાડીનો સંબંધ મુકાવી દેવો. એટલું સિદ્ધ થાય તો * * સાથે જે ભાર્યાવત્ વ્યવહાર છે તે બંધ કરવો. તે વખત કાંઈક પાસે આવે છે એમ લાગે છે. ધીમે ધીમે આજ બે ત્રણ વર્ષના પ્રયાસે લાડી ઉપરથી * * નું મન કંઈક શિથિલ થયું છે."[૬] વળી, આ સંબંધને અંગે પોતે સહન કરેલા નુકસાનનો હિસાબ કાઢતાં મણિલાલ કહે છે: "મેં કેટલું બધું આમાં ખર્ચ્યું છે? મારા આધ્યાત્મિક અભ્યાસમાં વધારો ન કર્યો, વ્યવહારમાં પણ વખતે કોઈને શંકા ઉપજી હશે તેટલો અપવાદ લીધો, અને પૈસાથી પણ લગભગ રૂ. ૨૫૦–૩૦૦ સુધી આજ સુધીમાં દબાયો, ત્યારે આટલે આવ્યું!!" પણ તરત જ તેને વિશે તેઓ મનનું સમાધાન કરે છે: "અસ્તુ. હવે વધારે આવશે અને એક જીવને પણ એવા કુમાર્ગથી બચાવ્યાનો સંતોષ એ બધાનો બદલો વાળી શકશે. અથવા બદલો શાનો? પ્રેમધર્મનો વિષય જ છે કે જ્યાં બને ત્યાં સારું કરવું જ કરવું."[૭]

જાતે કુપથગામી પગલું ભરીને તેના વડે જ અન્યને બચાવ્યાનો સંતોષ લેવો તે કયા પ્રકારનો પરોપકાર? પંદર વીસ રૂપિયાની નોકરી કરનાર નિર્માલ્ય માણસ અર્થપ્રાપ્તિના લોભથી કે આંધળી ગુરુભક્તિથી પ્રેરાઈને 'ગુરુ'ને પોતાની સ્ત્રીનો ઉપહાર કરે અને અનિયંત્રિત કામવાસનાવાળો માણસ તેનો લાભ લઈને પૈસાથી ઘસાય તેમાં એકની ગુરુભક્તિ કે બીજાની પરોપકારભાવના નહિ, પણ

૬. અપ્રગટ આ. ૧, પૃ ૧૬૯ : તા. ૬–૨–૯૩ની નોંધ.
૭. એજન, પૃ. ૧૬૯ : તા. ૬–૨–૯૩ની નોંધ.

બન્નેની હલકી વૃત્તિ જ પોષાય છે. મણિલાલ આને શુદ્ધ અભેદની પ્રેમભાવના ગણાવીને આત્મવંચના તેમ પરવંચનામાં ઊતરી પડે છે.

પરસ્પર સ્વાર્થ પર બંધાયેલો આવો અનિષ્ટ સંબંધ કાળક્રમે તેના મૂળ સ્વરૂપમાં સ્ફુટ થતો જાય છે. સંવત ૧૯૪૮ના આષાઢ સુદ ૧૫ (સને ૧૮૯૨) ની રાતે બાર વાગે મણિલાલનો શિષ્ય અને તેની પત્ની વડોદરેથી તેમને મળવા ખાસ નડિયાદ આવે છે. ગુરુને ભેટીને તેમને ચરણે તેઓ કમલ ધરે છે ને કહે છે : 'ગુરુ-પૂર્ણિમા છે તેથી ગુરુપૂજા કરવા આવ્યાં છીએ.' સંવત ૧૯૪૯ની ગુરુપૂર્ણિમાને દિવસે મણિલાલ વડોદરે જઈને તેમના શિષ્યને ત્યાં હરવખતની માફક ઊતરે છે. તે જ દિવસે તેની બહેન તથા બનેવી પણ તેમના ગુરુ નૃસિંહાચાર્યને પગે લાગવા માટે વડોદરા આવવાનાં હોય છે. આથી એને તથા તેની પત્નીને ચિંતા થઈ કે 'એ લોકો જાણી જશે કે અમે બાયડ ભેગાં ખાઈએ છીએ.' મણિલાલને આ વાત તેમનો શિષ્ય કહે છે. તેઓ બીજે ઠેકાણે જવા તૈયાર થાય છે અને બરાબર ગુરુપૂર્ણિમાને દિવસે જ તેમનો શિષ્ય જરા પણ આનાકાની વિના મણિલાલનો સામાન પોતાના ઘેરથી તેમનાં મિત્રને ત્યાં મોકલાવી દે છે! ૮

૮. અપ્રગટ આ. વૃ., પૃ. ૧૭૯ : તા. ૩૧-૭-૯૩ની નોંધ.

[ ૨૫ ]

## લગ્ન–નાટકનો કરુણ અંત

મણિલાલ ભાવનગરથી માંદા પડીને નડિયાદ આવ્યા, ત્યારે તેમના સસરા વગેરેએ તેમને બહુ કાલાવાલા કરીને મહાલક્ષ્મીને તેમને ઘેર રાખવા સમજાવ્યા ‘એ છોકરા છે તે એમની માને પણ આખરે વળગવા જાય ને … ન હોઉ તો મારા ભાઈ વગેરેના બુરા હાલ થાય માટે બધુ જપી જાય તો ઠીક જ છે ’ એમ ધારીને એમણે પત્નીને ઘેર રાખી પણ ‘ ઘરના કોઈ માણસને તેનો વિશ્વાસ નહિ તેથી ઘરના કામમા એ સહેજ પણ મદદરૂપ થતી નહિ ’[1]

મણિલાલ ગળાની દવા માટે મુબઈ ગયા તે દરમ્યાન મહાલક્ષ્મીએ ઘરમા તોફાન માડ્યુ પોતે ચોરી કરી ને ચોરી સાસરિયાંને માથે નાખી તેમને મન્ત્રના દાણા ખવરાવીને મારવાનો પ્રયત્ન કર્યો, પણ તે સર્વ નિષ્ફળ ગયુ આખરે પોતે ચોરેલો માલ તેણે પોતે જ પાછો આગી આપ્યો

મણિલાલ મુબઈથી આવ્યા અને તેમને આ વાતની ખબર પડી એટલે રોષે ભરાઈને તેમણે ‘ એને સહજ એમદ ડામ દીધો ’ આ વાત બાઈએ પોતાના પિતાને …ી મણિલાલના સાસરા નાતના લોકોને ભેગા કરીને તેમને ઘેર લડવા આવ્યા નાતીલાઓને તો જોઈતુ જ હતુ

---

૧ આત્મવૃ૦ આ ૩, પૃ ૧૦૬ તા ૧૦–૫–૮૮ની નોધ

મણિલાલે મહાલક્ષ્મીને કહ્યુ

'તારે જવુ હોય તો જા !'

તે પોતાના બાપને ગાળો દેતી પહેલાં ના પાડવા લાગી, પણ પછી ઘરના પાછલે બારણેથી ચૂપકીથી નાસી ગઈ લોકો વેરાઈ ગયા ને ગામમા મણિલાલના સસરાને માથે 'અતિશય અપવાદ આવ્યો'[2]

તા ૧૮-૧૦-૧૮૮૯ ને રોજ[3] મણિલાલને ઘેર તેમના નાના ભાઈ માધવલાલની નાદાનીથી દોઢ હજાર રૂપિયાની કિંમતના ઘરેણાની ચોરી થઈ કેટલાક લોકોની છોકરાઓએ માધવલાલને ક્રિકેટની ક્લબ કાઢવાની લાલચ આપીને તેના ઘરમાથી દાગીના કઢાવ્યા હતા તે દાગીના મગળ નામના મણિલાલના સસરાના નોકરને તેણે આપ્યા હતા મગળને દાગીના આપવામા મણિલાલની પત્નીનો હાથ હતો, એટલુ જ નહિ, તેણે જ બધો ચોરીનો માલ સઘર્યો હતો આથી મણિલાલે મહાલક્ષ્મીને પકડી, સમજાવી, મેજિસ્ટ્રેટ સમક્ષ હાજર કરી ચોરીની ફરિયાદ કરવાનો નિશ્ચય કર્યો[4]

પતિ પોતાને પકડવા માગે છે તેની ગંધ આવતા મહાલક્ષ્મી નડિયાદથી સુણાવ જતી રહી મણિલાલે તેને સુણાવથી આશાપુરી માતાએ ત્રીજા માણસ મારફતે બોલાવીને પકડવાની પેરવી કરી, પણ તેમા એ ફાવ્યા નહિ વળી, તેને તેડીને ઘેર લાવવા સારુ તેઓ બે માણસને 'વષ્ટિ' કરવા મોકલે છે પણ મહાલક્ષ્મીનાં માબાપે ચોખ્ખુ ચટ સભળાવી દીધુ

---

૨ અપ્રગટ આ વૃ, પૃ ૧૨૫ ૧૨૬ તા ૪-૧૦-૮૯ની નોધ

૩. મણિલાલ પેટલાદ ગયા હતા. ત્યા તેમના મિત્ર ચતુરભાઈનો પત્ર આવ્યો કે 'તમારા ઘરમા ચોરી થઈ છે તેથી તુર્ત આવો' મણિલાલ આ વૃ મા 'રાતોરાત નીકળી તા ૨૦ ૧૦-૮૯ ને રોજ આવ્યો' એમ ઉલ્લેખ કરે છે તે પરથી અનુમાન કરી શકાય કે તા ૧૯ના રોજ તેમને ઉપર્યુક્ત પત્ર મળ્યો હશે ને બનાવ તા ૧૮મીએ બન્યો હશે.

૪ અપ્રગટ આ વૃ, પૃ ૧૩૭-૩૧૮ તા ૬-૧૨ ૮૯ની નોધ.

'અમારે મોકલવી નથી; સાસરું છે જ ક્યાં?'

છેવટે કંટાળીને મણિલાલે સાસરાને કાયદેસર નોટિસ આપી કે

"મારા ઘરનાં તેમ મેં પોતે કરાવેલાં એવાં આશરે રૂ. ૧૫૦૦] ના દાગીના તમારી છોકરી વગે કરી ગઈ છે અને તેને તમે નસાડી ગયા તે, પછી તપાસતાં નક્કી સમજાયું છે. તમે તે તમારી છોકરીને મોકલતા 'નથી, એટલું જ નહીં', પણ તે હાલમાં ××××× જવાના વિચારમાં છે તોપણ તમે સંભાળતા નથી. ત્યારે કહેવાનું કે તમે એ ××× ને મોકલો કે ન મોકલો પણ અમારા દાગીનાનો જવાબ દો, નહીં તો કાયદેસર ઉપાય લઈશું."[5]

આ નોટિસનો કશો જવાબ મળ્યો નહિ.

તા. ૭-૨-૯૦ના રોજ મણિલાલ અને સાંકળચંદ ફરવા જતા હતા. રસ્તામાં તેમણે મહાલક્ષ્મીને બે છોકરાઓ સાથે તોફાન કરતી, ભાડભુંજાની દુકાને સેવમમરા લઈને ફાકતી ઊભેલી દીઠી. મણિલાલે તેને પકડી અને ઘેર આણી. તેમણે પત્નીને બરાબર જાપતામાં રાખી, પણ 'ટપલી સરખી અડાડી નહિ.' તેમણે, તેમનાં માતુશ્રીએ તથા ઘરનાં બધાંએ મહાલક્ષ્મી પર એવી છાપ પાડવાનો પ્રયત્ન કર્યો કે 'તું જ બધાની માલીક છે, ને તારે હવે અહીં રહેવું, અમે તારી બધી વાત ભૂલી ગયાં છીએ.'

આ પ્રકારના વર્તનની પાછળ તેમના બે હેતુ હતા: સ્ત્રી જો પગ વાળીને ઘરમાં રહે તો તેની ગામમાં બેઇજ્જતી થતી અટકે. એ રાજી થાય તો સમજીને ચોરીનો માલ જે તેના કબજામાં હતો તે બતાવે.[6]

મણિલાલ કહે છે: 'મેં એ ××× ને ખુશી રાખવાનો પ્રયત્ન

૫. અપ્રગટ આ. ૧, પૃ. ૧૩૮: તા ૬-૨-૯૦ની નોંધ
૬. એજન, પૃ. ૧૪૨: તા. ૨૧-૨-૯૦ની નોંધ.

કરવામાં બાકી રાખી નથી.' એકાન્તમાં પત્નીને રાજી કરવા તેમણે અનેક મીઠી ચતુરાઈભરી રીતો અજમાવી હતી. તેને પરિણામે, મહાલક્ષ્મીએ તેમને ઘણી વાતો કહી, અનેક સોગન ખાઈને તેણે તેમની સમક્ષ નીચે મુજબ કબૂલત કરી

"મારાથી આજ લગી બહુ બદચાલ ચલાઈ છે. મેં મારી જ્વાની રખડવામા બગાડી છે હુ એ બધુ ભુલી જઈશ, ને તમને જ રાજી રાખવામા મારો વખત કાઢીશ બધુ ઘરેણું એ મંગળીઆ પાસે છે. મને એના સગા હરિભાઈએ ખબર કહેલી છે, ને એ વાત કહેશો તો હુ ગમે તે ઠેકાણે પણ કહીશ તમારી ધુવરીએ ધુવરી ગમે તેમ કરીને હુ લાવીશ એ મગળીઆને નાસી જવુ છે. તેથી ઘરેણું એણે સાચવી રાખ્યુ છે માટે હુ એને છેતરીને ઘરેણુ લાવીશ મારા માબાપ તો મારે વશ છે મે તેમને ઘોડાની જીભ ખવરાવેલી છે. હવે હુ બહુ પાકી થઈ છુ .."

આ અને બીજી અનેક ચોકાવનારી હકીકત મહાલક્ષ્મીએ મણિલાલને, રણછોડલાલ મનસુખરામને, મણિલાલના માતુશ્રીને તથા તેમના ગુમાસ્તાને કહી [૭]

બીજી તરફ, આ બનાવની મણિલાલના સાસરિયાં પર જુદી અસર થઈ. તેમના સસરાને એમ થયુ કે મહાલક્ષ્મી ચોરીની વાત કબૂલ કરશે તો આપણે મરી જઈશુ. આથી તેમણે દીકરીને સાસરેથી પાછી લાવવાની પેરવી કરવા માડી.

રવિવાર તા ૯-૨-૯૦ની સવારમા તેમણે અબાલાલ વૈદ તથા કોર્ટના કારકૂન મગનલાલને મણિલાલ પાસે મોકલ્યા અને કહેવરાવ્યુ -

"તમે મહાલક્ષ્મીને જરાવાર મળવા માટે પણ અમારે ઘેર મોકલો, નહીં તો ભારે તોફાન થશે"

---

૭ અપ્રગટ આ ૧, પૃ. ૧૪૩ : તા ૨૧-૨-૯૦ની નોંધ.

મણિલાલે તેની સાફ ના પાડી. તે જ દિવસે સાંજે આઠ વાગતાં મણિલાલનો સાળો અને સસરો ચાર-પાંચ બદમાશોની ટોળી લઈને તેમના ઘર આગળ આવ્યા. મણિલાલને પહેલેથી ચેતવણી મળી હતી, એટલે તે અને ચતુરભાઈ એકકના મકાનમાં બેઠા હતા. પેલા લોકો જૂના મકાનનાં બારણાં ઠોકવા લાગ્યા ને 'ઉઘાડો' 'ઉઘારો' એમ બૂમો પાડવા લાગ્યા.

આ ઘોંઘાટ સાંભળીને મણિલાલ મેડીએથી નીચે ઊતર્યા અને તેમની સામે આવ્યા. બદમાશો હોકારા-દુંકારા કરવા લાગ્યા અને લાકડીઓ સંભાળવા લાગ્યા. લોકો એકઠા થઈ ગયા. મણિલાલ માત્ર એટલું જ બોલ્યા કે 'આમ કરવાથી કંઈ વળવાનું નથી. તમારી બહેન તમને મળવાની નથી. તમારે ફાવે તે કરી લો.' પછી તરત જ એ ઘરમાં ગયા.

પેલા લોકો બે કલાક સુધી તોફાન કરીને આખરે થાકીને ઘેર ગયા.[૮]

બીજે દિવસે મણિલાલના સસરાએ મેજિસ્ટ્રેટ રા. સા. માધવરામ હરિનારાયણને અરજી આપી કે 'અમારી દીકરીને બળાત્કારથી તેનો ધણી પકડી ગયો છે ને ગેરકાયદેસર કેદ રાખે છે તથા મારીને ગુનો કબૂલ કરાવે છે.'

મણિલાલને તેની ખબર નહોતી. પણ સાથે સાથે તેમણે પણ મેજિસ્ટ્રેટને લખ્યું હતું કે 'બદમાશોએ મારે ઘેર તોફાન મચાવ્યું હતું, તો પોલિસને ચેતવણી આપશો.'

મેજિસ્ટ્રેટે મણિલાલના સસરાને જે છોકરીને ફરી સાસરે જવાની આશા ન હતી તેને જવા વારો આવ્યો છે તે બહુ સારી વાત છે એમ સમજાવીને, અરજી કાઢી નાખી. મણિલાલે પોતે તેને કેદ રાખી નથી કે મારઝૂડ કરી નથી તેના સાક્ષી તરીકે તેમને ત્યાં દરરોજ

૮. અપ્રગટ આ. વૃ., પૃ. ૧૪૪-૪૫ : તા. ૨૧-૨-૯૦ની નોંધ.

આવતા માણસો ૯તા ઉપરાત, સરકારી દાકતર ગમસિંગને બોલાવી ચાર આબરૂદાર ગૃહસ્થોની રૂબરૂ એને ભૂખે નહિ માર્યાનુ તેમજ મારઝૂડ નહિ કર્યાનુ સાબિત કરી આપ્યુ

મણિલાલે મહાલક્ષ્મીને જૂના ઘરમા સાસુની અડચણ હોય તો નવા ઘરમા રહેવા સૂચવ્યુ અને તે પ્રમાણે રસોડા વગેરેની વ્યવસ્થા નવા ઘરમા કરવાની તૈયારી પણ બતાવી પરતુ મહાલક્ષ્મીએ તેમ કરવાની ના પાડી અને જૂના ઘરમા જ સૌની સાથે રહેવા તે કબૂલ થઈ

આમ ચાલતુ હતુ એવામા ધાગ કરીને તા ૧૧મીએ બપોરે એ જ જૂના ઘરના પાછના બારણાનુ તાળુ તોડીને મહાલક્ષ્મી નાસી ગઈ ગામમા હાહાકાર થઈ ગયો મણિલાલ આ બનાવ વિશે હૃદયની વરાળ કાઢતા કહે છે

"મારૂ જે કેટલામા છેવ્ટનુ કર્તવ્ય હતુ તે મે કર્યું તે કરવામા મને કેટલો ખેદ થયો હશે, તે જુદી વાત છે, પણ મે તેને મારે ઘેર આણી, જરા પણ દુ ખ ન દેવા માકી બક્ષી રાખી, બ કે જુદુ રહે હાણ અને અન્નવસ્ત્ર આપવા પણ કહ્યુ, – છતાં નાસી ગઈ, તો તે × × × ને હવે મોઈ પણ – ઈશ્વર, સરકાર, કે લોક મારી સ્ત્રી તરીકેનો હક અપાવી શકનાર નથી – તેને મારા અનેક શાપ, તેના જન્મોજન્મ તેની પાછળ લાગુ રહેજો ને તેનો પક્ષ કરનાર પણ સુખી ન થશો "[૯]

મણિલાલનો પત્ની સાથેનો સબધ અહી ખતમ થાય છે ત્યાર પછીના એ સ્ત્રીના વર્તન સબધી તેમણે કાઢેલા ઉદ્ગારો રુચિ ઘાતક હોઈ અહી ઉતારવા યોગ્ય નથી પછીની બીના ટૂકમા એમ બની કે તે સ્ત્રી એક લુચ્ચા માણસ જોડે ઉઘાડેછોગ રહેતી હતી તા ૨૧-૩-૯૧ ના રોજ એ બન્ને જણા સાથે નાસી ગયા

૯ અપ્રગટ આ વૃ, પૃ ૧૪૬-૧૪૭ તા ૨૧-૭-૯૦ની નોધ

તા ૩૦–૩–૯૧ના રોજ નડિયાદની સાઠોદરા નાગર જ્ઞાતિએ 'અબાનાવ નવિશ કરની ફી રી' તથા તેની સાથે નાસી જનાર 'શખ્સ ને રીતમર નાતબહાર મૂક્યા આ બનાવનો ભગ્નહૃદયે ઉ ેખ કરતા મણિલાલ ઉેરમ લખે છે

" હુ ધારૂ છુ કે આ × × × સાથેના માગ સમધરૂપી નાટકનો આ છે નો જ પ્રવેશ હો !"[10]

પોતાની પત્નીને માટે આવા ઉદ્ગારો કાઢના મણિલાલના હ્ નમા કેટનો આઘાત થયો હશે ! તેમણે તેને સુવારવા માટે કશુ કર્યું નહોતુ અથવા તો એના ગુનાઓની કડક શિક્ષા કરી હતી એમ ઉપરના બનાવોને લક્ષમા લેનાર કોઈ તટસ્થ પરીક્ષ કહી નહિ શકે મૂળથી સસ્નગ્હીન કુટુ મમાથી આવેલી અને એમજ બનેલી સ્ત્રી તેના પતિને કદી એક પળ માટે પણ સુખદાયી નીવડી હશે કે કેમ એ પ્રશ્ન છે સમાજમા ઉચ્ચ પ્રતિગ ભોગવતા આ સમાનિત પુરુષે આવી સ્ત્રી મળતા કેટકેના ફ્જેતા અને તિરસ્કાર સહન કરવા પડ્યા હશે !

મણિલાલનુ પોતાનુ ચારિત્ર શિથિલ હતુ એ સ્વીકારીએ પણ સાથે સાથે ઘરના ભરકર ક્લેશમય વાતાવરણની વચ્ચે સિઝાતા રહીને વિરલ ગુણવત્તાવાળુ અક્ષરજીવન ગુજારવાનુ સામર્થ્ય કેળવવુ ને અસા ધારણ મનોબળ માગી લે છે, તે પણ ભૂલવુ ન જોઈએ તેમના ચારિત્ર–સ્ખલનને સમજવા ઇચ્છનારે આવા વિઘાતક બળોની સામે ઝઝૂમવામા મનુષ્યની કેની મોટી શક્તિ વેડફાઈ જતી હશે તેનો તેમજ આ પ્ર ારની સ્ત્રીના સહવાસથી અતૃપ્ત રહેલી વૃત્તિ અન્યત્ર તૃપ્તિ શોધવા ભાગી વળે એ કેટલુ ક્ષમ્ય છે તેનો વિચાર કરવો ઘટે છે

મણિલાલ આપણને અત્યારે અનેક વિષયોથી વેરાયા હોવા છતા સાધારણ મનુષ્યોથી ઊંચા લાગે છે, તો આવી સ્ત્રીને બદલે એમને કોઈ સુશીલ ને પ્રેમાળ પત્ની મળી હોત તો તેમનુ વ્યક્તિત્વ અનેકગણુ તેજસ્વી અને શક્તિશાળી બનત એમા શ ા નથી

૧૦ અગ્નગટ આ ૧, પુ ૧૫૬ ૧૫૭ તા ૧૧ ૪–૯૧ની નોધ

[ ૨૬ ]

## સ્વાર્થીલાં સગાં

કૌટુંબિક અશાંતિના આ કપરા કાળ દરમ્યાન મણિલાલને તેમનાં માબાપ તરફથી પણ કેવળ સ્વાર્થ અને કટુતાયુક્ત વર્તનનો અનુભવ થયો હતો. આ અરસામાં તેમનાં માતુશ્રીમાં એમને ક્રોધ ઉપરાંત સ્વાર્થનાં દર્શન થયાં. માંદગીને બિછાને પડેલા મણિલાલને મા વારંવાર કહ્યા કરતી કે, 'અમે મહેનત કરીએ તેનો હિસાબ નથી.' તેમને આ શબ્દ બાણની માફક વીંધતા હતા. એવામાં નાના ભાઈને ભણવા અંગે તેમણે સહજ કાંઈ ઠપકો આપ્યો તેનું નિમિત્ત લઈ માએ ફરીથી તેમની સાથે ખૂબ કંકાસ કર્યો. ગંભીર માંદગીમાં—પૂરું બોલાય નહિ તેવી સ્થિતિમાં—પડેલા મણિલાલના બિછાના આગળ માએ કૂટ્યું. ગમે તેવા આરોપ મૂક્યા અને 'સાંગો મરે તો ઠીક એમ તું ચાહે છે!' એમ કહેવા લાગ્યાં. એ કકળાટ બે-ત્રણ દિવસ ચાલ્યો. મણિલાલનું હૈયું ફાટી જવા લાગ્યું. તેઓ એકાન્તમાં ચોધાર આંસુએ રડવા લાગ્યા. સારવાર સારુ મુંબઈ જવાનું હતું. પણ માએ પૈસા બગડે એમ કહીને જવાની મના કરી. આથી અકળાઈને તે કહે છે:

"મારી કમાણી હું વાપરું તે મને ન વાપરવા દેવી ને હું ગમે તો મરી જાઉં પણ મારાં માબાપને જ સ્વાધીન કરવી—આ તે કેવી દુષ્ટ ઇચ્છા!" "હું ક્યાં જાઉં? ઉભા પણ ન થવાય ત્યાં ક્યાં જાઉં?"—એમ છતે સાધને તેમને નિઃસહાયતાના ઉદ્‌ગાર કાઢવા પડે

છે એટલામા દનાભાઈ મુબઈથી આવ્યા ને તેમને મુબઈ સારવાર સારુ લઈ ગયા ¹

માતાની આ પ્રકારની વર્તણૂકનુ પૃથક્કરણ કરતા તેઓ કહે છે

"મારા ભાઈ ઉપર પ્રત્યક્ષ ને સ્વાભાવિક પ્રેમ છતા, 'હુ તેને મુવો ઇચ્છુ છુ' આ વજ્રપાત જેવુ વચન પાચ સાત વર્ષના અરસામા ચોથી પાચમી વાર કેમ નીકળ્યુ? અનુસધાન મેળવીએ ત્યારે જણાય છે કે જ્યારે જ્યારે આ વિચાર મારી માના મનમા ઉઠેલો ત્યારે ત્યારે મારી વહુ મારે ઘેર રહેતી જ્યારે તેને કાઢી મુકી હોય તેવા પ્રસગમા કદી આવો અશ પ્રગટેલો નહિ મારી માએ મોઢે બે ચાર વાર કહેલુ કે હુ ને તારો બાપ ન હોઈએ તો આ છોકરાની શી વલે? મે જાતે તથા બીજી રીતે પણ ખાતરી કરેલી હતી કે મારા દીકરાથી વિશેષ એને જીવતા સુધી પાળીશ, ને હુ ન હોઉ ત્યારે પણ દુખી ન થાય એવો બદોબસ્ત કરીશ આ હાલનો મદવાડ વધ્યો તેવામા પણ એ જ વાત થઈ હતી છતા એ જ વિચાર! હાલમા પાચ ૭ દિવસથી મારી વહુને રાખી હતી એટલે વળી વિચાર તાજો થયો કે પોતાના બે છોકરા મુકીને મારા છોકરા પર ધ્યાન નહી આપે કેમ મારે તાબે જ રહે તો ઠીક, એ, વખતે ની બને આ વિચાર થયા હોવા જ જોઈએ ને તે જે કહી ગયો તે લડાઈ રૂપે જણાઈ આ યા!' ²

માતાના વર્તન વિશે મણિલાલે કાઢેલુ આ નિદાન આસપાસનો સદર્ભ જોતા ઘણે અશે સાચુ લાગે છે ચાર હજારના દસ્તાવેજ અગે માતાએ ઉઠાવેલી તકરાર એનો બીજો પુરાવો છે

મણિલાલ મુબઈથી નડિયાદ આ યા તે પછી પણ તબિયત નરમ રહ્યા કરતી હતી એક દિવસ (૧૮૮૮ના જુલાઈમા) એ

---

૧ અપ્રગટ આ વૃ, પૃ ૧૦૬-૧૦૭ તા ૧૮-૫-૮૮ની નોધ
૨ એજન પૃ ૧૦૮ તા ૧ -૫- ૮૮ની નોધ

તાવમા પડ્યા હતા ઘરના બધાને નાતમા જમવા જવાનુ હતુ માતુશ્રીએ એકલા મણિનાલ માટે જ રાધ્યુ હતુ તેમણે મણિનાલને જમવા બોલાવવા સારુ ચાકરને બેઠકના મકાનમા મોકલ્યો

તાવ આવ્યો હોવાથી મણિનાલે જવાબ વાળ્યો 'તાવ આવ્યો છે એટલે જમવાની વાર છે '

આ ઉપરથી તેમના માતુશ્રી રાતાપીળા થતા આ વાત ને દીકરાને ધમકાવતા કહ્યુ 'પહેલા કહ્યુ હોત તો નાતમા જમી આવીને રાધત '

બેઠકના મકાનમા એકલા તાવમા પડેલા મણિનાલ માણસ વગર કોની સાથે કહેવરાવે ? તેમને બહુ ઓછુ આવ્યુ "અરે જીવ ! મારે આવો ઓશીઆળો રોટલો ખાવો હતો ! ને તે પણ માગ આપતા-મુકતા હતા !"

નાતમા જમીને આવ્યા બાદ માએ જમવા બોલાવ્યા મણિનાલે ના પાડી તે પરથી માએ અધિક કુવચનો કહ્યા જે પુત્રની કમાણીથી તેમના ઘરમા ઉજાશ આવ્યો હતો તે જ પુત્રને એ કહેવા લાગ્યા

"હજુ પણ ક્યા સુધી દુ ખ દઈશ ? આજે બળે વર્ષથી હેરાન કરે છે, હવે તો નિકાલ કર "

મણિનાલે જવાબ આપ્યો "એ વાત ઇશ્વરને હાથ છે, પણ મારાથી જે થશે તે કરીશ " તો પુન પ્રત્યુત્તર મળ્યો "જા તારે ફાવે તે કર, તેમા શુ ખાસડુ ફાટી જવાનુ છે ?"૩

માતાની આ ક્ષુદ્રતાએ મણિનાલને જબરો આઘાત આપ્યો 'જે માણસ મને મુએ ચહાય છે તેના ભેગો હુ હાથથી જમીશ નહિ' એમ તેમણે નિશ્ચય કર્યો તદનુસાર તેમણે પોતાના મિત્ર

૩ અપ્રગટ આ ૧, પૃ ૧૧૧ તા ૨ ૮-૮૯ની નોધ

સાંકળચંદ શેઠને રસોઈ સારુ જોઈતો સામાન મંગાવી આપવા કહ્યું. પણ શેઠ તો માનુ ઉપગણ્ લઈ, મિત્રને ઠપકો આપીને ચાલ્યા ગયા !

મણિલાલે આખી રાત અનેક તર્કવિતર્કમા રડતા રડતાં પસાર કરી. સવાર થઈ ભૂખ લાગી. પણ વાસણકૂસણ કશુ નહોતુ એ વાસણ વેચાતા મગાવીને એકાદ રસોઇયાને બોલાવી ખીચડી ઓરાવી ખાવાનો વિચાર કરતા હતા. ત્યા ચતુરભાઈ આવ્યા તેમણે ચતુરભાઈને બધી વાત કરી

ચતુરભાઈએ દિલાસો આપ્યો ને તે વાસણ વગેરેનો બદોબસ્ત કરવા ગયા. દરમ્યાન માતુશ્રી આવ્યા જમવાનુ પૂછ્યુ મણિલાલે ના પાડી એટલે જરાતરા આગ્રહ કરીને ગયા. નવેક વાગ્યા પણ ચતુરભાઈ ન આવ્યા એટલે ભૂખ્યા મણિલાલે એક શેર દૂધ ઊનુ કરાવ્યા વિના પી લીધુ પછી ચતુરભાઈ આવ્યા તેમણે મણિલાલને હાલ તબિયત નરમ હોવાથી મા સાથે સમાધાન કરવા સમજાવ્યા અને માતુશ્રીને સારી પેઠે ઠપકો દીધો

માએ પણ ઊભરા કાઢતા "મણિલાલે ચાર હજારનો આગવો દસ્તાવેજ શા માટે કર્યો ?" એમ કહી દીધુ છેવટે સમાધાન થયુ

આ બધો વખત નગુભાઈ મણિલાલની નજર આગળ પણ દેખાતા નહિ ગભીર માંદગીમા સપડાયેલા દીકરાની તબિયતની કાળજી કે ચિંતા બતાવવી તો એક બાજુ રહી, પણ એવી સ્થિતિમા પણ પૈસાને માટે દીકરાને સતાવવામા બાપે બાકી રાખી નહોતી મુબઈથી આવ્યા પછી મણિલાલને નગુભાઈએ સાફ કહી દીધું હતુ કે 'હુ ઘરને માટે દૂધના પૈસા નહિ આપુ.' એટલે મણિલાલ પોતાની પાસેથી પૈસા આપીને દૂધ મંગાવતા.

સમાધાન થયા પછી થોડે દિવસે વાત નીકળતા નગુભાઈએ તેમને કહ્યું "તે ચાર હજારનો દસ્તાવેજ તારે નામે કર્યો અમને ખોટ લાગ્યુ છે"

આ સાભળીને મણિલાલ આત્મગત ઉદ્ગાર કાઢે છે "ગો ઇન્સાફ! મારી કમાણીની મે વ્યવસ્થા કરી ને આ લોકોને આપી ના દીધી તેમા એમને ખોટુ લાગ્યુ! ને મારા છોકરા ભીખ માગીએ, ને માબાપ તથા નાના ભાઈ મારે પૈસે ચેનગાડી કરે! વાહ! રે વાહ!'

વળી પિતાએ તકરાર ઉઠાવી 'ઘરમા ઘી નથી, ઘઉં નથી, તે હું લાવનાર નથી, મારે આવો ખરચ ચાલે નહિ તમારે પરવડે તો લાવો ને ખાઓ — એમ કહીને મણિલાલ પાસે તેમણે પૈસાની માગણી કરી

એક દિવસ નભુભાઈએ દીકરા પાસે ઘીના ૨ રૂ માગતા કહ્યુ કે '(પૈસા) આપે તો ઘી આવશે, નહી તો ઘી વિના ખાવુ પડશે

મણિલાલે જવાબ આપ્યો "રૂપીઆ જરૂર હોય તો લો, પણ આ તે વીરી જેવો વ્યવહાર કેવો? હાલ રૂપીઆ નહી આપુ, અને ઘી વિના જમાડશો તો જમીશુ "

આ ઉપરથી વળી કકાસ થયો ભાગ વહેચી લો, જુદુ કરો, વગેરે વાતો જોસબંધ થવા લાગી મણિલાલે ભાગ વહેચવાની હા કહી પણ સાજ પડતા જ એ વાત ટાઢી પડી ગઈ ને ઘી આપોઆપ હાજર થયુ પછી તેમના મિત્ર આગળ માબાપ કહેવા લાગ્યા કે "ભાગબાગમા કાઈ છે નહી, એમા કાઈ મળે તેમ નથી, આ મદવાડમાથી મરી ગયો હોત તો આ વેળા આવત જ નહી, શા માટે ગરબડ કરે છે? હજી તો નાના દીકરાને પરણાવવો છે પછી વાત "

માબાપનુ આવુ ક્ષુદ્ર વર્તન જોઈને મણિલાલ તેમના પરથી આસક્તિ ઉઠાવી લેતા હોય તેમ કહે છે "ધન્ય છે! મને પણ સસારમા કોઈ પર તો નહી પણ આટલા માબાપ પર આસક્તિ

ભરાઈ રહી હતી કે બીચારા શું કરશે તે આવી પ્રપંચવિદ્યા ન જાણી હોત તો ક્યારે તુરત! 'ભનુ થયુ ભાગી જંજાળ!'"૪

મણિલાલના માતુશ્રી જૂના ઘરમાંથી એક દિવસ નવા ઘરમાં રસોડુ ફેરવી નાખીને બીજે દિવસે પાછા ડોસાને નવા ઘરમા નથી ફાવતુ એવું બહાનુ કાઢીને જૂના ઘરમા ગયા તેમણે આમ કરીને મણિલાલને જુદા કાઢવાનો પેતરો રચ્યો મણિલાલે આ કજિયાથી કંટાળીને માબાપને માસિક રૂ રપુ આપવાનો નિયમ કરાવ્યો એટલે 'મા ખુશ થઈને પૂર્વવત્ વ્યવહાર ચલાવવા લાગ્યા '૫

નભુભાઈ તા ૧ સપ્ટેમ્બર ૧૮૮૯ના રોજ નડિયાદમા અવસાન પામ્યા પિતાના અંતકાળ વખતે મણિલાલ તેમની પાસે નહોતા નોકરી અંગે કચ્છના તે વખતના દીવાન મોતીલાલ લાલભાઈને મળવા સારુ મનસુખરામે બોલાવ્યા હોવાથી એ શનિવાર તા ૩૧ ઓગસ્ટ ૧૮૮૯ના રોજ મુંબઈ ગયા હતા નભુભાઈને દશેક દિવસથી તાવ આવતો હતો, પણ કંઈ ભય જેવુ નહોતુ છતા મણિલાલે ભય અટકળીને મુંબઈ જવાનુ માંડી વાળ્યુ, ત્યારે નભુભાઈએ એમની અટકળને હસી કાઢીને અત્યત આગ્રહથી તેમને મુંબઈ મોકલ્યા

મુંબઈના કામ મણિલાલે જતાવેંત ઝટપટ પતાવવા માંડ્યા કચ્છના પુસ્તકો ભેગા કરી લીધા સેક્રેટરીએટમા પોતાની નોકરી અંગે તપાસ કરવાની હતી તે કરી ને તેમના નાટક સબધી નાટકમંડળી સાથે પતાવવાનો પ્રયત્ન કર્યો, પણ કાંઈ પત્યુ નહિ સોમવારે સાંજે તેઓ મુંબઈથી નીકળવાના હતા, ત્યાં પિતાના મૃત્યુના સમાચાર તેમને મુંબઈમાં તારથી મળ્યા ૬

૪ અપ્રગટ આ ૩, પૃ ૧૧૧-૧૧૮ તા ૨-૮-૮૮ની નોધ
૫ એજન, પૃ. ૧૧૬ તા ૨-૮-૮૮ની નોંધ
૬ એજન, પૃ ૧૨૮ ૧૨૯ તા ૪-૧૦-૮૯ની નોંધ

મણિલાલ કહે છે કે પિતાનું મૃત્યુ તા ૧ સપ્ટે ૧૮૮૯ની પૂર્વરાત્રિએ થયેલું તેની સૂચના તેજ રાત્રિના પશ્ચિમ ભાગમા સ્વપ્નની અંદર પોતાને થઈ હતી! સોમવારે સવારે પૂજા કરતા પણ એ વાત સૂચવાઈ હતી! પોતાની ગેરહાજરીમા પિતાનો દેહ પડ્યો, તેથી એમને અતુલ શોક થયો પ્રારબ્ધયોગને અધીન થઈ મન વાળી, તે નડિયાદ આવ્યા

નભુભાઈના ચોપડા તપાસતા જણાયુ કે ઉઘરાણી આશરે પાંચેક હજારની ને દેવું એટલું હજારનું હતુ આ વખતે મણિલાલ પાસે રૂ ૪૬૦૦] જેટલી બચત થયેલી હતી તેમણે જ્ઞાતિના રિવાજ કરતા ટોટી–બમણી રકમ (આશરે રૂ ૭૦૦) ખર્ચીને પિતાની ઉત્તરક્રિયા ઉત્તમ રીતે કરી

આ વખતે મણિલાલની પાસે રોકડ દ્રવ્ય ઘણુ ઓછુ થઈ ગયુ હતુ થોડા રૂપિયા તેમણે પિતાશ્રીના લહેણામાથી ભેગા કરી લીધા ઉપરાત બારમાને દિવસે જ ભાવનગરથી તેમના પગારના બાકી હતા તે રૂ ૩૨૭]ની હૂંડી આવી આની તેમને બિલકુલ આશા નહોતી મણિલાલ આને પોતે ઉપાસતા હતા તે શક્તિનો પ્રભાવ ગણે છે! પિતાની ઉત્તરક્રિયામા પિતરાઈ કાકા બલાભાઈએ તેમને ખૂબ મદદ કરી હતી એમ તેઓ રોજનીશીમા નોંધે છે [૭]

---

૭ અપ્રગટ આ ૬, પૃ ૧૨૯–૩૦ તા ૪ ૧૦ ૮૯ની નોંધ.

[૨૭]

# ચોરીનો મુકદ્દમો

મણિલાલને પોતાના ભાઈ માધવલાલ પર નિરંતર પ્રેમ રહ્યો હતો. આ ભાઈને લીધે તેમને માતાનાં કુવચનો સાંભળવાં પડ્યાં હતાં અને એને લીધે ચાર હજારના દસ્તાવેજ અંગે મોટો કુટુંબક્લેશ થયો હતો. માધવલાલના ચારિત્ર તેમજ ભણતર વિશે મણિલાલને બહુ ચિંતા રહેતી. માતાના ઠપકાની પરવા કર્યા વગર તેઓ માધવલાલના અભ્યાસ તથા વર્તન પર સતત નજર રાખ્યા કરતા હતા.

નભુભાઈના મરણ બાદ દરેક મહિને મણિલાલના ઘરમાં ચોરી થઈ. આનો ભેદ મેળવતાં ખબર પડી કે નાના ભાઈ માધવલાલનો આમાં હાથ હતો. તેર વર્ષના 'સાંગા' (માધવલાલ) પર ઘરનાં સર્વનો એટલો બધો વિશ્વાસ હતો કે ઘરમાં દાગીનાની કાઢમૂક તથા રૂપિયાની આપલે તેની દ્વારા થતી. એના પ્રામાણિક વ્યવહારની બધાં ઉપર ઉત્તમ છાપ પડી હતી. આથી તેણે ઘરમાં રૂપિયા દોઢ–બે હજારની કીમતનાં ઘરેણાંની ચોરી કરાવ્યાનું માલૂમ પડ્યું ત્યારે બધાંને બહુ નવાઈ લાગી.

મણિલાલે પેટલાદથી આવીને આ બનાવ અંગે તપાસ શરૂ કરી તો જણાયું કે મણિલાલ દેવશંકર તથા માણેકલાલ નંદલાલ નામના બે છોકરાઓએ માધવલાલને ક્રિકેટના સામાનની પેટી લાવવાની, તે રમવા માટે જમીન રાખવાની અને 'ક્રિકેટ ક્લબ' કાઢીને તેમાંથી ફી વગેરેની આવક થવાની લાલચ દેખાડીને ધીમે ધીમે આશરે બે હજાર (તે વખતના સોનાના ભાવે) રૂપિયાના દાગીના કઢાવી લીધા હતા.

એ બે છોકરાઓએ માધવલાલની રૂમરૂ તે દાગીના મણિલાલના સસરાના માણસ મગળને આપ્યા હતા મગળે તેમાથી ત્રણ દાગીના ગળાવીને તેનુ સોનુ રૂ ૮૦)મા ગીરો મૂક્યુ હતુ

એ રૂપિયામાથી છોકરાઓએ એક કાડાઘડિયાળ, ક્રિકેટનો સામાન, વાજુ ઇ પરચૂરણ સામાન લઈને ગુપ્ત રાખ્યો હતો અને વધેના પૈસા માધવલાલને આપ્યા હતા

આ પૈસા વળી એક ભાવસાર સોનીએ માધવલાલને ભોળવીને વેપાર કરવા લીધેલા જણાયા

આ બધી વાતની તપાસ મણિલાલે ગામના ચાર-પાચ આગેવાનોને સાથે રાખીને કરી નાનાસાહેબના વડીલ ભાઈ દેસાઈજી ખાનસાહેબની ભલામણથી પોલીસની મદદ પણ મળી

કાશીભાઈ મથુરભાઈ નામનો મગળનો પડોશી, જેને ત્યા મગળે દાગીના મૂકેલા, તેને પકડતા તેણે બધી વાત કબૂલ કરી પછી મગળ પકડાયો મણિલાલ તથા તેમના મિત્રોએ એને બહુ સમજાવ્યો એટલે તેણે કબૂલ કર્યું કે,

'દાગીના મારી પાસે છે ને હુ દાગીના લાવી આપીશ'

તેણે સાડા ત્રણ તોલાની એક હાળખી આપી, પણ પાછળથી બીજી જણશો માગતા તે ફરી ગયો ને કરી દાદ દીધી નહિ

મણિલાલના પત્ની પણ આ બનાવમા સડોવાયેલા હતા એમે પોલીસ વચ્ચેથી ખગી ગઈ અને 'અરજી કરો તો અમે માલ પકડાવી આપીએ' એમ કહેવા લાગી

પોતે ફરિયાદ કરે તો બહુ સફળતા મળે તેવી મણિલાલની સ્થિતિ નહોતી છોકરાની સાક્ષી ઊલટતપાસમા નભી ન શકે, વળી, પોતાની પત્ની તથા ભાઈ એમા સડોવાયેલા હતા એટલે તેમણે તત્કાળ ફરિયાદ કરવાનુ માડી વાળ્યુ

વળી આ બનાવમાં સંડોવાયેલો મણિનાન નામનો છોકરો બાળાશંકરનો ભાણેજ થતો હતો. બાળાશંકરે મણિનાનને નુકસાનીનો અમુક ભાગ ભરપાઈ કરવા કબૂલ્યું અને તેમને તે છોકરાને નહિ સંડોવવા શરમાવ્યા.[1]

પછી મુદ્દામાલ મેળવવા પત્નીને હાથ કરવાના મણિનાને કેવા પ્રયત્ન કર્યા અને આખરે મહાલક્ષ્મી કેવી રીતે નાસી ગઈ એનો ઉલ્લેખ આવી ગયો છે. મહાલક્ષ્મીના નાસી ગયા પછી મણિનાને દીવાની કચેરીમાં મગનીઆ સામે રૂ. ૧૦૦૦)નો દાવો કર્યો હતો.[2] તેમાં તેઓ હાર્યા.[3] એટલે અપીલ નોંધાવી તો તેમાં મગનીઆ હાર્યો. એટલે તેણે વગતી અપીલ હાઈકોર્ટમાં કરી.[4] છેવટે મગનીઆ હાઈકોર્ટમાં પણ હાર્યો હતો.[5]

આમ સતત આઠ વર્ષ લગી જેને કારણે પોતાને કચેરીમાં દોડાદોડ કરવી પડી હતી તે નાનાભાઈના કૃત્ય વિશે મનન કરતાં ભાઈ આ દાખલાથી સુધરે એ જ ઇચ્છા તેમણે વ્યક્ત કરી છે. સમસ્ત બનાવનું અવલોકન કરતાં 'સર્વોપરિ તો પ્રારબ્ધ જ છે' એમ કહીને તેઓ મન વાળે છે ને ઉદ્‌ગાર કાઢે છે:

'પ્રારબ્ધ પણ હવે મારા મનને કાંઈ દુઃખ કરતું નથી. હજુ જે હોય તે ભલે દાનવે કે નક્કી થઈ જાય—અહો! સંસારનાટકની

---

૧ અપ્રગટ આ. ૨, પૃ. ૧૩૨-૧૩૬. તા. ૧૭-૧૧-૮૯ની નોંધ.

૨ એજન, પૃ. ૧૫૨. તા. ૨૩-૧૨-૯૦ની નોંધ.

૩ એજન, પૃ. ૧૬૫. તા. ૧૦-૮-૯૨ની નોંધ.

૪ એજન પૃ. ૧૭૦. તા. ૬-૨-૯૩ની નોંધ.

૫ એજન, પૃ. ૧૮૬. તા. ૧૯-૮-૯૪ની નોંધ. મણિલાલને આ કેસ અંગે ૧૮૯૭ સુધી નડિયાદ-મુંબઈ વચ્ચે દોડાદોડ કરવી પડી હતી તેમ એમણે ૧૮૯૭માં કરેલા વસિયતનામા પરથી જણાય છે.

જુઓ 'મણિલાલનું વસિયતનામું,' પરિશિષ્ટ ૧.

રમુજ પણ ઓર જ છે, પણ તેમાં રહે છતે પણ તેથી વિરક્ત ફરનારને જ સમજાય છે ને આનંદ આપે છે.'[૬]

આની પછી ઓગણીસ દિવસે (તા. ૬-૧૨-૮૯ના રોજ) મણિલાલ જ્ઞાનદષ્ટિએ જિંદગીનું નિરીક્ષણ કરે છે અને સંન્યાસી થવાના વિચાર કરે છે. પણ વળી પાછુ કુટુંબ માટેનું મમત્વ તેમને એમ કરતાં રોકે છે.

તેઓ કહે છે: "સંન્યાસી થઈને ચાલી જાઉં તો આ ક્લેશ ટળે, ને મને જે જ્ઞાનથી સમ્યગ્દષ્ટિ થાય છે તે સ્થિર થાય; પણ તેમાં યે મન એકદમ વળતું નથી; પુત્ર કેવલ ઋજુબુદ્ધિ છે. તેમનો નિસાસો મને નડે એમાં મારૂં શું કલ્યાણ? વળી જે ××××× મારી સ્ત્રીના નામે ગણાય છે તે પણ એમ થવાથી તો મારાં મા તથા ભાઈને નડવા તૈયાર જ થાય. ત્યારે વીલ કરૂં? હા, તેમ કરીશ. તેમ જ તેમ જ......"[૭]

તા. ૨૧-૭-૯૦ તથા તા. ૨૩-૭-૯૦ના રોજ મિલ્કત ની વારી મિલકતની મણિલાલે વ્યવસ્થા કરી અને પોતાની મિલકતનું વસિયતનામું તૈયાર કર્યું. પિતાની બધી મિલકત તેમણે નાના ભાઈને આપી. તે ઉપરાંત પોતાની આગવી મિલકત ભાઈ તથા બે દીકરા મળીને ત્રણેને સરખે ભાગે વહેંચી આપી. વસિયતનામાની તારીખ પછી પોતે કરેલી કમાણીની પણ એ જ ધોરણે વહેંચણી થાય એમ તેઓએ નોંધ કરી.[૮] આ વ્યવસ્થા પરથી સમજાશે કે તેમને નાનાભાઈ પર પુત્રવત્ પ્રેમ હતો.

૧૮૯૧ના મે મહિનામાં મણિલાલે પોતાના બે દીકરાને ઉપવીત ધારણ કરાવ્યું. પછી તેમને ભાઈ તથા મોટા દીકરાનાં લગ્નની ચિંતા

૬. અપ્રગટ આ. ચ., પૃ. ૧૩૬ : તા. ૧૭-૧૧-૮૯ની નોંધ.
૭. એજન, પૃ. ૧૩૬-૩૭ : તા. ૬-૧૨-૮૯ની નોંધ.
૮. એજન, પૃ. ૧૫૬ : તા. ૨૩-૧૨-૯૦ની નોંધ.

થવા લાગી. એ વખતે સાઠોદરા નાગર બ્રાહ્મણોમાં કન્યાની ઘણી અછત હતી. ગૃહસ્થ વર્ગની કન્યા લેવા જતાં દરેકને માટે ઓછામાં ઓછા રૂપિયા દસ હજાર ખર્ચ થાય તેમ હતું. ત્રણને માટે ત્રીસ હજાર ખર્ચવા જેટલી મણિલાલની શક્તિ નહોતી; અને શક્તિ હોય તોપણ ગૃહસ્થમાંથી કોઈ કન્યા આપવા તત્પર થાય તેવો સંભવ નહોતો. આમ છોકરાને પરણાવવાની મુશ્કેલી મોટી હતી. બીજી તરફ, પોતાના અનુભવ પરથી તેમણે યોગ્ય વયના પુરુષ માટે લગ્નની આવશ્યકતા સ્વીકારી હતી. લગ્નજીવનના કડવા અનુભવને લીધે તે પ્રથાની વિરુદ્ધ કહેવાને બદલે તેઓ જુવાન પુરુષના ચારિત્રઘડતર પરત્વે લગ્નની દૃઢ હિમાયત કરે છે તે ખાસ ધ્યાનપાત્ર છે. તેઓ કહે છે :

"મારા પોતાના અનુભવથી તેમ બીજાનાં દૃષ્ટાંતથી એક વાતનો મને નિશ્ચય થયો છે કે પુરુષાતન યોગ્ય વયનું થતાં માણસ જો સ્ત્રી-સમાગમ ન પામે તો તે કુછંદી થઈ જાય છે. આ એક મહા અનર્થ છે. ખાવાપીવા કરી આપનાર ન હોય તેથી દુઃખ થાય તે વાત તો એક જુદી છે, પણ આ અનર્થ બહુ ભયંકર છે, અને એનાથી સ્ત્રીસમાગમની મૃદુ અસરને અભાવે, માણસ રુક્ષ, સ્વચ્છંદી, બેદરકાર, અને કુછંદી થઈ જઈ આત્મવાલ વણસાડે છે. બહુ બલિષ્ઠ સંસ્કાર હોય તો જ તે સીધો રહી શકે છે, કે બગડીને ઠેકાણે આવે છે. મારા ભાઈ તથા છોકરાને આવા ભયમાંથી બચાવવા માટે યત્નવાન્ થવું, જોકે ખરું નિમિત્ત તો તેમનું પ્રારબ્ધ છે, એ મારી ફરજ છે."[૯]

પોતે ભોગ બનેલ અનિષ્ટમાંથી પોતાનાં બાળકોને ઉગારી લેવાનો તેઓએ આમ દૃઢ નિશ્ચય કર્યો, અને નાતના સાંકડા વર્તુળને નહિ

૯. અપ્રગટ આ ચ., પૃ. ૧૫૭–૧૫૮ : તા. ૧૧–૪–૯૧ની નોંધ.

વળગી રહેતાં 'બાયડ'માં[10] છોકરાઓને પરણાવવા તૈયાર થયા. શનિવાર તા. ૩૦-૪-૧૮૯૨ના રોજ તેમના નાના ભાઈ અને મોટા દીકરાનાં લગ્ન નક્કી થયાં. બંનેના કુલ રૂ. ૪૦૦૦) રોકડા સામા પક્ષને આપવાનું પરવડ્યું.[11]

૧૮૯૩ના ડિસેંબરમાં તેઓ વડોદરા કાયમને માટે રહેવા ગયા. તે અરસામાં જ નડિયાદમાં તેમનું નવું ઘર બંધાઈને તૈયાર થઈ ગયું. બે દીકરા ને નાનો ભાઈ એમ ત્રણ જણ માટે ત્રણ ઘર તૈયાર થવાથી કુટુંબવત્સલ મણિલાલે સંતોષ અનુભવ્યો.

---

૧૦. બાયડ એટલે બાહ્યક–બહારના; નડિયાદની બહાર ગામડામાં રહેતા સાઠોદરા નાગર બ્રાહ્મણ. આ 'બાયડ'ની ઉત્પત્તિ વિશે એવી માન્યતા પ્રચલિત છે કે નડિયાદની આસપાસના કોઈ ગામડાના સાઠોદરા કુટુંબમાં એકવાર લગ્ન-પ્રસંગ હતો. લગ્નને દિવસે જ, વિધિ પૂર્ણ થયા બાદ, વરનું મૃત્યુ થયું. કન્યાનાં માબાપે તે કન્યાને બીજે પરણાવી. તેથી જ્ઞાતિના રૂઢિચુસ્ત આગેવાનોએ એ કુટુંબને જ્ઞાતિ બહાર મૂક્યું. આ કુટુંબનો પરિવાર 'બાયડ' કહેવાયો. મણિલાલના વખતમાં આ બાયડો સાથે જ્ઞાતિનો રોટી વ્યવહાર ખરો, પણ બેટી વ્યવહાર નહીં. કાળક્રમે જ્ઞાતિબંધનો શિથિલ થઈ જતાં આજે એ ભેદ રહ્યો નથી.

૧૧. અપ્રગટ આ. ચ., પૃ. ૧૬૪ : તા. ૧૦-૪-૯૨ની નોંધ.

## [ ૨૮ ]

# નોકરી કે કાજળની કોટડી?

વડોદરા રાજ્ય તરફથી પાટણના ગ્રંથભંડારોની તપાસ પૂરી કરીને છેવટે મણિલાલે તે કાર્યનો અહેવાલ રાજ્ય સમક્ષ રજૂ કર્યો. તેમાં વડોદરાની અંદર એક વ્યવસ્થિત ભાષાંતર અને સંશોધન ખાતું ખોલવામાં આવે તો તેની દ્વારા ઈ. સ. પૂર્વે ૩૦૦–૪૦૦ વર્ષથી શરૂ કરીને અર્વાચીન કાળ પર્યન્તનો ગુજરાતનો ઇતિહાસ તૈયાર થઈ શકે એવું સૂચન કર્યું હતું.

તપાસ દરમ્યાન ભંડારના તમામ ગ્રંથોની ફેરિસ્ત તૈયાર કરવા ઉપરાંત તેમણે લગભગ પચાસ જેટલા અગત્યના ગ્રંથોની નકલ કરાવી લીધી હતી.

તેમના ભાષાંતર-સંશોધન-કાર્યની વડોદરાના તે વખતના નાયબ દીવાન રા. બ. આઠલ્યે પર સારી છાપ પડી હતી. એટલે આઠલ્યેના પ્રયાસથી ૧૮૯૩ના ડિસેંબરમાં વડોદરા રાજ્ય તરફથી 'સંસ્કૃત ભાષાંતર શોધ ખાતું' પાંચ માસ માટે ખોલવામાં આવ્યું અને તેના મુખ્ય અધિકારી તરીકે માસિક રૂ. ૩૫૦) (બાબાશાઈ)ના પગારથી મણિલાલની નિમણૂક થઈ. આ સમયથી તેમણે વડોદરામાં સ્થાયી નિવાસ શરૂ કર્યો.

પાંચ માસની મુદત પૂરી થયા બાદ, કામ જોઈને, ઉપર્યુક્ત ભાષાંતર-સંશોધન ખાતું કાયમને માટે ચાલુ રાખવાની રા. બ. આઠલ્યેની યોજના હતી. પણ તે મુદત પૂરી થાય તે પહેલાં જ આઠલ્યેનું અવસાન થયું.

જોઈતો હતો ' એટલે મણિલાલે બાળાશંકરને રજા અપાવવાને બદલે વડોદરામાં કાયમની નોકરી અપાવી.[૩]

બાળાશંકર હવે વડોદરે આવીને રહ્યા. તેમણે મણિલાલ અને હરગોવનદાસ વચ્ચે ચાલતો અણબનાવ જોયો. એટલે બારોબાર 'અમદાવાદ ટાઈમ્સ'મા હરગોવનદાસની વિરુદ્ધ લખાવવા માંડ્યું. આ લખાણે વડોદરામાં ચકચાર જગાવી. દીવાન તથા બીજા મિત્રોએ મણિલાલને તે અટકાવવા કહ્યું. મણિલાલ કે બાળાશંકરે એમાં એક અક્ષર પણ લખ્યો નહોતો. પરંતુ તેના લખનાર એમના કબજામાં હતા.

બીજી તરફ પોતાના હોદ્દાની રૂઈએ હરગોવનદાસે મણિલાલનાં ભાષાતરો તપાસવાની માગણી કરી. તે પરથી મણિલાલે તેમની વિરુદ્ધ એક રીતસરનું નિવેદન હજૂરમાં મોકલ્યું અને તેમાં જણાવ્યું ' હરગોવનદાસ મારા ઉપરી થઈ શકે નહિ, ને થાય, એવો શ્રીમન્મહારાજાના પાછલા હુકમોનો ઉદ્દેશ પણ નથી.' એ નિવેદનની સાથે તેમણે 'બાળવિનાસ' અંગેનું લખાણ વડોદરાની 'એજ્યુકેશન કમિટી'માં હરગોવનદાસે તેમના ભાષાતરોની વિરુદ્ધ લખાવેલું તેનો પોતે આપેલો ખુલાસો[૪] વગેરે કાગળો પણ સામેલ રાખ્યા.

એ કાગળો મણિલાલે દીવાનને મોકલ્યા. સાથે તેમના પર ખાનગી ચિઠ્ઠી લખી:

"આપે મને આજ પર્યંત ઉપકાર વિના બીજું કાંઈ કર્યું નથી, પણ હવે આપની પોતાની સ્થિતિ અહીં બારીક થઈ ગઈ છે, તે વખતે આપને મારે માટે કાંઈ કરવું અડચણભરેલું લાગે તો મારા આ કાગળો ઉપર મારી વિરુદ્ધ ઠરાવ કરવો જેને આધારે રાજીનામું આપી હું ચાલ્યો જઈશ."

એ જ વાત હરિદાસ વિહારીદાસ તથા મનસુખરામ દ્વારા

---

૩ અપ્રગટ આ વૃ, પૃ ૧૮૩ તા ૧૮ ૯ ૯૪ની નોંધ.

૪ જુઓ 'મણિલાલ નભુભાઈ સાહિત્યસાધના', પરિશિષ્ટ-૪, પૃ ૩૭૧.

તેમણે દી બ મણિભાઈને કહેવરાવી, પણ દીવાને મણિલાલને જવાની ના પાડી ને વિરોધીઓ સામે લડી લેવાનુ ઠરાવ્યુ

આમ વડોદરા રાજ્યની નોકરીમા દાખલ થયા ત્યારથી તેમને ખટપટમા સડોવાવુ પડ્યુ હતુ વડોદરાના વાતાવરણથી કટાળીને એ કહે છે

"આ કાજળની કોટડી છે, એમા હુ આવીને ફસાયાથી પસ્તાઉ છુ, વગર ડાઘે જવાય તો સારૂ "[૫]

બાળાશકરના પક્ષકારો હરગોવનદાસની વિરુદ્ધ 'અમદાવાદ ટાઇમ્સ'મા લખતા હતા તેનુ સમાધાન કરાવવા દીવાન મણિભાઈ વચ્ચે પડ્યા અગાઉ મણિલાલે તેમનુ પોતાનુ એવુ જ કામ કરેલુ તેથી મણિભાઈએ મણિલાલને એ બાબત 'માણુ કરવા માડ્યુ આનુ પરિણામ એ આવ્યુ કે હરગોવનદાસના મનમા દઢ શકા પેઠી કે તેમની વિરુદ્ધ લખનાર-લખાવનાર મણિલાલ જ છે તેમણે બાળા શકરની અગત ગીમત કરનારા લખાણ વડોદરાના 'હિતેચ્છુ' પત્રમા છપાવ્યા તે પછી મણિલાલની અગત નિદા પણ 'હિતેચ્છુ'મા પ્રગટ થઈ 'ગસ્તગોફ્તાર', 'હિતેચ્છુ', 'ગુજરાતી' વગેરે પત્રોમા 'ગુજરાતના લેખકો'ના જવાબરૂપે તીખુ લખાણ પ્રસિદ્ધ થયુ 'હિન્દુસ્તાન' અને 'સુદર્શન'મા એના પ્રત્યુત્તર આવ્યા, 'જેથી બધા પત્રો દબાઈ ગયા' 'ગુજરાતી એ તો અધૂરુ મૂકેલુ લખાણ પૂરુ પ કર્યું નહિ!

વડોદરા તળમા હરગોવનદાસે 'વિચારસાગર' અને 'સનાઉ વિજય'ની અદર, મણિલાલે વડોદરા રાજ્ય માટે કરેલા ભાષાંતરો એમ છે એમ સાબિત કરવા સારુ દર અઠવાડિયે 'પીક અખબાર

૫. આત્મ આ વૃ, પૃ ૧૮૫ તા ૧૮ ૮ ૯૪ની નોધ

માડી ' તેનો જવાબ મણિલાલના મિત્ર પ્રહ્લાદજીએ ' વડોદરાવત્સલ 'મા આપવા માડ્યો એ ને તે ટીકા પણ બધ પડી ગઈ[૬]

આ બની લડાઈ ચાલતી હતી તેથી ઉશ્કેરાઈને બાળાશકરે ' અમદાવાદ ટાઈમ્સ 'મા નગી હરગોવનદાસ વિરુદ્ધ સખત લખાણ કર્યું મણિલાલ તથા પ્રહ્લાદજીએ તેમને ઘણા વાર્યા, પણ બાળાશકર અટક્યા નહિ સમાવાનના આવેલ પ્રસગો ચાલ્યા ગયા વાત વધી ગઈ

પરિણામે ૧૮૮૪ના ઑક્ટોબરમા હરગોવનદાસે વડોદરા રાજ્ય કાઉન્સિલને અરજી કરી ' અમદાવાદ ટાઈમ્સ ' અને તેમા મારી વિરુદ્ધ લખનાર મણિલાલ તથા બાળાશકર ઉપર લાઈબલ માડવા (બદનક્ષીની ફરિયાદ કરવા ) પરવાનગી આપો '

દીવાને વચ્ચે પડીને સમાધાન કરવાનો પ્રયત્ન કર્યો

મણિલાલને જ્યારે આ વાતની ખબર પડી ત્યારે તેમણે કાઉન્સિલને સામી અરજી કરી

" હરગોવનદાસે મારા ઉપર શક રાખી લાઈબલ માડવા અરજી કરી છે તેની નકલ આપો કે જેથી હુ સામો લાઈબલ માડી શકુ. '

દીવાને તેમને અરજીની નકલ ન આપી, અરજીનો નિકાલ પણ ન કર્યો ને તેમની નોકરીની મુદતનો નિકાલ પણ ન કર્યો મણિલાલ દબાઈને સમાધાન પર આવે એ આશાથી તેમણે માત્ર બીજી બે મહિનાની મુદત વધારી આપી[૭]

૧૮૮૫ના જાન્યુઆરીમા મહારાજા સયાજીરાવ વિલાયતથી આવ્યા બાપટ કેસને કારણે દી બ મણિભાઈ પ્રત્યે તેમને અણગમો ઊપજ્યો હતો મણિલાલની નોકરીના કાગળો મહારાજાએ મગાવ્યા

૬ અપ્રગટ આ વૃ, પૃ ૧૮૩ તા ૨૨ ૮ ૮૫ની નોધ
૭ એજન, પૃ ૧૮૩-૮૪ તા ૨૨-૮ ૮૫ની નોધ

એપ્રિલ સુધી તેમણે એ કાગળો પોતાની પાસે રાખી મૂકીને પાછા મોકલ્યા, પણ નિકાલ કર્યો નહિ

એ અરસામા મહારાજાએ હરગોવનદાસને 'અમદાવાદ ટાઇમ્સ' પર બદનક્ષીની ફરિયાદ કરવા હુકમ કર્યો હરગોવનદાસે તેમ કર્યું. 'ટાઇમ્સ'વાળો મણિલાલ, બાળાશકરનુ નામ આપે તે માટે હરગોવનદાસે બહુ પ્રયત્ન કર્યો, પણ તેમા એ ફાવ્યા નહિ

બીજી તરફ, મણિલાલની નોકરીના કાગળો રાજ્યની કાઉન્સિલમાં પડ્યા રહ્યા હતા મહારાજા નીલગિરિ ગયા દીવાન દીકરો પરણાવવા પોતાના વતન ગોવરે ગયા કાઉન્સિલ દક્ષિણીઓની બનેલી હતી. તેમને મણિલાલે ૧૮૮૫ના જૂનમા લખ્યુ

"જાન્યુઆરી '૮૫થી મારા ખાતાને પગાર મળ્યો નથી. કાગળો કાઉન્સિલ આગળ પડી રહ્યા છે કા તો કામનો નિકાલ કરો કે પગાર ચાલતો કરો"

કાઉન્સિલે ભાષાતર ખાતું બધ કરવા હુકમ કર્યો પણ પગાર આપી શકાશે નહિ એમ જણાવ્યુ ! મણિલાલે પગાર બાબત ફરીથી લખ્યુ છેવટે પગાર મળ્યો અધૂર્ં રહેલા કામ અગે તેમણે નિવેદન કર્યું અને ૧૮૮૫ના જુલાઈમાં ભાષાતર ખાતુ બધ કરીને તેઓ નડિયાદ આવ્યા[૮]

વડોદરાની ખટપટમાથી છૂટા થવાથી તેમને આનદ થયો ઘેર આવ્યા પછી વાસણા ખાતે લીધેલી જમીનની તપાસ કરી તો તેમા એમને પાચ હજાર રૂપિયાની ખોટ જણાઈ આથી તેમણે જમીનની યોગ્ય વ્યવસ્થા કરવા અને તેની બરાબર દેખરેખ રાખવા પાછળ પૂરતો સમય આપવાનો નિશ્ચય કર્યો

૮ અપ્રગટ આ ૧, પૃ ૧૬૪ ૬૫ તા ૨૨ ૮ ૮૫ની નોધ

આ અરસામાં મુબઈમાં 'હિંદુસ્તાન' પત્રના અધિપતિ વનમાળી લાધાએ 'સાક્ષર સહાયક પ્રજાબોધક મંડળી' કાઢી હતી તેમાં મણિલાલે રૂા. ૨૫નો એક શેર લીધો અને તેમની ભલામણથી બીજાઓએ પણ એ શેર લીધા [૯]

૯. અપ્રગટ આ. ૧, પૃ. ૧૯૬-૧૯૭ : તા ૨૨-૮-૯૫ની નોધ.

[ ૨૯ ]

## અધ્યાત્મ-આનંદનો પ્રસંગ

વડોદરા રાજ્ય તરફથી સંસ્કૃતમાંથી ગુજરાતી ભાષાંતર સહિત સંશોધન-સંપાદન અર્થે મણિલાલને સોંપાયેલ ગ્રંથો પૈકી નીચેના આ દોઢેક વરસના ગાળામાં તૈયાર થયા હતા :

સાર સંગ્રહ, ભાગ ૧ તથા ૨; વસ્તુપાલચરિત; સમરાદિત્ય-ચરિત; યોગબિન્દુ (અપૂર્ણ); અનેકાન્તવાદપ્રવેશ; પંચોપાખ્યાન (જૂની ગુજરાતીમાંથી ભાષાંતર); અલંકારચૂડામણિ; (અપૂર્ણ); જ્યોતિષ્કંડ (અપૂર્ણ); વૃત્તરત્નાવૃત્તિ; રુદ્રશૃંગારતિલક (અપૂર્ણ); રસમંજરી ટીકા; છંદોનુશાસન (અપૂર્ણ); નૈષધટીકા (અપૂર્ણ) અને અભિનંદનકાવ્ય (અપૂર્ણ).[૧]

નોકરીને અંગે આટલું કામ કરવા ઉપરાંત વડોદરા-નિવાસ દરમ્યાન તેમણે કચ્છ રાજ્ય માટે 'વાક્પાટવ' ને 'શિક્ષણ અને સ્વશિક્ષણ' એ બે પુસ્તકો તૈયાર કરીને મનઃસુખરામને સોંપ્યાં; તેમાંથી તેમને રૂ. ૧૨૦૦) મળ્યા. 'જ્ઞાનમંજૂષા' માટે શરૂ કરેલું 'ચેતનશાસ્ત્ર' પણ આ વખતે પૂરું થયું. ઉપરાંત, તુકારામ તાત્યા તરફથી 'જીવન્મુક્તિવિવેક'નું અને ગિરધરલાલ હીરાભાઈ તરફથી 'સમાધિશતક'નું અંગ્રેજી ભાષાંતર તેમણે તૈયાર કરેલું તે પણ આ

---

૧ આ હકીકત 'સુદર્શન ગદ્યાવલી'ને અંતે આપેલી યાદી તેમજ મણિલાલે પોતે છપાવેલી 'List of M. N. Dvivedi's works' નામની અંગ્રેજી યાદીને આધારે તૈયાર કરેલી છે. વડોદરા આવ્યા પહેલાં અને વડો-દરા છોડયા પછી તૈયાર કરેલા ગ્રંથોને બાદ કરીને આ કૃતિઓ તારવી

અરસામાં બહાર પડ્યું ગુ વ સો માટે રચાતા ન્યાયશાસ્ત્રનો પૂર્વ ભાગ–'પરામર્શ ખંડ'–પણ આ અરસામા પૂરો કરીને તેમણે ગુ વ સો ને મોકલી આપ્યો સ્વેચ્છાએ તૈયાર કરેના ગ્રંથોમા પ્રથમ, વેદાન્તોપયોગી વચનમાત્ર ભેગા કરીને 'The Imitation of Shankara' આયોજ્યુ છે તેનુ ગુજરાતી ભાષાતર 'પચશતી' પણ તેઓએ અગ્રેજી ગ્રથની સાથે જ છાપવા આપ્યુ આ સિવાય 'આત્મનિમજ્જન' એ નામે, ૧૮૯૫ના જૂન સુધી પોતે રચેલા સઘળા કાવ્યોનો સગ્રહ, ભાષ્ય સહિત તૈયાર કરીને તેમણે છપાવવા આપ્યો ૨

વળી, તેમને આ અરસામા નીચેના પુસ્તકો તૈયાર કરવાનુ કામ સોંપવામા આવ્યુ

(૧) વડોદરાની 'લૉ કમીટી' તરફથી 'વિવાદતાડવ',

(૨) 'બૉમ્બે સસ્કૃત સીરીઝ' માટે 'સ્યાદ્વાદમજરી',

(૩) મન સુખરામ દ્વારા ભાવનગરના દીવાન ગૌરીશકર ઉ ઓઝાનુ જીવનચરિત

(૪) પ્રો ગજ્જર દ્વારા સસ્કૃત ભાષા–સાહિત્યના ઇતિહાસનુ કામ ૩

આ ચાર પૈકી માત્ર પહેલુ જ તેઓ પૂરેપૂરુ તૈયાર કરી શક્યા હતા બીજુ તેમણે અધૂરુ મૂકેલુ તે પાછળથી સ્વ૰ આનદશકર ધ્રુવે પૂરુ કર્યું હતુ ત્રીજા પુસ્તકનુ પારિતોષિક રૂ ૨૦૦) મળવાનુ હતુ પરતુ તેની યોજના પરત્વે ચરિત્રનાયકના વારસો સાથે સૈદ્ધાન્તિક મતભેદ પડવાથી મણિલાલે તેના પહેલા પાચ પ્રકરણ[૪]

૨ અપ્રગટ આ વૃ, પૃ ૧૯૫ ૧૯૬ તા ૧૯ ૯ ૯૪ની નોધ

૩ એજન, પૃ ૧૯૬ ૯૭ તા ૨૨ ૯–૯૫ની નોધ

૪ આમાથી પહેલા પ્રકરણની હસ્તપ્રત શ્રી અબુભાઈ પુરાણીએ મેળવીને ગુ વિ સભાને સોપી છે તેમા મણિલાલે ચરિત્રલેખનનો સિદ્ધાત સમજાવ્યો છે

લખીને છોડી દીધું હતું પાછળથી આ કામ સ્વ કૌશિકરામ વિઘ્નહર રામ મહેતાએ કર્યું હતું ચોથું પુસ્તક પણ તેમનાથી તૈયાર થઈ શક્યું હોય એમ જણાતું નથી

'સુદર્શન' માસિકનું કદ તેના તન્ત્રીએ ૧૮૮૪ના ઑક્ટોબરથી શરૂ થતા દસમા વર્ષથી આઠ પાના જેટલું વધારીને તેનું લવાજમ બે રૂપિયા કર્યું હતું આ સમય દરમ્યાન 'સુદર્શન'મા મણિલાલના અક્ષર ાર્યના ઉત્તમ નમૂનારૂપ 'અભ્યાસ', 'પૂર્વ અને પશ્ચિમ' તથા 'ગુજરાતના લેખકો' વિશે ત્રણ મ ત્ત્વની લેખમાળાઓ શરૂ થઈ હતી આ ઉપરાંત 'સુદર્શન'મા નિયમિત ગ્રથાવલોકન કરવાનું ગૃહ અને રાજ્ય વિભાગમા લોકસગ્રહાર્થી લેખો લખવાનું અને લલિત સાહિત્યરસિક વાનગીઓ પીરસવાનું કામ તો ચાલુ હતું જ

વડોદરા-નિવાસ દરમ્યાન મણિલાલે 'પ્રેમાનંદના નાટકો'ના કર્તૃત્વનો પ્રશ્ન હાથ પર લીધો હતો તે બાબત ખાસ નોંધવી જોઈએ

તા ૨૮-૨-૧૮૮૪ના રોજ તેઓ સ્વ૦ આનંદશંકર ધ્રુવ, સ્વ૦ નરસિંહરાવ દિવેટીયા, સ્વ૦ કેશવલાલ ધ્રુવ અને સ્વ૦ કવિ કાન્ત પર પત્રો લખીને તેમણે તે દરેક વિદ્વાનનો પ્રેમાનંદના નાટકો વિશે તેમજ પ્રાચીન કાવ્યમાળા ચાલુ રાખવી કે નહિ તે બાબત અભિપ્રાય માગ્યો હતો આ પત્રના ઉત્તરમા કાન્તે અને નરસિંહરાવે પ્રાચીન કા વ્યમાળામા પ્રગટ થયેલા પ્રેમાનંદના નાટકો કોઈ આધુનિક લેખકના હશે એમ શકા જણાવી હતી કેશવલાલ ધ્રુવે મૌન સેવ્યુ હતુ અને આનંદશંકરે ધ્રુવે પ્રાચીન કાવ્યો યોગ્ય અધિકારી દ્વારા સપાદિત કરાવી પ્રસિદ્ધ કરાવવાની મોઘમ સૂચના કરી હતી [૫]

પ્રેમાનંદના નાટકોના કર્તૃત્વ વિશે સૌથી પ્રથમ શકા સ્વ ઇચ્છારામ સૂ. દેસાઈએ ૧૮૮૨મા વ્યક્ત કરી હતી પછી બીજે

૫ જુઓ 'મ ચ સા', "કૌમુદી', વૈશાખ ૧૯૮૫.

વર્ષે સ્વ. રાજારામ રામશંકર શાસ્ત્રીએ તે વિશે 'સુદર્શન'માં સ્પષ્ટ શંકા વ્યક્ત કરી.[૬] મણિલાલ, એ પ્રશ્નને અધિકારી વિદ્વાનો સમક્ષ ધરીને, 'પ્રેમાનંદનાં નાટકો'ના કર્તૃત્વની ચર્ચાના પ્રેરક બન્યા હતા એમ કહી શકાય.

અધ્યાત્માભ્યાસમાં પણ તેઓ આ વખતે ઠીક પ્રગતિ કરે છે. સપ્તશતીના ૧૦૦૦ પાઠ પૂરા થવાથી તે બંધ થયા. બાકીનો ધ્યાનાદિ ક્રમ ચાલુ રહ્યો. તા. ૧૯–૯–૯૪ના રોજ તેઓ પોતાની સાડત્રીસમી વર્ષગાંઠને દિવસે પોતાને થયેલ અધ્યાત્મ–આનંદના ત્રણ પ્રસંગો નીચે મુજબ વર્ણવે છે :

"નાના પ્રસંગો પણ કોઈ વિલક્ષણ મઝા કરાવી દે છે. એકવાર બાળાશંકરના તેડવાથી અમદાવાદ ગયો. ઘણા હતા. જમવા બેઠા ત્યાં અમદાવાદ ટાઈમ્સના માલીકને કારભાર કરતો જોઈ, તથા વાણીઆની પ્રકૃતિ પ્રમાણે રસોઈમાં થયેલી ખરાબી જોઈ, મનમાં ક્ષોભ થયો કે વડોદરાના દીવાન અને અમદાવાદ ટાઈમ્સનું સમાધાન કરી આપ્યું તે સંબંધમાં તેની પાસે તો બાળાશંકરે આ જ્યાફત નહીં કરાવી હોય? જો એમ હોય તો આપણે જમવા આવ્યા તે ખોટું કર્યું. મન આવી શંકામાં બહુ કલેષ પામ્યું. એવામાં, જમતી વખતે જે કવિતા બોલવાનો રિવાજ, તે પ્રમાણે સાંકળચંદ શેઠ બોલ્યો વ્વચિદ્ ભૂમૌ શય્યા ઇત્યાદિ. એ સાંભળતાં જ સમાધાન થઈ ગયું ને પરમાત્માની ખુબીના આનંદમાં મસ્ત થઈ જવાયું; જે શાંતિ વ્યાપી તે કહી શકાતી નથી. હમણાં બાળાશંકરને ઘેર શ્રાદ્ધ હતું. જમવા ગયો હતો. જમતે જમતે મનમાં જ વિચાર આવ્યો કે "હરગોવનદાસ સાથે આ વિરોધ અને આ પેપરોની મારામારી ને આ

૬. જુઓ ડો. પ્રસન્ન ન. વકીલકૃત "કવિ પ્રેમાનંદની સંદિગ્ધ કૃતિઓ", પૃ. ૧૬૫; ૨૫૫.

ફજેતી બહુ શા માટે જોઈએ? વળી એમ સમાધાન થયુ કે શુ સત્ય મારું જવા દેવુ? દુનીયામા સત્ય તો મારું જ જાય છે, * * * એ તાગ સત્યની કેવી પરીક્ષા કરી તે જોઈ કે નહિ? વળી પ્રશ્ન થયો કે ત્યારે એમા આપણો વાક હશે તો? દુનીયાને માટે આપણે નાલાયક હોઈશુ તો? સમાધાન થયુ કે ના, ના, દુનીયા જ આપણે માટે નાલાયક છે, પરમાત્માની પીછાન કરનારને દુનીયા જ નકામી છે, ને તે જ્ઞાન જ એને આવા ખુબ સખ્ત માર મારી કટાળો ઉપજાવી દુનીયાથી છોડવે છે માટે જે થાય છે (તે) ઠીક જ છે, સન્યાસને માટે પાકી તૈયારી છે આવા વિચારમા મન આનદ પામી ગયુ, અને "એવદ્ધાઈ જ સર્વથા રૂડુ છે એમ નિશ્ચય થયો જમી ઉઠ્યા, બીજી વાતોચીતો કરતા હતા, એવામા એમએક બાળા શકર ઓલી ઉઠ્યો "મણિલાલ! તારો સસ્કાર બહુ ઓર છે, હજી તારે માટે કોઈ ભવ્ય ભવિષ્ય બાકી છે, અને આ બધુ જે થાય છે, ને આજ પર્યંત થયુ છે તે તે માર્ગની તને તૈયારી છે એમ માનજે" મારૂ મન ચમકી ઉઠ્યુ અહો! મારા મનની વાત આણે શાથી કહી?! એ વાત મે એને હી બતાવી, એટને બહુ આનદ થયો તેમા એણે મેક્ષમ્યૂલરે આ વર્ષના માર્ચમાં વેદાંત વિશે કરેના ભાષણો યાદ કર્યા, ને ચોપડી પડી હતી તે લઈ એક બે ફકરા વાચી બતાવ્યા મે ચોપડી લેઈને પાના ફેરવતા આવ્યા તો નીચે પ્રમાણેના શબ્દો ઉપર નજર ઠરી "The divine origin of man is continually inculcated to stimulate his efforts to return, to animate him in the struggle, and incite him to consider a re-union and in-corporation with divinity as the one primary object of every action and exertion" ત્રણ જુદા જુદા અકસ્માત્ અને ત્રણેમાથી એક જ વાત! શુ ઇશ્વર જાતે આવીને કહે કે હવે દુનીયામા સાર નથી, પરમાનદમા નિમગ્ન થઈ સન્યાસી થઈ જા!? આ

આનંદ વિલક્ષણ છે, મારું મન કહી શકતું નથી, વેદાન્તે જ ઉભો રાખ્યો છે, વેદાન્ત જ પાર પહોંચાડશે ''૭

આમ તેમનું તત્ત્વાભિમુખ ચિત્ત વિલક્ષણ રીતે આ ત્રણે નાના પ્રસંગો દ્વારા સન્યાસના પોતે પૂર્વે કરેલા સંકલ્પને બળ મળતું હોય એમ ધટાવે છે

---

૭ અપ્રગટ આ ૧, પૃ ૧૮૭-૧૭૯ . તા. ૧૯-૯-૯૪ની નોધ.

[૩૦]

## કાન્ત ઉપર પ્રભાવ

વડોદરામાં વસવાટ કર્યા પછી મણિલાલને એક નવો અગત્યનો મૈત્રી–સંબંધ બંધાયો, તે એ વખતે કળાભવનમાં સાહિત્યના શિક્ષક તરીકે કામ કરતા મણિશંકર રત્નજી ભટ્ટ (કાન્ત) સાથે મણિલાલના પ્રતિપક્ષી રમણભાઈ નીલકંઠના મિત્ર તરીકે કાન્તનો અગાઉ ઉલ્લેખ આવી ગયો છે.

૧૮૯૩ના સપ્ટેંબરમાં કાન્ત 'શિક્ષણ–શાસ્ત્રનો ઇતિહાસ' પૂરો લખી રહે છે. તેનો થાક એમને એવો ચઢે છે કે કવિતા વાંચવા કે લખવા જેટલી માનસિક શક્તિ પોતે મેળવી શકતા નથી એ મતલબના ઉદ્‌ગારો તા. ૧૪–૯–૯૩ના રોજ રમણભાઈ પર લખેલા પત્રમાં તેઓ કાઢે છે. તેની સાથે તેઓ વેદાન્તની વિરુદ્ધ લખવાની પોતાની ઈચ્છા પણ પ્રગટ કરે છે. તેઓ કહે છે:

"For some months past I have been constantly thinking of writing a vigorous attack on Vedanta. If I know this much that Vedantism is annihilation of morality, If सुखदुःखे and लाभालाभौ and जयाजयौ are समे, ततो युद्धाय युज्यस्व is absurd...I wish to write either in the form of a review of "સિદ્ધાંતસાર" or in the form of letters from a traveller or in some other form where humour

also can come in But my brain absolutely refuses to take up such work just now "[1]

પછી ૭–સાત મહિનામાં જ કાન્ત 'સિદ્ધાંતસાર'નું પ્રકરણવાર અવલોકન 'જ્ઞાનસુધા'માં પત્રરૂપે આપવું શરૂ કરે છે મણિલાલ અને તેમની વેદાન્તી વિચારશ્રેણિ પર હળવી શૈલીમાં માર્મિક પ્રહારો કરતા, કાન્તના કાન્તા પર લખેલા આઠ પત્રો ૧૮૮૪ના માર્ચ–એપ્રિલથી ડિસેમ્બર સુધીમાં પ્રગટ થાય છે તે પછી ઘણું કરીને ૧૮૮૫ના જૂનની આસપાસમાં મણિલાલ અને મણિશંકરનો વડોદરામાં પહેલ વહેલો પ્રત્યક્ષ મેળાપ થાય છે[2] બન્નેનો પરિચય વધતા મણિલાલના વ્યક્તિત્વ તેમજ વિચારોના મણિશંકર ઉપર એવો પ્રભાવ પડે છે કે

---

૧ જુઓ 'કાન્તમાળા' પૃ ૭ ૨

૨ બન્ને વડોદરામાં કયે સ્થળે કેવા સંજોગોમાં મળ્યા તે વિશે ચોક્કસ માહિતી મળવી મુશ્કેલ છે તેમ છતાં નીચેના બે પ્રમાણોને આધારે એટલું કહી શકાય કે નો ગજ્જરની મારફત મણિલાલ અને મણિશંકરની આ મુલાકાત યોજાઈ હશે

(૧) નો બળવતરાય ઠાકોર કહે છે કે મણિલાલ વડોદરે હતા તે વખતે 'બોમ્બે થિયોસોફિકલ સોસાયટી'ના એક અગ્રગણ્ય શ્રીમંત સભ્ય તુકારામ તાત્યા પણ વડોદરામાં રહેતા હતા એ ગજ્જરના મિત્ર હોવાથી કાન્ત તેમના સંસર્ગમાં આવ્યા હતા કાન્તને સ્વીડનબોર્ગનું પુસ્તક સૌથી પ્રથમ વાંચવા આપનાર આ સજ્જન હતા મણિલાલ અને કાન્તની પ્રથમ પહેલી મુલાકાત તુકારામ તાત્યાને ત્યાં થઈ હોય તે બનવાજોગ છે

(નો ઠાકોરની મુલાકાત પરથી)

(૨) 'કાન્તમાળા'માં મણિશંકરના જીવનની ટૂંકી રેખા દોરતા શ્રી લાભશંકર પ્રભુરામ ભટ્ટ કહે છે "(મણિશંકરને) રા મણિલાલ સાથે વડોદરામાં જ ગજ્જર સાહેબ મારફતે પરિચય થયો હતો સ્વીડનબોર્ગ અને ખ્રિસ્તી ધર્મ સંબંધે વાચનની પ્રથમ માહિતી આ અરસામાં સ્વ મણિલાલ મારફત જ થઈ એમ મને ખબર છે ખાત્રી નથી "

('કાન્તમાળા', પૃ ૩૧૦)

મણિશંકરનુ મણિલાલવિરોધી વલણ ઓગળી જાય છે અને વેદાન્ત તેમજ મણિલાલ માટે અમુક અંશે પક્ષપાત તેમનામા જાગે છે કાન્તના આ સમાગમ અંગે મણિલાલ તા ૨૨-૮-૯૫ના રોજ પોતાની રોજનીશીમા નીચે પ્રમાણે નોંધ કરે છે

"વડોદરા કલાભવનમા મણિશંકર રત્નજી કરીને ગ્રેજ્યુએટ નોકર છે તેના વિચાર વેદાન્તની વિરુદ્ધ હતા જ્ઞાનસુધામા સિદ્ધાંતસારનુ અવલોકન તે લખે છે તેનો મારી સાથે સમાગમ વધતા તેના વિચાર બહુ જ બદલાઈ ગયા, જેનુ ફક્ત જુલાઈના જ્ઞાનસુધામા તેણે જણાવ્યુ છે "૩

'જ્ઞાનસુધા'મા કાન્તાએ લખેલા પ્રત્યુત્તરરૂપે પોતાનુ મણિલાલ-તરફી વલણ દર્શાવીને કાન્તે આ વિચાર-પરિવર્તનનો નિખાલસ એકરાર કર્યો છે ૪ આ પત્રની અંદર કાન્તા કાન્તને મણિલાલનો—એટલે

---

૩ આત્મવૃ આ ૧, પૃ ૧૯૭ તા ૨૨ ૮-૯૫ની નોંધ

૪ જુઓ 'જ્ઞાનસુધા,' પુ ૯, અ-૭, જુલાઈ ૧૮૯૫, પૃ ૧૬૧. આ પત્ર છાપવા મોકલતી વખતે 'જ્ઞાનસુધા'ના તંત્રીને ઉદ્દેશીને કાન્ત નીચેની વિલક્ષણ નોંધ મોકલાવે છે તે પણ પત્રની સાથે પાદટીપરૂપે છપાયેલી માલૂમ પડે છે

"મહેરબાન જ્ઞાનસુધાના તંત્રીની સેવામા,

"આજે વળી કાન્તાનો જ પત્ર આપને મોકલી આપવાની હિંમત કરુ છુ એ પત્રમા 'પેલા સાહેબ' પર જરા ઠીક આક્ષેપ છે તેથી મને બીક છે એ આપને નહી ગમે, અને સ્ત્રીઓના કાગળો એવી રીતે પ્રકટ કરવા એ આપને અયોગ્ય લાગશે તો હુ જે કરતો હતો તે જ ભૂલ કર્યા કરવાને સજ્જ છુ તોપણ એટલુ મારે કબૂલ કરવુ જોઈએ કે આપને માટે નકલ કરવામા મે આપના વિવેકી વાચનારાઓને ન ગમે તેવા સ્નેહ કે ભવિષ્ય સુખની આશાઓના વચનો કાઢી જ નાખ્યા છે

વિ આપનો જૂનો ઓળખીતો પોસ્ટમાસ્તર"

આ ઉપરથી કાન્તના આ પત્રોની શૈલી કેવી હળવી, રસિક અને મર્માળી છે એનો પણ ખ્યાલ આવશે

કે પ્રાચીન હિંદુ ધર્મ, વેદાન્ત અને બ્રાહ્મણોનો—પક્ષ લઈને સ્વધર્મ ભણી વળવાનું અને તેના રહસ્ય પારખવાનો પ્રયત્ન કરવાનું સ્પષ્ટ સૂચન કરે છે એ પત્રમાંથી કાન્તના મનપરિવર્તન પર પ્રકાશ પાડે તેવા પાંચેક ખંડ નીચે આપ્યા છે તે પરથી સમજાશે કે મણિલાલના વિચારોએ કવિ કાન્તના ઋજુ માનસ પર કેવા દૃઢ સંસ્કાર પાડ્યા હતા —

"(૧) સત્ય એ છે કે કંઈક માગ પગના મોહને લીધે અને કંઈક તમારી ઇંગ્લિશ કેળવણીને લીધે તમારી આંખની આગળ અંધારી આવી ગઈ છે, પ્રો મણિલાલમાં કંઈક એવું સામર્થ્ય છે કે તેનું બીજા કોઈપણ સમકાલીન લેખકમાં દર્શન થતું નથી જેમને તેમના નિકટ સમાગમનું સુખ મળ્યું છે, તે બધા બેધડક કહે છે કે દેશનો ખરો ઉત્કર્ષ કંઈક એમના જેવી દૃષ્ટિએ દેશની ભૂત અને વર્તમાન સ્થિતિને જોયા વગર થવાનો નથી મને પોતાને તેમનો જે અનુભવ થયો છે તેનું તો મેં તમારા હૃદય પાસે એક વાર પ્રદર્શન પણ કીધેલું છે"

"(૨) વેદાંતીઓ પોતે જ પોતાના સત્યને પ્રમાણાતીત અને માત્ર અનુભવગમ્ય કહે છે તે પછી માત્ર ઉપદેશવાક્યોના વિરોધ બતાવવાનો તમારો પ્રયત્ન મને અયોગ્ય લાગે છે ખરો કારણ કે જો અભેદ જ સત્ય હોય તો પછી ભાષા જે સર્વત્ર ભેદમય છે તેથી તમે તે કેમ સમજી શકો?"

"(૩) તમારે જરા ધીરજ રાખીને શંકરાચાર્ય વગેરે મહાત્માઓ અભેદ કી રીતે માની શક્યા છે તે સમજવાનો યત્ન કરવો જોઈએ આળસ છોડીને વેદાન્તનું અધ્યયન કરવું જોઈએ"

"(૪) એટલું તો નક્કી છે કે હાલના બ્રાહ્મણો અધમ છે, તેમના પૂર્વજોને એ તિરસ્કાર આપવાનું તમારી પાસે શું પ્રમાણ નથી. મને શ્રદ્ધા છે કે ખૂણે ખોચરે એવા કેટલાએક પડ્યા હશે જ કે જેઓ તમને સર્વને ઘણું શીખવી શકે"

"(૫) જે પ્રમાણે મહાસાગરના રત્નો પાણીમા વધારે વખત રહેનારને નહી પણ એકદમ ઉંડા ઉતરનારને જ હાથ આવે છે તે પ્રમાણે સત્યમા પણ થાય છે એમ હુ સમજી છુ મારો અનુભવ બેશક થોડો જ છે પણ હુ એટનુ જ તમને કહુ છુ કે એવો અનુભવ મને કદાપિ ઇન્દ્રિનશમા નથી થયો '૫

કાન્તાનો આ પત્ર 'જ્ઞાનસુધા'ના તત્રી રમણભાઈ છાપે તો છે, પણ તેમાના વિચારોથી તેઓ તત્કાળ એવા અસ્વસ્થ બની જાય છે કે કાન્તના પ્રત્યુત્તરની રાહ જોયા વિના પોતે ત્યા ને ત્યા જ કાન્તાના મતનુ એકેએક મુદ્દો લઈને ખડન કરવા પ્રવૃત્ત થાય છે.૬ રમણભાઈએ ઊભા કરેના વિવાદમા ઊતરવુ અહી અસ્થાને ગણાશે પણ કાન્તાના પત્રથી તેમને થયેનો સક્ષોભ તેમના વક્તવ્યના આરભના શબ્દોમા સ્પષ્ટ સમજાય છે.૭ બીજે મહિને કાન્ત કાન્તાના પત્રનો વળતો જવાબ આપે છે પણ તેનાથી રમણભાઈને સતોષ થતો નથી તેમને કાન્તનો જવાબ કઈક મોળો લાગે છે એટને

૫ જુઓ 'સિદ્ધાતસારનુ અવલોકન,' પત્ર ૯ મો પૃ ૮૮ ૩ 'જ્ઞાનસુધા,' જુલાઈ, ૧૮૯૫ પૃ ૧૬૧-૧૬૪

૬ જુઓ 'જ્ઞાનસુધા,' જુલાઇ ૧૮૯૫ પૃ ૧૬૪-૧૬૮

૭ આ રહ્યા તે શબ્દો "આ પત્રનો કાન્ત તરફથી લખાયેલો ઉત્તર હજી અમારા વાચવામા આવ્યો નથી તેણે કાન્તાને યોગ્ય ઉત્તર આપ્યો હશે જ પરંતુ તે પ્રસિદ્ધ થયો નથી ત્યા સુધી આ પત્રમાની કેટલીક બાબતો વિવેચન વિના રહેવા દેવી તે યોગ્ય લાગતુ નથી તેથી તે વિશે ટુકામા ચર્ચા અહી હમે જ કરીશું અલબત્ત જે સ્નિગ્ધ છતા દૃઢ આગ્રહથી કાન્ત કાન્તાને સત્ય સમજાવી શકે છે તે વૃત્તિ અને શૈલી તેનાથી ઇતરથી ધારણ થઈ શકાય તેમ નથી, પણ તેના બદલામા વખતે કઈ વધારે સખ્તાઇથી અમે દોષ બતાવી શકીશુ પ્રથમ તો એ જ કહીશુ કે કાન્તના આગલા બધા પત્રો વાચ્યા છતા કાન્તાને આવી રીતે લખતી જોઈ અમને કઈક નિરાશા થઈ છે"
(એજન પૃ ૧૬૪)

કાન્તના પત્ર ૧૦માની નીચે તેઓ પુનઃ પોતાની ટીકા મૂકે છે.[૮]

બીજી તરફ એ જ અરસામાં અંગત પત્રવ્યવહારની અંદર પણ કાન્ત અને રમણભાઈ વચ્ચે મણિલાલ અને તેમના વિચારો અંગે ટપાટપી શરૂ થઈ હતી એમ 'કાન્તમાળા'માંના કાન્તના પત્રોની સામગ્રી જોતાં જણાય છે. રમણભાઈએ પત્ર દ્વારા કાન્તને તેમના મતપરિવર્તન વિશે ફરિયાદ કરી હશે તેનો જવાબ કાન્ત નીચે પ્રમાણે આપે છે :

"વડોદરા, તા. ૨૬–૬–૧૮૯૫

......... I have undergone no change of views. It is only the attitude that has changed. I for one can't kill my intellect and believe in અભેદ. But I have certainly come to look with respect upon a school of philosophy of very old traditions numbering in its train who can't be summarily dismissed as so many dunces. This is all the change and it means that from being a hostile and partisan critic, I have ascended the platform of historical criticism and sympathetic appreciation of doctrines sincerely believed. None the less I believe the doctrines as wrong, nay even pernicious. But my tone has lost all bitterness."

('કાન્તમાળા,' પત્ર નં. ૨૬, પૃ. ૩૩૬)

આગળ જતા તા. ૨૨–૭–૯૫ ના રોજ કાન્ત રમણભાઈને પોતે મણિલાલથી પ્રભાવિત થયા તેનુ કારણ સમજાવતાં લખે છે :

---

૮. પ્રિ. સા. અ, પત્ર ૧૦, 'જ્ઞાનસુધા' ઑગસ્ટ ૧૮૯૫, પૃ. ૧૯૦–૧૯૨ અને પાછળનું પૃષ્ઠ.

"I don t defend Manilal because he charms me, but he charms me, because he too speaks of god in worthy words There is a bridge bet ween our hearts, and I recognise a brother even in him "

("કાન્તમાળા,' પત્ર ન ૨૭, પૃ ૩૩૭)

વળી, મણિલાલના સપર્કથી શાકરવેદાન્તને સહૃદયપણે સમજવા તત્પર બનેલ કાન્ત પોતાના પ્રાર્થનાસમાજી મિત્રને જ્ઞાનાધિકાર પરત્વે પ્રતીત થતુ શકરનુ ઉદ્દામ દૃષ્ટિબિન્દુ કેટલી સચોટતાથી સમજાવે છે, તે પણ જોવા જેવુ છે વડોદરેથી તા ૨૪-૭-૧૮૯૫ ના રોજ લખેલા પત્રમા તેઓ જણાવે છે

" We talk of the past as if it was homogeneous It is not so શકર himself is a reformer and gives જ્ઞાનાધિકાર to all without exception He is almost a revolutionist The idea of spiritual equality did exist in India though it had not much influence બુદ્ધ you know, and you will be interested to learn that there is a tradition of શકર being an અવતાર of બુદ્ધ whose basis appears to be that he too recognised spiritual equality

Let us continue to study English, only trying to save our own lost traditions also "

('કાન્તમાળા' પત્ર ન ૨૮, પૃ ૩૩૮)

કાન્તના આ પ્રાચીન હિન્દુ ધર્મ તરફના વધતા જતા મનોવલણથી રમણભાઈને ઘણુ દુ ખ થયુ હશે અને તે એમણે કાન્ત પર પત્ર દ્વારા વ્યક્ત કર્યું હશે કાન્તના આ વિચારો પ્રાર્થના

પર ટીકારૂપ છે એમ રમણભાઈએ માની લીધુ હશે તેનો જવાબ સરળ હૃદયી કાન્ત તા. ૧૬–૮–૧૮૯૫ ના રોજ નીચે પ્રમાણે આપે છે

"It is very painful to me to see that I pain you so often But indeed I am misunderstood I only wanted to Condemn myself I never meant to cast any opprobrium on the પ્રાર્થના સમાજ I mentioned પ્રાર્થના simply because I am not a વેદાન્તી but a monotheist . I am only conscious of my own want of piety The સમાજ might well refuse to recognise such a sinful creature as I am as a brother I am only con scious of the truth of two simple lines I learnt long ago

બુરા દેખન મે ગયો બુરો ન મિલિઓ કોય,
જો દેખું દિલ ખોજ કે મોસે બુરા ન કોય!" ૯.

('કાન્તમાળા,' પત્ર નં. ૨૯, પૃ ૩૩૯)

તા. ૨૬–૬–૯૫ થી તા ૧૬–૮–૯૫ સુધીના કાન્તના રમણભાઈ ઉપર લખેના પત્રોમાંના ઉપર્યુક્ત ખડો તેમના પલટાતા માનસનુ ક્રમિક વિકસન સૂચવે છે. 'સિદ્ધાતસાર'નુ અવલોકન કરતી વખતે પહેલા પત્રમા જ કાન્ત કાન્તાને ચેતવણી આપતા કહે છે. "તમે સિદ્ધાતસાર શા માટે વાચો છો? નહીં, કે તમે તેમાના ખોટા

૯ આ તેમજ આની પહેલા અહીં ઉલ્લેખ પામેલ પત્રો કાન્તે રમણભાઈ ઉપર લખેના છે એ બાબત આ પત્રમાનો પ્રાર્થના સમાજનો ઉલ્લેખ જોતા શકા રહેતી નથી શ્રીમતી વિદ્યાગૌરી નીલકઠ આ વાતના અનુમોદનમા જણાવે છે: "રમણભાઇએ એ અરસામા અમદાવાદ પ્રાર્થના સમાજમા 'સ્વહૃદય-પરીક્ષા' વિશે પ્રવચન કરેલુ તે કાન્તના છેલ્લા પત્રમાના 'બુરા દેખન મે ગયો' ઇ૦ વચન લઈને જ એમ મને બરોબર યાદ છે."

વિચારોથી જૂઠામા પડશો એવી મને ભીતિ છે તમને વિવેક છે, પરીક્ષા છે પણ પ્રો મણિલાલના લેખોમા અમુક મોહની છે ભલભલા આદમી પણ તેના ભક્ત થઈ પડયા છે મને ભીતિ નથી, એમ મે કહ્યુ પણ કાન્તે, ખરૂ બોલાવો, તો ભીતિ કેમ ન હોય?"૧૦ કાન્તની આ ભીતિ પોતાને માટે ખરેખર સાચી પડે છે તેઓ મણિનાલના લેખોથી નહિ તેના ઉપર જોયુ તેમ, પ્રત્યક્ષ મુનાકાત થતા તેમના વ્યક્તિત્વથી અન્જાઈ ગયા! કાન્તના ચિત્ત પર તેના ચિરકાલીન સરકાર પડે છે ઉપર્યુક્ત બનાવ પછી પણ 'જ્ઞાનસુધા'મા 'સિદ્ધાંતસાર'નુ અવલોકન ચાલુ રહે છે તેમા મણિલાલના વિચારોની પરીક્ષા કરતા કાન્ત ક્વચિત્ તેમની ભૂલો મતાવીને વિરોધ કરે છે પણ એકદરે ત્યારબાદ તેમા મણિલાલના દૃષ્ટિબિન્દુને સમભાવપૂર્વક સમજવાનો તેમનો પ્રયત્ન સ્પષ્ટ તરતાઈ આવે છે એ વર્ષે-૧૮૯૬ના ઓગસ્ટ-સપ્ટેમ્બરમા[૧૧] 'સિદ્ધાંતસાર'ના અવલોકનનુ સમાપન કરતી વખતે મણિલાલ તરફ કૃતજ્ઞતા વ્યક્ત કરતા કાન્ત કહે છે

---

૧૦ 'સિ સા અ,' પત્ર ન ૧, પૃ ૨ 'જ્ઞાનસુધા', 'માર્ચ-એપ્રિલ' ૧૮૮૪

૧૧ છેલ્લા પદરમા પત્રને અંતે 'જ્ઞાનસુધા'ના તત્રીને ઉદ્દેશીને મૂકેલો 'પોસ્ટ માસ્તર'નો લાક્ષણિક પત્ર આ રહ્યો

"મહેરબાન જ્ઞાનસુધાના તત્રીની સેવામા,

"આપને મારા પુરોગામીએ ચોરીને રાખી મૂકેના પત્રો મોકલવાનુ મે બે વર્ષ પહેલા શરૂ કરેલુ અને તે થોડા હોવા છતા છેલ્લો પત્ર આ વખત જ મોકલી શકુ છુ તે માટે ક્ષમા આપશો આપે અને આપના વાચકોએ એ પત્રો ધ્યાનથી વાચ્યા હશે મને પોતાને એમા બહુ પાડિત્ય દેખાયુ નથી એમ હુ આપને પ્રથમથી જ લખી ચૂકયો છુ પણ એક સ્ત્રીને લખેના કાગળોમા વધારે પાડિત્ય લાવી પણ કેમ શકાય? બેશક કાન્તાને હુ તેના lover (આનો ગુજરાતી સમાનાર્થ શબ્દ મને જણાવશો?)ની જ માફક સુજ્ઞ ગણુ છુ, પણ છતા પ્રો મણિલાલની સાથે સ્ત્રી માનને જરા અવિશ્વસ્ય ગણુ છુ અસ્તુ (પાદટીપ ચાલુ)

"અનેક વિરોધો, પુષ્કળ એકપક્ષી સમર્થન અને બીજા એ પ્રકારના દોષો છતાં એકંદરે હું પ્રો. મણિલાલના પ્રસ્તુત લેખને આદરણીય ગણું છુ...મારી જાતને માટે બોલું, તો હું પ્રો. મણિલાલને આપણા પ્રાચીન ધર્મના આદરણીય અંશ તરફ ધ્યાન ખેંચવાને ગુરુ ગણું છુ." ૧૨

મણિલાલે કાન્ત જેવા અદ્વૈત વેદાન્ત તરફ દઢ અનાસ્થા ધરાવનાર, ખ્રિસ્તી ધર્મ તરફ વળેલા વિદ્વાનને હિંદુ ધર્મ ભણી વાળીને વિરોધી મટાડી સ્વધર્મ પ્રતિ વાજબી સહાનુભૂતિ દાખવતા કર્યા, તે એમના વિચારોની સંગીનતા અને વ્યક્તિત્વના પ્રભાવનું સ્પષ્ટ નિદર્શન કરે છે. આમ, 'સિદ્ધાંતસાર' બે જુદા માર્ગના પ્રવાસીઓ મણિલાલ અને મણિશંકરને નજીક લાવવામાં નિમિત્ત બને છે.

---

"છેવટે હું માત્ર એટલું આપને સૂચવવાની રજા માગું છું કે સુધારાવાળાઓએ પણ પ્રાચીન પક્ષની માફક પોતાના સિદ્ધાંતોના પ્રતિપાદન માટે ગંભીર ગ્રંથો લખવા ઘટે છે. એવું નહીં થાય ત્યાં સુધી માત્ર ભાષણોથી કે નહાના નિબંધોથી બહુ ફળ થવાનું નથી. આપણા લોકો હજી નવીન વિચારોવાળા પ્રાચીન કરતાં વધારે ધર્માગ્રહી હોઇ શકે એટલું સમજતા નથી. આપણામાં લુથર કે માર્ટિન જેવા થોડા જ ધર્મવીરો પ્રકટ થયા છે. હવે જે કે ધર્મવીર થવું એ તો કોઈના હાથમાં નથી; તોપણ ધર્મની ખાતર વધારે ગંભીર પ્રયત્ન કરવાની તો દરેક ધાર્મિક મનુષ્યની ફરજ છે એમ સેવક સમજે છે. તસ્દી માફ કરશો.

વિ. તમારા ઓળખીતા પોસ્ટ માસ્તરની સલામ."

['જ્ઞાનસુધા', ઓગસ્ટ-સપ્ટે૦ ૧૮૯૬ : પૃ. ૧૯૩-૯૪ (પૃ. ૧૮૫-૮૬) પાદટીપ]

૧૨. જુઓ 'જ્ઞાનસુધા,' ઓગસ્ટ-સપ્ટે૦ ૧૮૯૬ : પૃ. ૧૯૩ (? ૧૮૫) 'સિ. સા. અ.' પૃ. ૧૩૫-૧૩૬.

[૩૧]

## કલાપીને માર્ગદર્શન

આ દોઢ વરસમા મણિલાલનો કલાપી સાથેનો સ્નેહસબંધ પણ સારી પેઠે વિકસે છે કલાપીને રાજ્યધુરા પ્રાપ્ત થવાનો સમય નજીક આવતો હતો, પરતુ તેમને રાજગાદીનો કટાળો હતો 'વડ વાના હાથમળે મેળવેલી રાજગાદી કરતા મારા પોતાના બળેથી મેળવેલી વિદ્યા હજાર દરજ્જે ઉત્તમ અને સુખળ (? સુખદ) તેમજ પરમાર્થ થશે તેવી જાણ છુ '[1]—એમ લખીને કલાપી તેમના સ્નેહી ગુરુ સમક્ષ પોતાની વૈરાગ્યવૃત્તિ વ્યક્ત કરે છે

સુરસિહજીને રાજગાદી સ્વીકારવા તેમના પાલક માતા અને રાણી ઘણુ સમજાવે છે, પણ એ કોઈનુ માનતા નથી છેવટે મણિલાલ જ આ જુવાન મુમુક્ષુને રાજા થવા સમજાવી શકે છે તેમણે કલાપીને સમજાવ્યુ કે ઘર પછી પ્રાત, પ્રાત પછી ઇલાકો, ઇલાકા પછી દેશ અને પછી દુનિયા અને છેવટે બ્રહ્માડ સુધી કર્તવ્ય વિસ્તાર પામે છે 'અર્જુનનો વિષાદ જેમ કૃષ્ણના ઉપદેશથી ગયો તેમ મણિલાલના ઉપદેશથી સુરસિહજીની કર્તવ્યવિમુખતા દૂર થઈ '[2] તે એટલે સુધી કે 'હવે કદી રાજ્ય છોડવાનો હુ વિચાર કરી શકીશ નહિ '[3] એવુ વચન તેમણે મણિલાલને આપ્યુ હતુ

રાજ્યકારભાર, પ્રણયનિર્ણય, ધર્મકર્મ અને સાહિત્યરચના એમ

---

૧ જુઓ 'શ્રી કલાપીની પત્રધારા,' પૃ ૮.

૨ જુઓ શ્રી ન જ ત્રિવેદીકૃત 'કલાપી,' પૃ ૬૫

૩ જુઓ 'શ્રી કલાપીની પત્રધારા,' પૃ ૮

બધા વિષયોમા કલાપી મણિનાલનુ માર્ગદર્શન માગતા ૧૮૮૪મા તેમણે પોતે લખેલુ 'કાશ્મીરના પ્રવાસનુ વર્ણન' મણિલાલ પર સુધારવા તેમજ પ્રસ્તાવના સારુ મોકલે છે[૪] મણિનાન થોડા જ વખતમા પુસ્તક સુધારીને પ્રસ્તાવના સહિત પાછુ મોકને છે

તા ૧૯-૮-૯૪ના રોજ વડોદરા મુકામે પોતે લખેની રોજનીશીની નોધમા મણિનાન કલાપી સાથેનો સ્નેહ-સબંધ વર્ણવતા કહે છે

લાઠીના ઠાકોર પણ દિવસે દિવસે બ્હુ સ્નેહ બતાવે છે, અને એમને હવે ગાદી મળવાનો વખત પાસે છે તેમા મને તે પોતાની પાસે રાખી લે તો ઠીક એમ મારા મનમા ઇચ્છા છે, કેમકે તે પોતે મને એવા ગુણી જણાયા છે કે હુ એમની પાસે હોઉ તો એમના માથી કોઈ નવો જ ચમત્કાર ઉપજી આવે પણ મારે મારી ઇચ્છા જણાવવાનો માર્ગ નથી, એટને એ તરફ મારો પ્રયાસ પણ નથી એની મેળે જે થાય તે ખરુ '[૫]

૧૮૮૫ના જાન્યુઆરીની ૨૧મી તારીખે[૬] કનાપીને રાજગાદી મળે છે તે પ્રસગે બીજા મિત્રોની સાથે મણિનાન પણ લાઠી જાય છે બેઉને પરસ્પર પ્રત્યક્ષ મળવાનો આ પહેનો પ્રસગ હતો આ વખતે કલાપીએ પોતાના પર પાડેની છાપ વર્ણવતા મણિનાલ કહે છે

---

૪ "મે કાશ્મીરનુ વર્ણન એક પત્રના રૂપમા લખ્યુ હતુ વિચાર અને શૈની આપ સુધારી મને ઉપકૃત કરશો આપ ઉદ્દોઘાત લખી આપશો તો આ ન્હાના પુસ્તકને ઘટિતથી વિશેષ માન મળશે આવા ટાયલામા આપની કલમનો ઉપયોગ આપને યોગ્ય લાગે તો જ કરશો" ('શ્રી કલાપીની પત્રધારા' પૃ ૧૨)

૫ અપ્રગટ આ રૃ, પૃ ૧૮૫ તા ૧૯-૮ ૯૪ની નોધ

૬ ન જ ત્રિવેદીકૃત 'કલાપી,' પૃ ૬૫

" જાનેવારીમાં લાઠી દરબારને ગાદી મળી ત્યારે હું ને કેટલાક મિત્રો ગયા હતા. એ માણસની વધારે પરીક્ષા ત્યાં થવાનો પ્રસંગ મળ્યો હતો. છોકરવાદ, સ્ત્રીવશ, કાંઈક અભિમાન અને હાથે બખીલ છતાં હોંસવાળો, કાંઈક સાક્ષર ને કાંઈક રસિક એવો એ માણસ છે એમ મને લાગે છે..."૭

લાઠીનું કારભારીપદ મેળવવાની મણિલાલને ઇચ્છા હતી એમ આ. વૃ. માંના ઉદ્દગારો સૂચવે છે. કલાપી રાજા થાય છે ત્યાર પછી બન્નેના મિત્ર પ્રહ્લાદજીભાઈ પત્ર દ્વારા મણિલાલને કારભારીપદે નિયુક્ત કરવા અને બાળાશંકરને રૂ. ૩૦૦) આપવાની કલાપીને ભલામણ કરે છે. કલાપી પહેલી માગણીનો અસ્વીકાર કરે છે ને બીજી સ્વીકારે છે. ઉત્તરમાં તેમનો મણિલાલ પ્રત્યેનો નર્યો ભક્તિભાવ નીતરી રહે છે. તેઓ પ્રહ્લાદજીભાઈને લખે છે :

સમજી શકયા હશે. રા. બાળાશંકરને રૂ. ૩૦૦] આપવાની કશી અડચણ નથી. પરંતુ તે થોડા સમય પછી હું આપી શકીશ."[૮]

કલાપીનો મણિલાલ વિશેનો અનન્ય પૂજ્યભાવ મણિલાલને કારભારીપદ અપાવવામાં આમ વિઘ્નરૂપ નીવડે છે. પણ તેથી મણિલાલ શિષ્ય કલાપીને રાજ્યકારભાર ચલાવવા અંગે માર્ગદર્શન આપવામાં સહેજ પણ ઊણપ રાખતા નથી. તેમની દોરવણી મુજબ કલાપી વહીવટી તેમજ ન્યાયખાતામા સુધારા કરે છે.

કવિનું કોમળ હૃદય ગુનેગારને શિક્ષા કરતાં કંપે છે. એમા ગુનેગારના કરતા શિક્ષા કરનારને જ સજા થાય છે એવી ફરિયાદ કલાપી પોતાના ગુરુને કરે છે. એટલે ગુરુ તેને કર્તવ્ય અને દેહદંડ વગેરેનો સંબંધ એવી સરસ રીતે સમજાવીને તેના મનનું સમાધાન કરે છે કે કલાપી હર્ષના આવેશમા આવી જઈને તેમને 'આપ લાંબું જીવો અને આવા બચ્ચા ઉપર આવા જ ઉપકાર કરતા રહો' એમ કહીને અંતરની દુઆ દે છે.[૯] ગુરુકૃપાથી હવે તેને 'શિક્ષામાં–દંડમા પણ પ્રેમભાવના' પ્રતીત થાય છે. લિટનનું 'ઝેનોની,' એમર્સનના નિબંધો, એડ્‌વિન આરનોલ્ડનું 'લાઈટ ઑફ એશિયા' તથા મણિલાલકૃત 'ગીતા'નું ભાષ્ય, 'અભેદોર્મિ' અને 'ઇમીટેશન ઑફ શંકર' આ વખતે કલાપીના વાચનમનનના મુખ્ય ગ્રંથો હતા. તેમાંયે મણિલાલનાં પુસ્તકોનું–'ગીતા' અને 'ઇમીટેશન ઑફ શંકર'નું–સ્થાન, કલાપીના નિત્યક્રમમાં, હમેશ સ્નાન કર્યા પછી અધ્યયન કરવાના ધાર્મિક ગ્રંથ તરીકે હતું.

---

૮. 'શ્રી કલાપીની પત્રધારા,' પૃ. ૨૦–૨૧

૯. એજન, પૃ. ૧૭. પ્રેમ અને ભક્તિના ઉમળકાથી કલાપી મણિલાલને પત્રની અંદર 'વ્હાલા હૃદયના દેવ' અને 'મ્હારા વ્હાલા' જેવાં સંબોધનો પણ કરે છે.

(જુઓ એજન, અનુક્રમે પૃ. ૧૮ અને પૃ. ૧૫)

આમ, કલાપી મણિલાલથી મોટા પ્રમાણમાં પ્રભાવિત થયા હોવાના સ્પષ્ટ નિર્દેશ મળે છે.

આગળ જોયું તેમ, બાળાશંકર વડોદરે આવીને રહ્યા ત્યારપછી તેમની અને મણિલાલની મૈત્રી પુનર્જીવિત થઈ હતી. હરગોવનદાસ સાથેના ઝઘડાએ પણ બન્ને જૂના મિત્રોને નજીક લાવવામાં ઠીક ફાળો આપ્યો હતો. એ જ નિમિત્તોએ પ્રહ્‌લાદજીભાઈ સાથેના સંબંધને પણ વિશેષ દૃઢ કર્યો હતો. આ સિવાય ગજ્જર, નાનાસાહેબ, ચતુરભાઈ અને સાંકળચંદ સાથે 'યથાવત્ સ્નેહ–વ્યવહાર' ચાલુ હતો.

મુરબ્બીઓ પૈકી મનસુખરામ પ્રત્યે મણિલાલને પૂર્વવત્ પૂજ્યભાવ હતો. વડોદરામાં મણિલાલની નોકરી અંગે ખટપટ ચાલતી હતી તે અરસામાં નડિયાદના વતની અને તેમના પરમ શુભેચ્છક દેસાઈ હરિદાસ વિહારીદાસ જૂનાગઢ રાજ્યના દીવાનપદેથી પૂર્ણ માન–સહિત નિવૃત્ત થઈને નડિયાદ આવ્યા. તેમને દી. બ. મણિભાઈ જશભાઈ વિશે મણિલાલે દર્શાવેલા અભિપ્રાય પરથી તેમના પર માઠું લાગ્યું. એટલે મણિલાલે સમગ્ર પરિસ્થિતિનો વિગતવાર ખ્યાલ આપતો એક લાંબો પત્ર[૧૦] લખીને હરિદાસભાઈના મનનું સમાધાન કર્યું. છેવટે હરિદાસભાઈની જ સલાહથી તેઓ વડોદરાની નોકરી છોડીને નડિયાદ આવ્યા, પણ તેમને નડિયાદ પાછા આવેલ જોવા સુધી હરિદાસભાઈ જીવ્યા નહિ.

મણિલાલે જુલાઈ ૧૮૯૫ ના 'સુદર્શન'માં તેમને અતિ માનભરી અને ભાવાર્દ્ર અંજલિ આપી, અને રોજનીશીમાં નોંધ કરી: "મારા પિતા આજે જ મરી ગયા હોય એવું મને એ મહાત્માના મરણથી લાગ્યું છે."[૧૧]

---

૧૦ આ આખો પત્ર શ્રી પુરાણીએ 'મણિલાલના જીવનચરિત્ર'માં પ્રગટ કરેલો છે. જુઓ 'મ. ન. દ્વિનું જીવનચરિત્ર,' પૃ. ૯૪–૧૧૦

૧૧. અપ્રગટ આ. વૃ., પૃ. ૧૯૬ : તા. ૨૨–૮–૯૫ની નોંધ.

## [૩૨]

# સ્વાર્થમય પ્રેમસંબંધ

મણિલાલ વડોદરામા કાયમને માટે રહેવા આવ્યા તે પહેલા તેમનુ પૂર્વોક્ત શિષ્યયુગન વડોદરામા રહેતુ હતુ એમને આર્થિક મદદ કરીને મણિનાથ પોતાની અતૃપ્ત વાસના સંતોષવાનો પ્રયત્ન કરતા હતા આવો હલકો સ્વાર્થ–સબધ લાંબો ટકે નહિ તે દેખીતુ છે તેમના શિષ્યને ત્યાથી ગુરુપૂર્ણિમાને દિવસે એમને નીકળવુ પડ્યું હતુ તે પ્રસગ અગાઉ કહેવાઈ ગયો છે તે પછી મણિલાલ એક વાર વડોદરે આવ્યા હતા અને પ્રહ્લાદજીભાઈને ત્યા ઊતર્યા હતા તેમનો શિષ્ય તેમને ત્યા મળવા આવ્યો હતો. તેના ખિસ્સામાથી મણિલાલને અકસ્માત્ એક કાગળ તાણી લઈને વાચ્યો તો તેમા નીચે પ્રમાણે લખ્યુ હતું :

"અરે, પાપી, ચાડાલ, રાક્ષસ, મારી નાદોદવાળી પ્રાણપ્રિયાનો વિયોગ પડાવનાર, ધાતકી ચડાલ, તુ તારી મેળે મારી આખો આગળથી ને મારા ઘરમાથી ટળ્યો તેથી હુ બહુ ખુશી છુ"

આ વાચીને મણિલાલ કશુ બોલ્યા નહિ તેમનો શિષ્ય પોક મૂકીને રહ્યો. એ તેમને પોતાને ઘેર લઈ ગયો અને એવો રોવા લાગ્યો કે "હુ માફ કરુ છુ" એવુ વચન મણિલાલ પાસેથી મળ્યુ ત્યા સુધી છાનો રહ્યો નહિ[1] આ શિષ્ય, તેની પત્ની અને મણિલાલનો નિકટ સબધ પુન પૂર્વવત્ શરૂ થયો.

---

૧. અપ્રગટ આ વૃ, પૃ ૧૭૯ તા ૩૧–૭–૯૩ની નોધ

પછી મણિલાલ વડોદરે કાયમને માટે ઘર લઈને રહ્યા, પણ તેથી એમના શિષ્યને આનંદ થયો નહિ એને દારૂ અને ગાંજાની લત લાગી હતી મણિલાલને ત્યાં તેમના શિષ્ય-દંપતી આવતા, જતા ને રાત રહેતાં તેમ એ પણ તેમને ત્યાં જતા એક મહિનો આમ ચાલ્યુ પછી એમ રાત્રે 'અમે અહીં રહેવાના નથી, લોક અમને ખોટું કહે છે' એમ કહીને તેમના શિષ્યે પોતાની પત્ની સહિત મણિલાલના ઘરનો ત્યાગ કર્યો આઠેક દિવસ ગુરુ-શિષ્ય વચ્ચે ટંટો ચાલ્યા બાદ સમાધાન થયુ અને વળી પાછો સંબંધ સધાયો

મણિલાલ કહે છે "એવા એકાદ પ્રસંગે જ મે 'અહા હું એકલો દુનીયા બીયાબામા સુનો ભટકુ' એ ગઝલ લખેલી છે"૨ તેમણે કેટલીક જાણીતી કાવ્યકૃતિઓ આ પ્રેમપ્રસંગને અનુષંગે રચી હોવાનુ આ પૃષ્ઠમા સ્વીકાર્યું છે એટલે આ પ્રસંગને જરા વિગતથી જોવો પડશે

ઉપર્યુક્ત સમાધાન થયા પછી મણિલાલ તેમના શિષ્યને એની નાદોદવાળી રખાત જોડે રહેવાની રજા આપે છે તેથી તે ગુરુને પરમેશ્વરની માફક પૂજે છે પછી તો બન્ને મણિલાલને ઘેર જ આવીને રહે છે સૌના કપડાંલત્તાં ખાનપાન ઇત્યાદિનો ખર્ચ મણિલાલ વેઠે છે૩ તેમને વિશેષ અનિષ્ટ વ્યવહારમા ઊતરવાનુ થાય છે વચમા શિષ્ય-પત્નીની સ્થિતિ કફોડી થાય છે આમ વીસ દિવસ ચાલે છે પછી એક રાતે શિષ્ય બન્ને સ્ત્રીઓને લઈને વળી ગુરુનુ ઘર તજી જાય છે! સવારે કોઈ પાછુ ન આવ્યુ એટલે મણિલાલે ચિઠ્ઠી લખી પેલાએ જવાબ લખ્યો "તમારા સિવાય બધી દુનીયા મને નામર્દ કહે

૨ આપ્રગ આ વૃ, પૃ ૧૮૦ તા. ૧૯ ૮ ૮૮ની નોંધ

૩ એજન એ નોંધમા મણિલાલ ફોડ પાડીને કહે છે "કુલ એકંદરે એ માણસ સાથે આવો ખાનગી સંબંધ થયા પછી જે પૈસા આપવાની રીત ચાલતી થઈ તેમા મને લગભગ રૂ ૧૦૦૦) એક હજાર જેટલો ખર્ચ થઈ ગયો છે"

છે" ઇત્યાદિ આનો પોતાના પર થયેલો પ્રત્યાઘાત વર્ણવતા મણિલાલ કહે છે

"આ શબ્દો વાચતા જ મારી આખમાથી આંસુ નીકળી પડ્યા, મારા હૃદયના મર્મમા મહોટો ઘા થયો, આખી દુનીયા મારી નજર આગળથી ઉડી ગઈ અને મને એમ થયુ કે અરે! પ્રેમને નામે હુ ઠગાયો, છેતરાયો, ફસાયો! પશ્ચાત્તાપ પણ શો કરૂ? એ જ આવેશમાં 'ઢળી તુ જાય છે દોરી, દગાબાજી કરી કીમ્મત' એ ગઝલ લખાઈ ગઈ પણ આવા બેનફાઈના અનુભવ થવા આવશ્યક છે એ વિના વૈરાગ્ય આવી, સન્યાસ થવાનો જ નથી, એવુ જ્ઞાન આવ્યું અને મનને સમાધાન મળી ગયુ તેથી જ છેવટ લખ્યુ છે, 'મળ્યો માલીક વેચાયો, કરી લે ચાહે તે કીમ્મત'"[4]

આ ગઝલની નકલ અને સાથે એક કાગળ તા ૮-૯-૯૪ના રોજ તેઓ પોતાની ચિટ્ઠીના પ્રત્યુત્તર રૂપે મોકલે છે કાગળની મતલબ તેમણે આ વૃ મા નીચે પ્રમાણે નોધી છે

"જ્યારે આપણે તારી સ્ત્રીને વચમા ભેળવી સબંધ કર્યો ત્યારે પ્રેમનું તે અતિ દિવ્ય સ્વરૂપ કે જેમા આવો સંબંધ પાપકર્તા નથી, તે સમજાવવા ઘણીવાર પત્રો લખ્યા છે, અનેક કવિતાઓ "યારી મસ્તોની", "આ જામે ઇશ્કમાં", "જવા દે પ્યારી", "એવુ બતાવે કોઈ આજ" ઇત્યાદિ લખેલી છે એ ધોરણ તુ પકડી શક્યો નથી, આપણા પ્રેમની કસોટીના ધોરણ રૂપે લોક, દુનીયા અને તારી એ જ થયા છે, તો હવે હું પ્રતિજ્ઞા કરીને કહુ છુ કે તારી સ્ત્રી આજથી મારી બહેન છે, અને એથી આપણો સંબધ તૂટી જશે એમ ન ધારીશ અનુભવનો જ સર્વત્રથી ઉપયોગ લેવાનો છે, પ્રેમનો પરિપૂર્ણ અનુભવ તે કરાવ્યો છે, ને જે વાત હુ મારી મેળે થોડે વખતે કરત તે તે આજ કરાવી તેમાં કાંઈ હાનિ થઈ નથી અને પ્રેમાનુભવથી

૪ અપ્રગટ આ વૃ, પૃ ૧૮૧ તા ૧૯-૮-૯૪ની નોધ

અન્ય પ્રેમની રૂચિ નહિ રહે ને પરમાત્મામાં ચિત્ત ઠરાવવાનો માર્ગ મળશે તો તું પણ મારો એટલે અંશે ગુરૂ છે, અર્થાત્ આપણો સંબંધ છે તે છે, જવાનો નથી, ને તારૂં સ્મરણ પ્રેમ અને ઉપકાર વિના બીજી કોઈ વૃત્તિથી મને થવાનું નથી......"[૫] ઇત્યાદિ.

આટલી ચોખવટ સાથે શિષ્ય-પત્નીને બહેન તરીકે ગણવાની તેમણે પ્રતિજ્ઞા લીધી હોવા છતાં તેમનો શિષ્ય કે તેનું કોઈ માણસ તેમની પાસે ઢૂંકતું નથી. એટલે મણિલાલ 'દુનીયાં બેવફાઈ અને સ્વાર્થની જ બનેલી છે'—એમ ઉદ્‌ગાર કાઢીને તત્કાળ પૂરતો એ પ્રકરણ પર પડદો નાખતાં નોંધે છે: "જગતના મહાતંત્રમાં જેને જ્ઞાનનો સ્પર્શ થયો છે તેને કેવા કેવા અનુભવ થાય છે! આ અનુભવથી મારૂં મન ઐહિક પ્રેમમાત્ર ઉપરથી તદ્દન વિરક્ત થઈ ગયું છે,—છતાં જાણે એક યંત્રને ચાલવાની ટેવ પડી હોય ને હાલ્યાં જ કરતું હોય તેમ મન કોઈ કોઈ વાર સ્ત્રીસંગ ભણી આકર્ષાય છે, આમતેમ શોધ કરવા દોડે છે.........એમ અધમતામાં પડી જવાય છે."[૬]

બે ત્રણ મહિના આમ ગુરુ-શિષ્યનો સંબંધ સાવ તૂટી ગયો. ૧૮૯૫ના ઉનાળામાં મણિલાલ આબુ ગયા હતા. ત્યાંથી વડોદરે આવ્યા કે તરત જ તેમના શિષ્યની ચિઠ્ઠી મળી કે 'અમે તાવથી હેરાન છીએ, મરવા જેવી સ્થિતિમાં છીએ અને તમે સંભાળ નહિ કરો તો કોણ કરશે?' મણિલાલ તેને ત્યાં ગયા. બે મહિના અંગ્રેજ પરિચારિકા રાખીને ઉત્તમ દવા અને પૌષ્ટિક આહારની વ્યવસ્થા કરીને તેમણે શિષ્ય અને તેની સ્ત્રીને સાજાં કર્યાં. પણ વળી સામા પક્ષ તરફથી પૂર્વવત્ ઉપેક્ષાનો અનુભવ થયો. સૌ પાછાં પોતાને સ્થાને ચાલ્યાં જાય છે. પછી એક વાર મણિલાલની ગેરહાજરીનો લાભ લઈને આ ત્રિપુટી મણિલાલના જ ઘરમાં તેમનો

---

૫. એજન, પૃ. ૧૮૧-૮૨ : તા. ૧૯-૯-૯૪ની નોંધ.

૬. અપ્રગટ આ. ચ., પૃ. ૧૮૨ : તા. ૧૯-૯-૯૪ની નોંધ.

સામાન વગેરે બધું વાપરીને સત્યનારાયણની કથા કરે છે ને જ્યાફત ઉડાવે છે. મણિલાલ અકસ્માત્ ત્યાં આવી ચઢે છે અને પૂછે છે તો કોઈ જવાબ આપતું નથી. તેમના આ સ્નેહી મંડળીના સ્વાર્થી વર્તનથી હવે તેઓ કંટાળે છે. ૧૮૯૫ના ઓગસ્ટ લગીમાં આ સંબંધ તૂટી જાય છે. તેમના એક અગત્યના—ઘણુ કરીને છેલ્લા—પ્રેમપ્રકરણનો અહીં અંત આવે છે.

આ પ્રેમપ્રકરણને અંગે મણિલાલે પોતાની રોજનીશીમાં કરેલી નોંધોમાંથી ઉદ્ધૃત કરેલા ઉપર્યુક્ત પરિચ્છેદો તેમની કવિતા, ફિલસૂફી અને વિલક્ષણ મનોવૃત્તિ પર પ્રકાશ પાડે છે. તેમનામાં અદમ્ય કામવાસના હતી તે તો સ્પષ્ટ છે. આ અતૃપ્ત જાતીય વૃત્તિને તેઓ 'પ્રેમની તરસ'નું સોહામણું નામ આપીને, અભેદની ફિલસૂફીનો ઢાલ તરીકે ઉપયોગ કરીને, પોતાના અનીતિમય આચરણનો બચાવ કરે છે! 'અભેદમાં શરીરસંબંધ પાપકર્તા નથી' તેમ સમજાવવા સારુ પોતે અનેક ગઝલો લખી છે, એમ એક બાજુ કહીને બીજી તરફ એ જ કાવ્યોમાંથી ભાષ્યરૂપે નર્યો તત્ત્વવિચાર ફલિત કરી બતાવે છે એ તેમના વર્તનની બીજી અસંગતિ છે. આ વિસંવાદની મણિલાલની કવિતા પર શી અસર થઈ છે તેની ચર્ચા સાહિત્ય–વિભાગમાં કરેલી છે.[૭]

અહીં તેમના આચરણનો વિચાર કરવાનો છે. તેમના શિષ્ય અને તેની પત્નીએ તેમને પ્રેમનો પરિપૂર્ણ અનુભવ કરાવ્યો એમ તેઓ પોતે જ કહે છે, છતાં તેમની સાથેના વ્યવહારમાં નૈતિક દૃષ્ટિએ મણિલાલ કેટલા નીચે ઊતરી પડે છે! વસ્તુતઃ આ આખો સંબંધ પ્રેમ નહિ પણ તદ્દન સ્થૂળ સ્વાર્થના પાયા પર બંધાયેલો હતો તેમ બન્નેના પરસ્પર વર્તનનું અવલોકન કરનારને લાગ્યા વિના રહે તેમ નથી. ક્યાંક ક્યાંક આ સંબંધો અશ્લીલ (vulgar) બને છે તેની પણ એમને સરત રહેતી નથી. વિચિત્ર તો એ છે કે મણિલાલને

---

૭. જુઓ 'મણિલાલ નભુભાઈ : સાહિત્યસાધના', પ્રકરણ ૬, પૃ. ૩૦૯.

આત્મનિરીક્ષણ કરતી વખતે પણ આ બાબતમાં પોતાનો નૈતિક અધઃપાત દેખાતો નથી તેમના ચારિત્રનું આ મોટું દૂષણ છે. શાળા અને કોલેજની કુસોબત, મલિન સામાજિક વાતાવરણ, નિષ્ફળ લગ્નજીવન, અમુક પ્રકારની શારીરિક નાદુરસ્તી, અકાળે ઉચ્છૃંખલ બનેલી વૃત્તિઓ ઇત્યાદિ અનેક અસામાન્ય કારણોને લીધે અદમ્ય વેગ પકડેલી જાતીય વૃત્તિનું આ પરિણામ છે એ કહેવાની હવે ભાગ્યે જ જરૂર રહે છે.[૮]

---

૮. મણિલાલના દોઢ વર્ષના વડોદરા-નિવાસનો હેવાલ અહીં પૂરો થાય છે તેની સાથે જણાવવું જોઈએ કે તેમણે લખેલા આત્મવૃત્તાંતની સમયમર્યાદા પણ અહીં પૂરી થાય છે શ્રી આનંદશંકર ધ્રુવ પાસે જળવાઈ રહેલું મણિલાલના હસ્તાક્ષરનું આત્મવૃત્તાંત તા. ૨૨-૮-૧૮૯૫ના રોજ નડિયાદ મુકામે કરેલી નોંધથી આગળ જતું નથી. છેલ્લાં ત્રણ વર્ષનો સ્વજીવનનો અહેવાલ તેમણે કદાચ લખ્યો નહીં હોય, અગર તો લખાયો હશે પણ આનંદશંકરની પાસે (કે અન્ય વ્યક્તિની પાસે પણ) તે નહીં આવ્યો હોય એમ માનવું રહ્યું.

[ ૩૩ ]

## બાળાશંકરની વિદાય

**નડિયાદમાં** પાછા આવ્યા બાદ લેખન-વાચન ઉપરાંત મિત્રો સાથે બેસીને વાર્તા-વિનોદ કરવાનો મણિલાલનો નિત્યક્રમ હતો. સરકારી દાક્તર રામસિંગ અને ગોપાળદાસ દેસાઈ સાથે તેમને ઉત્તમ સ્નેહસંબંધ હતો. દાક્તર રામસિંગને ત્યાં કે પછી ગોપાળદાસને ત્યાં મિત્રમંડળી એકઠું થતું. આ મંડળમાં મણિલાલનું વર્ચસ્વ સર્વોપરિ હતું. એમાં કોઈ કોઈ વાર ગંભીર ચર્ચાઓ થતી, પણ ઘણુંખરું તો આનંદ વિનોદ જ ચાલતો. મણિલાલ કે બાળાશંકરનાં કાવ્યોનાં ગાયનનો કાર્યક્રમ એમાં યોજાતો હતો. આ મંડળી મિજબાનીઓ અને જ્યાફતોનું પણ શોખીન હતું. એવે વખતે ભાંગનું સેવન પણ થતું. મણિલાલ ગાંજાનું સેવન કરતા હતા એવો એક મત પ્રચલિત છે, પણ તેમની આત્મકથામાં આ બાબત કશો ઉલ્લેખ નથી. પોતાની જાતીય નિર્બળતાઓ વિશે નિખાલસતાથી લખનાર માણસ આવા વ્યસનનો ઉલ્લેખ કરતાં અચકાય એ બનવાજોગ નથી. 'સિદ્ધાન્તસાર'માં યજ્ઞની ચર્ચા કરતી વખતે ભાંગ, ગાંજો ઇત્યાદિ માદક પદાર્થોની તરફેણ કરતા હોય એ રીતે તે તે પદાર્થોનો તેમણે ઉલ્લેખ કર્યો છે[1], પણ એમણે

---

1 જુઓ 'સિદ્ધાંતસાર' (ત્રીજી આ.) પૃ. ૧૫૨ના નીચેના શબ્દો: 'આજે પણ, ફકીર, યોગી, ઇત્યાદિ મસ્તજ્ઞાનીઓમાં, ચરસ, ગાંજો, ભાંગ ઇત્યાદિ, માદક, અને તેથી ઇંદ્રિયો તથા મનને કોઈ વિલક્ષણ પ્રત્યગ્દૃષ્ટિ કરાવવાને સમર્થ, પદાર્થોનું સેવન પ્રચલિત જ છે.'

ક્યારેય ગાંજો પીવાની ટેવ કેળવી હશે એ અનુમાનને સાધાર ઠરાવે એવું કોઈ ચોક્કસ સાધન પ્રાપ્ત થતું નથી. એટલે ગાંજાની ટેવ વિશે ચોક્કસ નિર્ણય થવો મુશ્કેલ છે. પ્રો. બળવંતરાય ઠાકોર મણિલાલને લાગેલી એક પ્રકારના ભાંગના સત્ત્વની લત વિશે માહિતી આપે છે. તેઓ કહે છે:

"મણિલાલ નભુભાઈ ગટુલાલના શિષ્ય અને વિશ્વાસુ મિત્ર થયા ત્યાંથી એમણે ભાંગનું સત્ત્વ બનાવી તેમાંથી એક ચાટણ તૈયાર કરવાની પદ્ધતિ જાણી. આ ચાટણ કોકેનથી વધારે કામોદ્દીપક વાજીકરણ અને જુવાન માણસ ભોગથી વધુ વધુ લલચાતાં વધુ વેળા અને વધુ પ્રમાણ લે તો તે ગાડો થઈ જાય..."[૨] પ્રો. ઠાકોર મણિલાલ પાસેથી આ વ્યસન કોને કોને વળગ્યું તેનાં નામ આપે છે: તેમાં કાન્ત, કલાપી અને ગજ્જરનો ઉલ્લેખ છે.[૩] અહીં એટલું ખાસ નોંધવું જોઈએ કે આ માહિતી મણિલાલની જાતીય વૃત્તિના અસાધારણ ઉદ્દીપનનું એક મોટું કારણ પૂરું પાડે છે.

ઉપર્યુક્ત મિત્રમંડળમાં મણિલાલના નિકટતમ સ્નેહી બાળાશંકર હતા. વડોદરામાં બન્ને મિત્રોની જૂની દિલોજાની તાજી થઈ હતી. ૧૮૯૪માં બાળાશંકર પણ વડોદરા રાજ્યની નોકરીમાંથી છૂટા થયા. પછી તેમણે લોઢાના બીડનું કારખાનું કાઢ્યું. પણ તેમાં ભારે ખોટ ગઈ. તેમને માથે મોટું દેવું થઈ ગયું. 'પોતાનું સર્વસ્વ લેણદારોને લખી આપી કવિ બાલ સંસારી છતાં કેવળ ફકીર થઈ રહ્યા.'[૪] પછી તેમણે ગુ. વ. સો. ના આસિ. સેક્રેટરી તથા 'બુદ્ધિપ્રકાશ'ના તંત્રી

---

૨. તા. ૨-૧-૧૯૫૦ ના રોજ પ્રો. બળવંતરાય ક. ઠાકોરે આ લખનાર પર લખેલા પત્રને આધારે.

૩. મણિલાલે કલાપીને 'પાક' મોકલ્યાનો ઉલ્લેખ 'શ્રી કલાપીની પત્રધારા'માં છે તે કદાચ આ જ વસ્તુ હોય. (જુઓ 'પત્રધારા' પૃ. ૬૨)

૪. જુઓ ગુ. વિ. સભા-પ્રકાશિત 'વાર્ષિક વ્યાખ્યાનો'. પૃ. ૨૧૬

તરીકે કેટલોક વખત કામ કર્યું. પણ તેમના રસિક સ્વભાવને રુચે તેવા લેખો લખવામાં ને સ્વીકારવામાં ગુ. વ. સો. ના તે વખતના પ્રમુખ લાલશંકર ઉમિયાશંકરની ' ચોખલિયા નીતિ ' આડે આવતી હોવાથી ૧૮૯૫ ના અંતભાગમાં એ નોકરી પણ તેમણે છોડી. પછી તો તેમની આર્થિક સ્થિતિ વધુ ને વધુ બગડતી ગઈ. ઉત્તર હિંદ તરફ એકાદ વરસ રખડીને ૧૮૯૭ ના અરસામાં તેઓ નડિયાદ આવ્યા. રહેવાનું ઘર અને છેલ્લું વાસણ પણ દેવામાં હોમાઈ ગયાં. પછી તરત જ એ પ્લેગના વ્યાધિમાં સપડાયા. ૧૮૯૮ના માર્ચમાં મણિલાલના આ રસિક અને ઉદાર કવિમિત્રનું કરુણ અવસાન થયું.[૫]

બાળાશંકરની દુર્દશા વખતે ઉષ્માભર્યા શબ્દો દ્વારા સાંત્વન આપવા ઉપરાંત મણિલાલે તેમને કલાપી મારફત આર્થિક સહાય પણ કરાવી હતી. છેવટના વખતમાં બન્ને મિત્રો નડિયાદમાં હતા. પરસ્પર કાવ્ય–સંગીત–વિનોદના વિનિમયથી ઉભય બાળપણની મૈત્રીનો જાણે કે પુનઃ અનુભવ કરતા હતા એમ તેમના સંપર્કમાં આવનાર વૃદ્ધજનો પાસેથી જાણવા મળે છે. એપ્રિલ ૧૮૯૮ના ' સુદર્શન 'માં પોતાના આ બાલમિત્રને અંજલિ આપતી વખતે તેની કારકિર્દીનું અવલોકન કરતાં મણિલાલે નોંધ્યું હતું :

" જે મૃચ્છકટિકનું આ પુરુષે બહુ સુરસ વાણીથી ભાષાંતર કર્યું છે તેનો નાયક ચારુદત્ત એ જ જાણે એની નિરંતરની ભાવના રહી. મહાવિપત્તિ અને ભાગ્યના વિપર્યય આ તરુણ કવિએ અનુભવ્યા, તેમાં જે ધીરજ, પરાક્રમ અને ભવ્યતા સાચવી રાખ્યાં, તે એના વિદ્યાવિલાસ જેટલાં જ હરકોઈને બોધક અને અનુકરણ કરવા જેવાં છે. "[૬]

બાળાશંકરના મૃત્યુ પછી તરત જ મણિલાલ તેમનાં કાવ્યો

---

૫. ' વાર્ષિક વ્યાખ્યાનો ' પૃ. ૨૧૯.
૬. ' સુદર્શન ગદ્યાવલિ ', પૃ. ૭૬૫.

પ્રગટ કરવાનું કામ હાથ પર લે છે, અને તેના ખર્ચ સારુ કલાપીને લખે છે. કલાપી 'હું એકલો નહિ તો બે ત્રણ જણ થઈને પણ તેની ગોઠવણ કરી શકીશ.' ૭ એમ જવાબ આપે છે. પણ તે કામ આરંભાય તે પહેલાં જ મણિલાલને તેમના મિત્રની પાછળ જવાનું દિવ્ય ધામથી તેડું આવ્યુ એટલે એ કામ પચાસ વર્ષ સુધી ઘોરંભે પડ્યુ, ને આખરે શ્રી ઉમાશંકર જોશીને હાથે તે પાર પડ્યું.

## [ ૩૪ ]

# કાન્તના ત્રણ પત્રો

આપણે આગળ જોયુ કે સિદ્ધાનસાર 'ના અવલોકનનુ સમાપન કરતી વખતે કાન્તે મણિનાનને પોતાના ગુરુ તરીકે સ્વીકાર્યા હતા [1] મણિનાલ પ્રત્યે મણિશકરનુ આકર્ષણ તીન હતુ એટલે આ

૧ છેક ૧૮૧૯મા કાન્ત ' સિદ્ધાતસારના અવનોકન 'ને પુસ્તકાકારે પ્રગટ કરવા તયાર થાય છે તા ૨૪-૪ ૧૮૧૮ ના રોજ ભાવનગરથી લખેલા પત્રમા આને અગે તેઓ રમણભાઈને નીચે મુજબ જણાવે છે

I am reprinting my સિદ્ધાતસારનુ અવનોકન I am adding some of my ચર્ચાપત્ર's in the જ્ઞાનસુધા as appendices I wish to dedicate the whole volume to you It is a product of the spring time of our life, of which I need not be ashamed My dedication will be a rather long letter reviewing that and the subsequent portion of our life I shall of course send you my draft for approval And I wish to print your reply also, which also, is sure to be rather long Do you agree?" (કાન્તમાળા', પત્ર ન ૧૩૦, પૃ ૩૭૮)

' સિદ્ધાતસારનુ અવનોકન ' એ નામથી આ પત્રોનો સગ્રહ મુબઈના 'હિદ સેવક સમાજ ' તરફથી ૧૯૨૦ મા પ્રગટ થયેલો મળી આવે છે, પણ તેમા ઉપર્યુક્ત પત્રમા નિર્દેશેલો લાબો અર્પણ લેખ નથી રમણભાઇને ઉદ્દેશીને લખેલી કેવળ ટૂકી અર્પણ-નોધ જ છે વળી એમા કોઈ ચર્ચાપત્રનો પણ સમાવેશ થયેલો નથી આનુ કારણ તા ૨૪-૧૦-૨૦ ના પત્રમા કાન્તે નિર્દેશેલી પોતાની માદગી છે એમ પ્રો ઠાકોર ઉપર્યુક્ત પત્ર પ્રગટ કરતી વખતે નોંધે છે, ('કાન્તમાળા', પૃ ૩૭૮)

વખતે ઉભય વચ્ચે પત્ર–વ્યવહાર સતત ચાલુ રહ્યો હશે એમ શ્રી અંબુભાઈ પુરાણીએ 'બુદ્ધિપ્રકાશ'માં[૨] પ્રગટ કરેલા 'કાન્તના ત્રણ પત્રો' વાંચતાં સમજાય છે. કાન્તે મણિલાલ પર લખેલા આ પત્રો બન્ને વચ્ચે આરંભમાં વૃદ્ધિંગત થઈને અંતે ઘટેલા ગુરુ–શિષ્ય–સંબંધનો યથાર્થ ખ્યાલ આપે છે.

ત્રણે પત્રો અંગ્રેજીમાં લખેલા છે. તેમાં પહેલો તા. ૧૩–૪–૧૮૯૭ના રોજ મણિલાલ પર વડોદરેથી લખેલો છે. એમાં ઉલ્લેખ પામેલી બાબતો પૈકી નીચેની ખાસ છે: (૧) "તમે ગુરુ ( master ) અને મિત્ર ( friend ) ઉભયની ફરજ બજાવીને મને સુખ અને સામર્થ્ય આપેલાં છે." એમ કહીને કાન્ત મણિલાલને અદ્વૈત-સાધનામાં પોતાના ગુરુ બનવાની વિનંતી કરે છે. (૨) મણિલાલની પાસે તેઓ એમની રોજનીશી વાંચવા માગે છે. (૩) પત્રની પાછળી બાજુએ કેટલીક કાવ્યકૃતિઓ ઉતારીને તેઓ મણિલાલને મોકલે છે. અને લખે છે: "તે મારા અભ્યાસની[૩] વિવિધ કક્ષાઓનું નિરૂપણ કરે છે." (૪) રમણભાઈને મણિલાલનો અદ્વૈત–વિચાર સમજાવતો પત્ર પોતે લખ્યાનો અને તેના રમણભાઈએ આપેલા જવાબથી પોતે અસંતુષ્ટ રહ્યાનો ઉલ્લેખ કાન્તે આ પત્રમાં કર્યો છે. એટલું જ નહિ, વખત જતાં રમણભાઈને મણિલાલના વિચારોથી રંગી દેવાની ( convert ) આશા પણ તેમણે એમાં વ્યક્ત કરી છે.[૪]

---

૨. જુઓ 'બુદ્ધિપ્રકાશ' (ત્રૈમાસિક), એપ્રિલ-જૂન, ૧૯૪૨, પૃ. ૧૨૯

૩. આ અરસામાં 'સુદર્શન'માં ચાલતી મણિલાલની 'અભ્યાસ' નામની લેખમાળાના સંસ્કારથી કાન્તે અહીં 'અભ્યાસ' શબ્દ 'સાધના'ના અર્થમાં વાપર્યો હોય તેમ જણાય છે.

૪. કાન્તને માટે રમણભાઈને અદ્વૈતવાદી બનાવવાનું તો અશક્ય હતું. પરંતુ તેમણે રમણભાઈ સમક્ષ મણિલાલ અને અદ્વૈત સિદ્ધાંત પક્ષે એટલી સમર્થ ને ઉત્કટ વાણીમાં દલીલો કરી હશે કે રમણભાઈને ઓછામાં ઓછું મણિલાલ વિશે છેવટનો નિર્ણય બાંધવાનું તો મોકૂફ રાખવું જ પડે છે.

મણિલાલે કાન્તના ઉપર્યુક્ત પત્રનો જવાબ તા. ૨૩-૪-૧૮૯૭ ના રોજ આપ્યો હતો. ઉનાળાની રજાઓમા માણિયાહાટિના (સૌરાષ્ટ્ર)થી તા. ૧૯-૫-૧૮૯૭ના રોજ કાન્ત મણિલાલના પત્રનો પ્રત્યુત્તર આપે છે. તેમના આ બીજા પત્રમા નીચે પ્રમાણે ત્રણ બાબતો ખાસ કરીને ચર્ચાયેલી છે. (૧) મણિલાલે કાન્તને પોતાની આત્મકથા બતાવવાની ના પાડી છે. તેમણે કાન્તને સામેથી પૂછ્યુ હતુ 'મારા પોતાના વિશે તમારે ખુલાસા જોઈએ છે?' કાન્ત તેના પ્રત્યુત્તરમા 'ના' કહીને મણિલાલને જણાવે છે 'મારે તો માત્ર તમે લાગણીનો ઉત્કટ આવેશ અનુભવ્યો હોય તેવી તમારા જીવનની પળ વિશે જાણવુ છે.' તત્કાળ નહિ તો અમુક સમય પછી પણ પોતે મણિલાલની રોજનીશી મેળવી શકશે એવી શ્રદ્ધા વ્યક્ત કરે છે.[૬] (૨) આગલા પત્રમા મોકલેલી કાવ્યકૃતિઓ વિશે કાન્ત મણિલાલની પાસે અભિપ્રાય માગે છે. તેની અંદર આવતા સ્તોત્રોના મણિલાલે વખાણ કર્યા હતા. તેના જવાબમા કાન્ત કહે છે "હુ સ્તોત્રોને સૌથી નબળી કૃતિઓ ગણુ છુ તેમ છતા, મારી હમેશની કરતા તદ્દન જુદી જ ઢબે (vein)મા એ રચ્યા છે તે દૃષ્ટિએ તમને એ ગમ્યા હોય." (૩) 'વહાલાઓને પ્રાર્થના' એ

---

કાન્તના તા. ૨૩-૪-૧૮૯૭ના — એટલે કે ઉપલો પત્ર લખ્યા પછી દસ જ દિવસે લખેલ પત્રમાના નીચેના ઉદ્ગારો જુઓ :

"I am satisfied by your suspending your judgment for Manilal. I have hope that you will come to think better of him later on." ('કાન્તમાળા', પત્ર નં. ૩૯, પૃ. ૩૪૪)

આમ છતા, આ ઉદ્ગારો તેમજ આ ત્રણે પત્રોમા ક્યાક ક્યાક દેખાતી અસંગતતા અને ઉત્સાહનો અતિરેક કદાચ તેમની માનસિક અસ્વસ્થતાના પ્રારંભનુ ચિહ્ન હોય — જે છેવટે ધર્માન્તરમા પરિણમી.

૬ પાછળથી ફરી તેમને મણિલાલની આ રોજનીશી જોવા મળી હોય એમ જણાતુ નથી.

નામનુ અંજની ગીત કાન્ત લખી મોકલે છે અને મરારી અંજની' ગીતના રાગમા એને ગાઈ જોવાનુ સૂચવે છે.

બીજા અને ત્રીજા પત્ર વચ્ચે નવ માસનો ગાળો છે[૭] ત્રીજો પત્ર વડોદરાથી લખેલો છે અને તેમા મણિલાલને 'Professor' એમ સબોધન કરેલુ છે

આ પત્રમા સૌથી પ્રથમ કાન્ત મણિલાલના લેખન-કાર્યને અંજલિ આપે છે સ્વધર્મના પ્રકાશથી દ્વેષપૂર્વક વિમુખ રહેલા દેશબધુઓનુ તેમની સાન્નિધ્યમાજ રહેલ પ્રકાશ ભણી ધ્યાન દોરવાની પહેલ કરનારી મહાન પ્રવૃત્તિ તરીકે મણિલાલની અક્ષરપ્રવૃત્તિને તેઓ અજલિ આપે છે તે વિશે પોતાનુ વલણ સમજાવતા એ કહે છે "મે પણ તમારા ગભીર ચેતવણીના સૂર સાભળ્યા હતા અને કેટલોક વખત તેની અવગણના પણ કરી હતી પણ પછી મેં મારી આસપાસ નજર ફેરવી તો મને પ્રકાશ દેખાયો એટલે હું તમારા વિચારો સાથે સમત થયો એ અનત અને દિવ્ય પ્રવૃત્તિની ભીતરમા ઊડે સુધી હુ જોઈ શકતો નથી, પણ મને તેની શક્તિમા પૂર્ણ શ્રદ્ધા છે"

ફેબ્રુઆરી, ૧૮૯૮ના 'સુદર્શન'મા મણિલાલે કાન્તે સ્વીડનબોર્ગના અગ્રેજી પુસ્તકના કરેલ અનુવાદ 'લગ્નસ્નેહ અને તેનાં નિશુદ્ધ સુખો'નુ અવલોકન કર્યું હતુ[૮] તેને અનુલક્ષીને કાન્ત આ પત્રમા મણિલાલને કહે છે 'તમે અવલોકનમાં મે અનુવાદિત કરેલ

૭ આ પત્રની તારીખ 'બુદ્ધિપ્રકાશ'મા 86-2-98 એમ છપાઈ છે તે દેખીતી રીતે જ ભૂલ છે તે ઘણુ કરીને 26-2-98 જોઈએ

૮. આ અવલોકનમા મણિલાલ કાન્તના વિચાર-પરિવર્તનનો ક્રમ પણ સમજાવે છે અને પોતાના પૂર્વ-નિશ્ચયોને તજી પ્રાચીનતા પર શ્રદ્ધા મૂકવા બદલ તેમને ધન્યવાદ આપે છે

('મણિલાલની વિચારધારા', પૃ ૪૦૪-૪૦૭)

તાત્ત્વિક સિદ્ધાંતો પર વિશેષ ભાર મૂક્યો છે અને તેમા પ્રગ‌ ચતી વૈયક્તિક લાક્ષણિકતાને ઓછુ મહત્ત્વ આપ્યુ છે '

'સુદર્શન'મા તે વખતે (જાન્યુ ૧૮૮૮મા) પ્રગ‌ થયેલ મણિલાલના 'શ્રીમદ્‌ભગવદ્‌ગીતાનો વેદાન્ત' નામના લેખ વિશે કાન્ત 'એ લેખ આનમ્ય- છે ખરો પણ તમારી ગીતાની પ્રસ્તાવના પર્યાપ્ત છે' એ મતમતનો અભિપ્રાય આપે છે

આ પત્રમા છેલ્લે અન્તે સ્વીડનબર્ગની પોતાના પર વધતી જતી અસરનુ વર્ણન કર્યું છે એ કહે છે 'સ્વીડનબર્ગ મને ઉત્તરોત્તર વિશેષ માર્ગદર્શન આપે છે ખરેખર તે સ્વર્ગનો ફિરસ્તો છે તેણે મારી સમક્ષ સત્યનો એટલો વિશાળ મહાસાગર ખુલ્લો કર્યો છે કે તેનાથી મારો તાર પણ જતો રહ્યો મારી પ્રગતિનો આધાર હવે 'વળ મારા પર જ છે કારણ, ઊર્ધ્વપથ હવે મારાથી અદશ્ય રહ્યો નથી "

આ ઉદ્‌ગારો સૂચવે છે તેમ, કાન્તના જીવનમા મણિલાલ અને વેદાંતનુ સ્થાન હવે સ્વીડનબર્ગ તથા ખ્રિસ્તીધર્મ લે છે આ પત્ર લખાયા પછી આઠ મહિને મણિલાલનુ અવસાન થાય છે આઠ મહિનામા બન્ને વચ્ચે વિશેષ પત્રવ્યવહાર થયો હોવાનો સભવ નથી કેમકે પછી બન્નેના માર્ગ ભિન્ન થઈ ગયા હતા પહેલી સાહિત્ય પરિષદમા મણિલાલના નામ આગળ 'બ્રહ્મનિષ્ઠ' વિશેષણ મૂકવા સામે કાન્ત વિરોધ કરે છે ગમે તેમ પણ, આગળ વર્ણવેલો 'સિદ્ધાંતસાર'ના અવલોકનનો ઈતિહાસ અગાઉ પૃથક્કરણ કરેલ કાન્તના સ્વ રમણભાઈ ઉપરના પત્રો તેમજ અહી મૂકેલ મણિલાલ પરના ત્રણ પત્રો કાન્તની ઋજુ અને સહૃદય સત્યશોધનવૃત્તિના તેમ મણિલાલના લોહચુબક જેવા આકર્ષક વ્યક્તિત્વના નિદર્શક પ્રમાણો છે એમા શકા નથી

[ ૩૫ ]

## કલાપીની ગુરુભક્તિ

વડોદરા છોડીને નડિયાદ આવ્યા પછી મણિલાલે બીજી કોઈ નોકરી માટે પ્રયત્ન કર્યો હોય એમ જણાતુ નથી તેમણે વાસણામાં જમીન લીધી હતી તેમા, આગળ જોયુ તેમ, રૂ ૫૦૦૦) ની ખોટ આવી હતી એટલે હવે જાતે દેખરેખ રાખીને ખેતીકામ ખિલવવાનો તેમણે નિશ્ચય કર્યો હતો નવીન યત્રસાધનો ખરીદીને મોટા પાયા પર ખેતી કરવાનો અખતરો તેમણે કર્યો, પણ તેમા તો તેમને લાભને બદલે મોટુ નુકસાન સહન કરવુ પડ્યુ

આ જમીનને અંગે તેમને કલાપી સાથે આર્થિક લેવડદેવડનો સબધ બધાયો હતો વડોદરેથી નડિયાદ આવ્યા પછી થોડે જ વખતે કલાપીએ તેમને રૂ ૧૮૦૦) મોકલ્યા હતા "તેમા પાછા લેવા દેવા જેવા દુનિયાઈ વ્યવહાર કરવા કૃપા કરી કાઈ જ કહેશો નહિ" એમ કલાપી લખે છે[1] મણિલાલ જવાબમા 'આપનો એવો આભાર છે તો પાછા કેમ લેવાય' એવો વિચાર તજી દેવાનુ કલાપીને સૂચવે છે ને કલાપી 'આપની ઇચ્છાનુસાર જ થશે' એમ કહીને તે કબૂલ રાખે છે પણ પછી તેઓ એ પૈસા પાછા આપી શકયા હોય એમ જણાતુ નથી ઊલટુ ઈ સ ૧૮૯૭ મા મણિલાલે ખેતી-કામનાં યત્રો ખરીદ્યા હતા તેને પેટે તેમના મિત્ર સાકળચંદ શેઠને આશરે રૂપિયા ૭ હજાર ભરવાના હતા તે રકમ પણ તેમને કલાપી પાસેથી

---

૧ જુઓ 'કલાપીની પત્રધારા', પૃ ૭૭

ઉઝીતી લેવી પડે છે.[2] પછી તો વાસણાની જમીનમાં વધુ ને વધુ ખોટ આવ્યા કરે છે. મણિલાલની વિષમ પરિસ્થિતિમાં મુખ્ય છે આર્થિક કારણે પોતાના સ્નેહી ગુરુ અસ્વસ્થ થાય તે કલાપીને ગમતું નહીં એટલે નાપીએ તેમના કરજ પેટે 'કુ ને રૂપિયા દશથી અગિયાર હજાર ઉદારતાથી ભરી આપ્યા હતા.'[3] પોતાના વસિયતનામામાં મણિલાલ 'લાઠીના ઠાકોરસાહેબની કૃપા'નો ઉલ્લેખ કરે છે તે આને અંગે તેમણે કલાપી પ્રત્યે વ્યક્ત કરેલી કૃતજ્ઞતા જણાય છે. મણિલાલ વડોદરે હતા તે વખતે તેમને લાઠીના કારભારી નીમવા અંગે પ્રહ્લાદજીભાઈની ભલામણના કરેલા અખત્યાર વિશે તેમજ મણિલાલને પોતે આત્મ થામાં કલાપીની નજીક રહેવા આરું બતાવેલી ઇચ્છા વિશે અગાઉ ઉલ્લેખ આવી ગયો છે. તેના અનુલક્ષમાં કે અન્યથા મણિલાલને કલાપીના તેમની સાથેના વ્યવહારમાં 'ઉપેક્ષા' કે 'અસ્નેહ'ની ગંધ આવે છે. એટલે પોતાના લાગણીશીલ સ્વભાવ મુજબ તેઓ કલાપીને એક પત્રમાં લખે છે:

'મળીને ય શું? આપની અને મ્હારી સ્થિતિ વચ્ચે બહુ અંતર છે. ઉપચાર, વિવેક અને જુદા થવું એ વિના બીજું શું?'[4] આ કડક કટાક્ષથી કલાપીનું હૃદય વીંધાય છે. એ ઋજુ ભાવે મણિલાલને જવાબ આપે છે: 'મ્હારું હૃદય મ તો આપની પાસે અને કાં તો કવિતા પાસે જ ઉઘડી શકે છે.'[5] અને તેમના પ્રતિ ઉત્કટપણે પ્રેમ અને ભક્તિનો ઊભરો ઠાલવે છે. એટલે થોડા વખતમાં જ ઉપર્યુક્ત ગેરસમજૂત દૂર થાય છે.

હવે કલાપી રાજાનો 'વેપ' બરાબર ભજવી શકે છે! મણિલાલના કુશળ અને પ્રોત્સાહક માર્ગદર્શનને પ્રતાપે 'સુંદર કાવ્ય વાચતાં

---

૨ 'કલાપીના ૧૪૪ પત્રો', પૃ. ૬૩

૩ જુઓ શ્રી પુરાણીકૃત 'મ ન હિ નુ જીવનચરિત્ર', પૃ. ૧૨૫

૪ જુઓ 'શ્રી કલાપીની પત્રધારા', પૃ. ૨૩

૫ એજન, પૃ. ૭૧

જેટલો આનંદ મળે તેટલો' એને 'ગરીબ માણસોને સાંભળવામાં મળે છે' પ્રણયની વિષમ અવસ્થામાં સિઝાતા કલાપીને મણિભાઈએ સતત પ્રવૃત્તિમાં રહેવાની સલાહ આપી હતી તેને પરિણામે, ગમે તેવા સંજોગોમાં પણ, રોજ બે અઢી કલાક રાજ્યકાર્ય કરવાનો ઠાકોર સુરસિંહજીએ નિયમ કર્યો હતો માસમાં બે વખત કામદાર સાથે કારખાનાની મુલાકાતે જવું, બે વખત ઘોડા ઉપર એકલા ફરવા જવું અને ગામડાંના લોકોની ફરિયાદ સાંભળવી, શાળાઓ, ચોરાઓ અને દવાખાનાની ઓચિંતી મુલાકાતો લેવી વગેરે કાર્યક્રમને તેઓ મણિલાલના આદેશ અનુસાર ચીવટથી વળગી રહેતા હતા ૧૮૯૫-૯૬ દરમ્યાન કલાપીને રાજ્યકાર્યના પાઠ આપવાના હેતુથી મણિલાલે 'સુદર્શન'માં 'દરબાર'ની લેખમાળા લખી હતી[૬]

આગળ જોયું તેમ, કલાપીની કવિતા સૌથી પ્રથમ 'સુદર્શન'માં પ્રસિદ્ધિ પામી હતી મણિલાલ અવારનવાર તેમના કાવ્યો મગાવ્યા કરતા હતા ૧૮૯૮માં કલાપીના બધા કાવ્યોનો સમગ્ર પ્રગટ કરવાનું નક્કી થયું ત્યારે કાવ્યોની ચકાસણી ગોઠવણી આદિની જવાબદારી મણિલાલે સ્વીકારી હતી કલાપીએ પોતાના સઘળા કાવ્યો કાન્ત દ્વારા મણિલાલને મોકલ્યા અને 'આપને યોગ્ય લાગે તેવી વ્યવસ્થા કરશો' એમ જણાવ્યું અંગ્રેજી પરથી અનુવાદિત કરેલા કાવ્યોની સાથે મૂળ અંગ્રેજી કૃતિઓને પણ ઉતારાવીને સામેલ રાખી હતી મણિલાલ બધા કાવ્યો વાંચી જઈને કલાપીને ગઝલોમાં ફેરફાર કરવાનું સૂચવે છે 'ગઝલોમાં ફેરફાર કરવા બેઠો પણ માગથી તેમ થશે તો બગડશે એમ ધારી છેવટ આપને યોગ્ય લાગે તે ફેરફાર આપે જ કરવા એમ ધારી જોયું છે તેનું લખાવું છું'-એવા જવાબ સાથે તે બધી ગઝલો મણિલાલને પાછી મોકલે છે[૭] મણિલાલ પોતાના સુદ

૬ 'શ્રી કલાપીનો પત્રધારા', પૃ ૩૨ આ લેખમાળાની સાથે કલાપીનું નામ જોડવાની મણિલાલે ઇચ્છા વ્યક્ત કર્યાનો અહીં ઉલ્લેખ છે

૭ એજન, પૃ ૩૫

ર્ગન મુદ્રણાલયમાં એ સંગ્રહ છાપવા માંડે છે, પણ તેમને માટે એ કામ નિર્મિત નહોતું।[૯] તેમના વિદેહ થવાથી એ કામ અટક્યું તે કલાપીના પણ મૃત્યુ પછી ૧૯૦૩ માં કાન્તને હાથે પાર પડ્યું.

કલાપીની મનઃસ્થિતિ પ્રમાણે જુદે જુદે સમયે મણિલાલ તેમને વિવિધ વિષયોનાં પુસ્તકો વાંચવા મોકલતા હતા અથવા તેનું સૂચન કરતા હતા. 'ગીતા', 'વૉઇસ ઑફ સાયલેન્સ', 'વિક્રમોર્વશીયમ્' વગેરે પુસ્તકોનો ઉલ્લેખ કલાપીના પત્રોમાં મળે છે.

ધર્માભ્યાસમાં પણ કલાપીને મુખ્યત્વે મણિલાલનું માર્ગદર્શન હતુ. તેમની સૂચનાથી સવારે 'ગીતા'નો પાઠ કરવા ઉપરાંત કલાપીએ શાસ્ત્રી પાસે તેનો રીતસર અભ્યાસ શરૂ કર્યો હતો. શોભનાને કારણે રમા અને કલાપી વચ્ચે થયેલ વિખવાદને મણિલાલ ધર્મોપદેશ દ્વારા ટાળવાનો પ્રયત્ન કરે છે. તેઓ કલાપીને સંયમ રાખવાનો તેમજ રમા પ્રત્યે નિષ્ઠા કેળવવાનો ઉપદેશ આપે છે અને રમાને ઉદારતા કેળવવાનું કહે છે. બન્નેને જ્ઞાન ભણી વાળવાનો તેમનો યત્ન હોય છે. કલાપીને શોભનાનું નામ છોડીને ૐકારનો મંત્ર જપવાનું એ સૂચવે છે. પણ કલાપી પ્રણવને પોતાના 'હૃદય' (અર્થાત્ શોભના) રૂપ બનાવી દે છે. ગુરુ 'ધ્યાનમાં સ્થૂળનો ગંધ ન આવે' તેની કાળજી રાખવાનું કહે છે. ત્યારે શોભનાના પ્રેમમાં આસક્ત શિષ્ય સરલભાવે સામો પ્રશ્ન કરે છે : "સ્થૂલ એટલે શું? અમારા પ્રેમમાં સ્થૂલ ક્યાં છે તે હું બરાબર કોઈ પણ યત્ને જાણી શક્યો નથી. હું શું કરું?" 'ગીતા' અને 'ગુલાબસિંહ'નું પરિશીલન કરવા છતાં પોતે સ્થૂલ ઇચ્છાઓ તજી શકતા નથી એવી સ્પષ્ટ કબૂલાત કલાપી મણિલાલ સમક્ષ કરે છે. તેમ છતાં મણિલાલ

૯. જુઓ સુંદરમ્ કૃત 'કલાપી – સાહિત્યકાર તરીકે', 'વિદ્યાવિસ્તાર વ્યાખ્યાનમાળા' (ગુ. વ. સો.), પૃ. ૨.

કલાપીને અધ્યાત્મ-પ્રદેશમાં લઈ જવાનો મનોરથ છોડતા નથી. "મ્હને અમુક સ્થાને લઈ જવામાં આપને હજુ નિરાશા નથી મળી; પણ એ તો આપના હૃદયનું બલ છે"[૯] એવા કલાપીના ઉદ્ગારો એની સાબિતી આપે છે. મણિલાલ હવે કલાપી પર પત્રની સાથે ભજન લખીને મોકલે છે. ભજન, વેદાન્ત કે મણિલાલ તેમના હૃદયની ગાઢ નિરાશાને ભેદી શકતા નથી, તોપણ કલાપી 'ગમે તેવી સ્થિતિમાં આપ પર પૂર્ણ શ્રદ્ધા રાખીશ' એવું મણિલાલને વચન આપે છે.[૧૦]

સ્નેહ-વ્યથાથી પીડાતા કલાપીને મણિલાલે સાંત્વના આપવા માટે જેટલા પ્રયત્ન કર્યા છે, તેટલા બીજા કોઈએ કર્યા નથી. રમા અને શોભનાની વચ્ચે ઝોલાં ખાતા કલાપીને વિકટ મનોવ્યથા સહન કરવાનું ધૈર્ય મણિલાલે આપ્યું હતું.

"શરીરસંબંધ જેને દુનિયા વ્યભિચાર કહે છે તે પ્રેમમાં કાંઈ અગત્યનું તત્ત્વ છે?.. હૃદય તેને પાપ માને છે...શું તે ખરે જ પાપ છે?...પ્રેમ હોય ત્યાં અંતર રાખવો એ શું ધર્મ ગણાય?" —એવા એવા પોતાના શિષ્યના પ્રશ્નોના ઉત્તરરૂપે મણિલાલ માર્ચ ૧૮૯૮ના 'સુદર્શન'માં આર્યાવર્તની ચૈતન્યભાવનાના પ્રકાશમાં સ્થૂલ વ્યવહારમાં વ્યભિચારના પ્રસંગોથી બચવાના ઉપાય સમજાવતો 'વ્યભિચાર' નામનો લેખ લખે છે.[૧૧] બીજી તરફ તેઓ કલાપીને શોભનાનો વિચાર હૃદયમાંથી કાઢી નાખવાની અને રમાના સદ્ગુણો સંભારીને તેના તરફ વળવાની સલાહ સતત આપ્યા કરે છે,[૧૨] જે

૯. 'શ્રી કલાપીની પત્રધારા', પૃ. ૫૭.

૧૦. એજન, પૃ. ૬૦.

૧૧. જુઓ 'સુદર્શન ગદ્યાવલિ', પૃ. ૨૮૫-૮૮.

૧૨. વળી, પ્રણયની આર્તિ અનુભવતા કલાપીના ચિત્તની શાંતિ અર્થે આ અરસામાં મણિલાલે પોતાની પ્રેમતૃષા વ્યક્ત કરતી અંગત રોજનીશી

કલાપીને માટે સીમારની અશક્ય હતી પરિસ્થિતિ અનિર્વાહ્ય બનતા કલાપી શોભના સાથે લગ્ન કરે છે, તેમા પણ છેવટે મણિભાઈની સમતિ મળે છે[૧૩] કલાપી અને શોભનાના લગ્ન પછી દુખી રમા અને તેનુ દુખ નહિ જોઈ શકતા કલાપીના મનનો ક્લેશ દૂર કરવા તેઓ જાતે લાગી જાય છે એ વખતે તેઓ કલાપીના મનને ઠીક પ્રમાણમા હિમત અને દઢતા આપી શક્યા હશે તેમ કલાપીના નીચેના ઉદ્ગારો પરથી સમજાય છે

આપ મ્હારે માટે સર્વ કરી ચૂક્યા છો, અને, હવે ગમે તે થવાનુ હશે પણ આપ જે છેવટ આપવા ઇચ્છતા હો તે શાન્તિ–મને મળશે એમા મને શકા નથી સુખી થઈને મેળવુ એ મ્હારા નસીબની વાત છે પણ હમણા–હવે જે સુખદુખ આવવાનુ હોય તે છેલ્લુ જ–એમ મને લાગે છે આપ કાવે જરો પરમ દિવસ કદાચ હુ શોભના સાથે હઈશ કે સ્ત્રીના શબ્દ માત્રથી દૂર એકલો–હઈશ જ્યા હઈશ ત્યા આપ તરફ દષ્ટિ રાખી સુખી હઈશ શોભનાના સારા કે મારા એક વિચારથી હદય ઉભરાઈ જાય છે, તોપણ દુખજ હજી આવે તોપણ મે જેવી કગાળ રીતિએ સહન કર્યુ છે તેમ

---

તેમના પર મોકલી હોય એમ કલાપીના પત્રો વાચતા જણાય છે "ડાયરી કાલે રવાના થશે," (૫ ધા, પૃ ૫૪) "ડાયરી તો આપને મળી ગઈ હશે" (૫ ધા પૃ ૫૪) "ગમે તેમ હો પણ આપની ઇચ્છા પ્રમાણે કરીશ, અને ડાયરી વચાવવા માટે—તે મેઈ અન્યને વચાવવાની હતી જ નહિ મારી વાત પણ હુ આપ સિવાય કોઈને કહેવા ગયો નથી" (૫ ધા, પૃ ૬૧) – આ ઉદ્ગારો તેના પ્રમાણરૂપ છે કલાપી મણિલાલના પ્રેમ અને વિશ્વાસનુ અનન્ય પાત્ર હતા તેની સાબિતી આ હકીકત પરથી મળે છે

૧૩ જુઓ કલાપીના શબ્દો "આપનો તાર મળ્યો, આપ મ્હારી સાથે જ છો" ઇત્યાદિ (પત્રધારા, પૃ ૬૫)

તો હવે નહિ જ કરૂ અને મારી કંગાલીઅત કાઢી નાખનાર આપ જ છો '૧૪

આ ઉપરથી કહી શકાય કે ખુમારીથી સ્નેહનો તાપ જીરવવાનુ સામર્થ્ય મણિભાઈએ કલાપીને આપ્યુ હતુ

વળી તેમણે કલાપીને 'પ્રાણવિનિમય'નો પ્રયોગ શિખવાડ્યો હશે તેમ તેમના પત્ર નં ૧૦૫માંના "મદિરાપાન 'મેસ્મેરિઝમ' વખતે નહિ પણ પછી કરવામા કંઈ અડચણ છે?"–એ ઉદ્ગારો પરથી સમજાય છે

મણિભાઈની નબળી તબિયતની કલાપીને ઘણી ચિંતા રહેતી તેમણે છેલ્લા મહિનાઓમા પૂર્ણ નિવૃત્ત થઈને થોડો સમય લાઠી આવીને રહેવાનો મણિભાઈને આગ્રહ કર્યો, પણ એવામા તેમની તબિયત લથડ્યાના સમાચાર કલાપીને મળ્યા તે નડિયાદ જવા તૈયાર થયા ત્યા તો તેમના જીવનભરના એ માર્ગદર્શક ગુરુના અવસાનના સમાચાર મળ્યા કલાપીના કોમળ હૃદયને વજ્રાઘાત થયો મણિભાઈના અવસાનથી પોતાને થયેલ આઘાતનુ વર્ણન કરતા તેઓ લલિતને લખે છે

"મણિભાઈને પ્રસગે મને જે લાગે છે તેને માટે મારી પાસે કશી ભાષા નથી કવિતા તો ઓસરાઈ ગઈ છે હૃદય દુ:ખમા પણ જ્યારે સ્મૃતિનુ સુખ લેતુ થાય છે ત્યારે જ કવિતા પણ રસ આપી શકે છે ખેદની સ્થિતિમા તો કાંઈ જ થઈ શકતુ નથી"

મણિલાલના જવાથી પોતાને પડેલી ખોટનુ વર્ણન કરતા તેઓ આનંદરાય હિંમતરાય દવેને લખે છે

"મ્હારૂ રાજ્ય, મ્હારૂ ગૃહ, મ્હારો ધર્મ–સર્વના દોરનાર મ્હારો

---

૧૪ જુઓ 'પત્રધારા', પૃ ૬૬

તો એક પરમકૃપાળુ ગુરુ ગયો અને તેની સાથે મ્હારા હૃદયનું સર્વ જાણનાર એક મિત્ર ગયો. કદાચ આખી ઝિંદગીમાં તેની ખોટ કદિ પૂરી પડશે નહિ."૧૫ દીવાન અને રાજા બન્નેની ઉપર રહી શકે તેવા પુરુષની કલાપીએ વ્યક્ત કરેલી અપેક્ષા કેવળ મણિલાલ જ પૂરી પાડી શકયા હતા.

મણિલાલના મૃત્યુ પછી તેમનું સ્થાન ગોવર્ધનરામે લીધું હતું, પરંતુ કલાપી સાથે મણિલાલના જેટલો આત્મીય સંબંધ તેઓ સાધી શકયા નહોતા.

## [૩૬]

# છેલ્લા દિવસો

પોતે વડોદરા ખાતે તૈયાર કરીને છાપવા આપેલો 'The Imitation of Shankara' નામનો અંગ્રેજી ગ્રંથ તથા તેનો ગુજરાતી અનુવાદ 'પંચશતી' મણિલાલના નડિયાદ આવ્યા પછી (૧૮૯૫ના ઑક્ટોબરમાં) બહાર પડ્યો. 'આત્મનિમજ્જન' પણ એ જ અરસામાં પૂરું છપાઈને પ્રકટ થયું. વડોદરાની 'જ્ઞાન-મંજૂષા' ગ્રંથમાળા માટે લખેલું 'ચેતનશાસ્ત્ર' ૧૮૯૬માં પ્રસિદ્ધ થયું. 'સુદર્શન'માં હપ્તે હપ્તે છપાઈ ગયેલો 'ગુલાબસિંહ' ૧૮૯૭માં તેમના પોતાના તરફથી બહાર પડ્યો. એ જ વખતે ગુ. વ. સો તરફથી 'ન્યાયશાસ્ત્ર'નો પરામર્શ-ખંડ પણ પ્રગટ થાય છે.

નવા તૈયાર થયેલા ગ્રંથોમાં 'બ્રહ્મસૂત્રો'માંનાં પહેલાં ચાર સૂત્રો એટલે 'ચતુઃસૂત્રી'નું શાંકર-ભાષ્યના ગુજરાતી અનુવાદ અને પોતાની ટિપ્પણી સહિત, પોતે કરેલું ભાષાંતર-સંપાદન છે. વડોદરાની 'લૉ કમીટી' તરફથી સોંપાયેલું 'વિવાદતાંડવ'નું, નિશ્ચલદાસજીરચિત 'વૃત્તિપ્રભાકર'નું અને સંસ્કૃત 'હનૂમન્નાટક'નું ભાષાંતર પણ આ અરસામાં તૈયાર થાય છે. ઉપરાંત, મુંબઈ ગુજરાતી નાટક મંડળી માટે 'નૃસિંહાવતાર' નાટક પણ આ વખતે તેમણે લખ્યું હતું. ૧૮૯૭ના જાન્યુઆરીની બીજી તારીખે કરેલ વસિયતનામામાં તેનો ઉલ્લેખ છે. મુંબઈ ગુજરાતી નાટક મંડળીના એક વખતના માલિક સ્વ. દયાશંકર તથા પ્રસિદ્ધ નટો સ્વ૦ બાપુભાઈ નાયક અને

શ્રી જયશંકર 'સુંદરી'નો એને માટે ઉચ્ચ અભિપ્રાય હતો [1] એ નાટક સફળપણે ભજવાયુ હતુ [2]

ગુજરાતી સમાજ અને સાહિત્યને ઉદ્દેશીને મણિલાલે 'સુદર્શન'મા લખવી શરૂ કરેલી 'અભ્યાસ', 'પૂર્વ અને પશ્ચિમ' તથા 'ગૂજરાતના લેખકો' નામની લેખમાળાઓ આ ત્રણ વર્ષ દરમ્યાન પણ ચાલુ રહી હતી તેને અંગે 'જ્ઞાનસુધા' સાથે અનેક વિવાદો ચાલ્યા હતા 'મારુ જીવનચરિત' નામની એક લાબી રહસ્યવાદી વાર્તા પણ 'સુદર્શન'ની અંદર ૧૮૯૬ના જાન્યુઆરીથી ૧૮૯૭ના સપ્ટેમ્બર દરમ્યાન ૧૩ હપ્તામા પ્રગટ થઈ હતી, પણ પછી તે પૂરી થઈ નહી ૧૮૯૫ના મેમા શરૂ થયેલી 'કારભાર' નામની લેખમાળા અને ૧૮૯૬ના સપ્ટેમ્બરમા શરૂ કરેલી 'અભ્યાસ'ની લેખમાળા મણિલાલને મૃત્યુ પર્યંત–૧૮૯૮ના ઓક્ટોબર સુધી–ચાલુ રાખી હતી તે હમેશને માટે અધૂરી રહી છે

આ વખતે તેઓ બાવાભાઈ વૈદ્ય પાસેથી શીયન્ત્ર લે છે ને સધ્યા ઉપરાત રોજ ચડીપાઠ પણ કરે છે

શરીરની નાદુરસ્તીને કારણે પોતે ઈ સ ૧૮૮૮મા પ્રાણવિનિમયના પ્રયોગો કરવા છોડી દીધા હતા એમ તેમણે 'પ્રાણવિનિમય'ની પહેલી આવૃત્તિની પ્રસ્તાવનામા જણાવ્યુ છે [3] એ પુસ્તકની બીજી આવૃત્તિ ૧૮૯૩મા પ્રસિદ્ધ થઈ હતી તેમા તેમણે પ્રથમાવૃત્તિની પ્રસ્તાવના છાપતી વખતે ઉપર્યુક્ત વિધાનમા પાદનોંધ દ્વારા નીચે મુજબ સુધારો મૂક્યો છે "આ વચન લખતી વેળા શરીર મરણાવસ્થામા હતુ, અધુના તે પૂર્વવત્ સસાર છે, એટલે યથાવકાશ અનુભવ થવાનો

૧ કવિ-ચિત્રકાર શ્રી ફૂલચદ ૪ શાહની મુલાકાતને આધારે

૨ શ્રી જયશકર 'સુંદરી'ની મુલાકાતને આધારે

૩ જુઓ 'પ્રાણવિનિમય' (આ૦ બીજી), પ્રથમાવૃત્તિની પ્રસ્તાવના, પૃ ૧૨

સંભવ છે." ૧૮૯૩ના જુલાઈમાં તેમણે આ લખ્યું. પછી વડોદરે ગયા. વડોદરેથી પાછા આવ્યા બાદ તેમણે પ્રાણવિનિમયનો પ્રયોગ પુનઃ આરંભ્યો હતો એમ તેમની ઉત્તરાવસ્થાના સમકાલીન શ્રી ફૂલચંદ જ શાહનું કહેવું હતું. મણિલાલ મૃત્યુ પામ્યા ત્યારે ફૂલચંદ શાહ પંદર વરસના હતા. તેઓ તેર વર્ષની ઉંમરે (અર્થાત્ ૧૮૯૬ની આસપાસમાં) મણિલાલ તથા બાળાશંકરના સંપર્કમાં આવ્યા હતા. નાનપણથી ફૂલચંદભાઈનો કંઠ સારો. તેમને સંગીતનો ઘણો શોખ એટલે બાળાશંકરને ત્યાં જામતી ગાયકોની મહેફિલમાં તેઓ જઈને બેસતા. મણિલાલ તથા બાળાશંકરનાં કાવ્યો ફૂલચંદભાઈ સૂરીલે અવાજે મિત્રમંડળીમાં ગાઈ બતાવતા. તેથી બન્ને કવિઓની તેમના પર પ્રીતિ હતી. આ વખતે મણિલાલ પ્રાણવિનિમયના પ્રયોગ કરતા હતા એમ શ્રી ફૂલચંદભાઈનું કહેવું છે. એ અરસામાં પોતે નજરે જોયેલ પ્રયોગનું વર્ણન કરતાં તેઓ કહે છે. "વિષયને સુવાડીને તેના પર ઉપાર્જનવિધાન કરતાં તેના શરીરને જડ લાકડા જેવું બનાવી દઈને પછી એમાં તેઓ કોઈ મહાન આત્માને બોલાવતા અને તેમે પ્રશ્ન પૂછીને જવાબ કઢાવતા, અને પછી તેનું વિસર્જન પણ કરતા."

આ ઉપરાંત, છેલ્લાં બે વરસ દરમ્યાન તેઓ યોગ-ક્રિયામાં પણ ઊતર્યા હતા. છેલ્લા વર્ષમાં મણિલાલની સમાધિસ્થ મૂર્તિનો શ્રી ફૂલચંદ શાહે ફોટોગ્રાફ લીધો હતો. તેઓ કહે છે કે તેમાં મણિલાલના નાક પરનું વ્રણ પણ દેખાતું હતું. આ વ્રણને લીધે તેમનો અવાજ બેસી ગયો હતો અને મનમાં બોલતા હોય તેટલો જ અવાજ નીકળતો.

જિંદગીનાં છેલ્લાં બે વરસ દરમ્યાન મણિલાલની કીર્તિ પ્રથમ પંક્તિના સંસ્કૃત ભાષાના વિદ્વાન તરીકે દેશમાં તેમ જ દેશની બહાર પણ સારી પેઠે વિસ્તરી હતી. ગુજરાત ખાતે પ્રથમ વર્ગના સાક્ષર ઉપરાંત આર્ય ધર્મ અને સંસ્કૃતિના ચિંતક ને પુરસ્કર્તા તરીકે તેઓ

ઉત્તમ પ્રભાવ પાડી શકયા હતા. એમની આસપાસ નાનકડો અનુયાયી વર્ગ પણ ઊભો થયો હતો નડિઆદની સાઠોદરા નાગર જ્ઞાતિમા એ વખતે ઊગતા જુવાનોના આદર્શ તરીકે બે પુરુષોની ગણના થતી એક મણિલાલ અને બીજા તે વખતે નિવૃત્ત થઈને નડિયાદમા રહેતા સેશન્સ જજ ચીમનલાલ નારણલાલ 'એમાથી તારે કોના જેવા થવુ છે? મણિલાલ જેવા કે ચીમનલાલ જેવા?'–એમ સાઠોદરા જ્ઞાતિમા બાપ દીકરાને પૂછતા ૪

મણિલાલનુ વ્યક્તિત્વ આકર્ષક હતુ ગૌર વર્ણ, વિશાળ તેજસ્વી ભાલપ્રદેશ, ઊંડી અને વેધક આખો, શાત ગભીર અને પ્રતાપી મુખમુદ્રા, લાબી આજાનબાહુ કાયા, લાલ ચટક અમદાવાદી પાઘડી અને લાબા કોટ ઉપર ફરફરતો ખેસ જ્યા જાય ત્યા મણિલાલનો સુદૃઢ પ્રભાવ પાડતા હતા અસાધ્ય વ્યાધિને કારણે નાક ઉપર પડેલા વ્રણને ઢાકવા સારુ તેઓ ખેસનો એક આંટો નાક ઉપર લેતા એમ કેટલાકનુ કહેવુ છે છેલ્લના વખતમા શારીરિક અસ્વસ્થતાને લીધે તેઓ ઘરની બહાર નીકળતા નહોતા બેઠકની મેડીમા બેસીને તેઓ વાચન–લેખન કરતા કે મિત્રો સાથે વાર્તાલાપનો આનદ માણતા તેમના અભ્યાસ–ખડમા એક ઘટ રાખવામા આવતો તેની દોરીનો છેડો ભોયતળિયે રસોડામા રહેતો જમવાનુ તૈયાર થાય એટલે રસો ડામાથી દોરીનો છેડો ખેચાય અને ઘટ વાગે એટલે મણિલાલ તૈયાર થતા ઘણુખરુ ભોજનની થાળી મેડા ઉપર જ આવતી ૫

માદગી તેમજ આત્મરત સ્વભાવને કારણે મણિલાલ પાછલી વયમા પુત્રો ઉપર પૂરતુ ધ્યાન આપી શકયા હોય એમ જણાતુ નથી આને લીધે દીકરો કે નાનો ભાઈ પુસ્તકો વેચી નાખે અથવા ગીરો મૂકી આવે એવુ પણ બનતું હતુ ૬

---

૪ ડો લક્ષ્મીપ્રસાદ ત્રિવેદીની મુલાકાતને આધારે

૫ શ્રી ફૂલચદ ક શાહની મુલાકાતને આધારે

૬ જુઓ 'મણિલાલનુ વસિયતનામુ', પરિશિષ્ટ–૧

મણિલાલના ઘરનો બધો કારભાર તેમનો ગુમાસ્તો જમનાદાસ પહેલેથી જ કરતો હતો. જમનાદાસ પર તેમને પૂર્ણ વિશ્વાસ અને મમતા હતા. તેમણે તેને પરણાવી આપ્યો હતો. મણિલાલના મૃત્યુ પછી પણ આ માણસે લાંબા સમય પર્યન્ત તેમના ઘરની વ્યવસ્થા પોતાને હસ્તક રાખી હતી. પાછળથી તેમના વારસોને તેણે દાદ નહિ દીધેલી એટલે કાયદેસર પગલાં લઈને મણિલાલના વારસોએ તેને વહીવટમાંથી ફારેગ થવાની ફરજ પાડી હતી.[7]

૧૮૯૮ના જુલાઈ કે ઑગસ્ટ મહિનામાં મણિલાલને ગરદન પાછળ ગૂમડું થયેલું. તેમાં નાગ પડીને પાકું પડ્યું હતું. એ પાક-માંથી સપ્ટેમ્બરમાં કમળો થયો. દાક્તરી ઉપચાર ચાલુ હતા. પોતાને આપવામાં આવતી દવાની શીશી પરની ચિઠ્ઠી વાંચતાં એમને સમજાયું કે એ દવા નાળિયેરના પેગના પ્રમાણથી બનેલી છે. તરત જ તેમણે દવાની શીશી દૂર ફેંકી દીધી. તાવ તો હતો જ; દવા નહિ પીવાને કારણે તેમાંથી 'પ્લુરસી' થઈ.[8]

એમ કહેવાય છે કે મણિલાલને મૃત્યુ વિશે અગાઉથી ખબર પડી ગઈ હતી! તેથી તેમણે બહારગામથી પોતાના મિત્રોને મળવા બોલાવ્યા હતા. માંદગીના બિછાના પર પણ લેખન-વાચન અને મિત્ર-મંડળી વિના એમને ચાલતું નહિ. તા. ૧-૧૦-૧૮૯૮ના રોજ સવારના આઠ ને નવની વચ્ચે ચતુરભાઈ, સાકળચંદ, નાનાસાહેબ, ડૉ. રામસિંગ, ફૂલચંદભાઈ શાહ અને સુરતથી આવેલ ભાઈ હરરાય ભાઈ વગેરે મિત્રો મણિલાલની બેઠકની મેડી પર એકઠા થયા હતા. મણિલાલ એ વખતે અસ્વસ્થ હતા, છતાં તકિયા ઉપર ઊંચા પડીને કંઈક લખતા હતા. લખતાં લખતાં અચાનક તેમના હાથમાંથી કલમ

---

૭ શ્રી રમણલાલ એ. દ્વિવેદીની મુલાકાતને આધારે

૮ ડૉ. લક્ષ્મીપ્રસાદ ત્રિવેદીની મુલાકાત; શ્રી મુરારજીકૃત 'મ. ન. દ્વિ.નું જીવનચરિત', પૃ. ૧૩૨

પડી ગઈ અને પ્રાણ છૂટી ગયા[9] જો આ હકીકત સાચી હોય તો છેલ્લા શ્વાસ લગી કાર્યરત રહેનાર મણિલાલના જીવનનો આ અંતિમ પ્રસંગ ખરેખર ભવ્યોજ્જ્વલ ગણાવો જોઈએ

મણિલાલની માંદગી દરમ્યાન તેમના માતુશ્રીએ એમની તનતોડ ચાકરી કરી હતી એમ કહેવાય છે કે પુત્રના મૃત્યુના આઘાતથી તેઓ ગાંડા થઈ ગયા હતા ત્રણ વરસ એ સ્થિતિમાં રિબાઈને ઘણું કરીને ૧૯૦૧માં તેઓ અવસાન પામ્યા હતા[10]

વ્યાધિ, ઘર, જ્ઞાતિ ધર્મ, નોકરી, સમાજ અને સાહિત્ય એમ અનેક જુદે જુદે મોરચે એકને હાથે સ્વમાનભરી લડત ચલાવનાર આ 'અભેદમાર્ગપ્રવાસી'ના ટૂંકા પણ વિવિધરંગી જીવનની કથા અહીં પૂરી થાય છે

---

૯ શ્રી ફૂલચંદ ગ શાહે પોતે નજરે જોયેલા બનાવ તરીકે મણિલાલના મૃત્યુપ્રસંગનું બયાન આ લખનાર સમક્ષ આ પ્રમાણે કર્યું હતું એ બનાવ બન્યો તે વખતે શ્રી ફૂલચંદભાઈની ઉમર પંદર વરસની હતી એમણે ઉલ્લેખેલા હાજર રહેલા પૈકી બીજું કોઈ હાલ જીવતું નથી શ્રી પુરાણીએ લખેલા મણિલાલના જીવનચરિત્રમાં આ હકીકત જોવા મળતી નથી તેઓ રાતે સાડા આઠ વાગે, મણિલાલનું અવસાન થયું હતું એમ કહે છે (જુઓ મ ન-દ્વિ નું જીવનચરિત્ર, પૃ ૧૭૨) શ્રી આનંદશંકર ધ્રુવે તે જ દિવસે મધ્યરાત્રિએ મણિલાલનું અવસાન થયાનો ઉલ્લેખ કર્યો છે (જુઓ 'સાહિત્ય વિચાર', પૃ ૪૮૬)

૧૦ શ્રી ફૂલચંદ ગ શાહની મુલાકાતને આધારે

[૩૭]

# ઊંચો પર્વત, ઊંડી ખીણો

"આચાર અને વિચાર એ બે વાત એક હોય એ તો ઉત્તમ છે. પણ તેમ ન હોય તોએ આચારની વિરૂદ્ધતાને લીને, ક્ષણસુખલોલુપ જનસ્વભાવમાં વિચાર પણ ખોટા ઠરતા નથી. વિચાર પ્રમાણે આચાર ન રાખનારને ઓતની નિંદા કરવાનો હક નથી, યોગ્યાયોગ્ય વિચાર આપવાનો તો છે. આપણા વિચાર આપણા ઐશ્વર્યનો અંશ છે. આપણો આચાર આપણા મર્ત્યત્વનો અંશ છે. ઐશ્વર્ય અધિક અસર કરનારૂં ને નિત્ય છે. મર્ત્યત્વ થોડાક જ ભાગમાં અસર કરનાર અને અનિત્ય છે. મનુષ્યમાત્ર પરત્વે જ્યારે આમ છે ત્યારે તે નિયમ લેખકોના લેખ જોતાં તો જરા પણ વિસરવો જોઈતો નથી."

('સુદર્શન ગદ્યાવલિ', પૃ૦ ૭૮૭)

**મણિલાલના** જીવનના ખંડેખંડ આપણે ફરી વળ્યા. તેમના વ્યક્તિત્વના સ્થૂળ અને સૂક્ષ્મ, મર્ત્ય અને અમર્ત્ય એમ અનેક અંશોનું આપણે અવલોકન કર્યું. તેમનું જીવન તેજ અને છાયાના વિચિત્ર મિશ્રણરૂપ છે. તેમનું સાહિત્ય અનેક ક્ષેત્રોમાં વિસ્તરીને તેમના મનોલોકના વિવિધ કોટિના પ્રાસાદોનું દર્શન કરાવે છે. તેમનું જીવન જેમ રંગબેરંગી ભાતવાળા પ્રસંગોથી ભરચક છે તેમ સાહિત્ય પણ અનેક નાનીમોટી, નવીજૂની વિશિષ્ટતાઓથી ભરપૂર છે. મણિલાલનું જાહેર એટલે કે અક્ષર અને અંગત એટલે કે ક્ષર જીવન એકંદરે ચેતનથી તરવરતું, સમૃદ્ધ છે.

પણ એમના અંગત વર્તન અને વિચારો વચ્ચે ઉપરટપકે જોતાં પણ વિસંવાદ દેખાયા વિના રહેતો નથી. તેમણે ઉન્નત આદર્શો

પડી ગઈ અને પ્રાણ છૂટી ગયા! જો આ હકીકત સાચી હોય તો[૯] છેલ્લા શ્વાસ લગી કાર્યરત રહેનાર મણિલાલના જીવનનો આ અંતિમ પ્રસંગ ખરેખર ભવ્યોજ્જ્વલ ગણાવો જોઈએ.

મણિલાલની માંદગી દરમ્યાન તેમનાં માતુશ્રીએ એમની તનતોડ ચાકરી કરી હતી. એમ કહેવાય છે કે પુત્રના મૃત્યુના આઘાતથી તેઓ ગાંડાં થઈ ગયાં હતાં. ત્રણ વરસ એ સ્થિતિમાં રિબાઈને ઘણું કરીને ૧૯૦૧મા તેઓ અવસાન પામ્યાં હતાં.[૧૦]

વ્યાધિ, ઘર, જ્ઞાતિ, ધર્મ, નોકરી, સમાજ અને સાહિત્ય એમ અનેક જુદે જુદે મોરચે એકલે હાથે સ્વમાનભરી લડત ચલાવનાર આ 'અભેદમાર્ગપ્રવાસી'ના ટૂંકા પણ વિવિધરંગી જીવનની કથા અહીં પૂરી થાય છે.

---

૯. શ્રી ફૂલચંદ જ. શાહે પોતે નજરે જોયેલા બનાવ તરીકે મણિલાલના મૃત્યુપ્રસંગનું બયાન આ લખનાર સમક્ષ આ પ્રમાણે કર્યું હતું. એ બનાવ બન્યો તે વખતે શ્રી ફૂલચંદભાઈની ઉંમર પંદર વરસની હતી. એમણે ઉલ્લેખેલા હાજર રહેલા પૈકી બીજું કોઈ હાલ જીવતું નથી. શ્રી પુરાણીએ લખેલા મણિલાલના જીવનચરિત્રમાં આ હકીકત જોવા મળતી નથી. તેઓ અગ્રે સાડા આઠ વાગ્યે, મણિલાલનું અવસાન થયું હતું એમ કહે છે. (જુઓ મ. ન. દ્વિ.નું જીવનચરિત્ર, પૃ. ૧૩૨). શ્રી આનંદશંકર ધ્રુવે તેજ દિવસે મધ્યરાત્રિએ મણિલાલનું અવસાન થયાનો ઉલ્લેખ કર્યો છે. (જુઓ 'સાહિત્યવિચાર', પૃ. ૪૯૧)

૧૦. શ્રી ફૂલચંદ જ. શાહની મુલાકાતને આધારે.

[૩૭]

# ઊંચો પર્વત, ઊંડી ખીણો

"આચાર અને વિચાર એ બે વાત એક હોય એ તો ઉત્તમ છે. પણ તેમ ન હોય તોએ આચારની વિરુદ્ધતાને લીધે, ક્ષણસુખલોલુપ જનસ્વભાવમાં વિચાર પણ ખોટા ઠરતા નથી. વિચાર પ્રમાણે આચાર ન રાખનારને બીજાની નિંદા કરવાનો હક નથી, યોગ્યાયોગ્ય વિચાર આપવાનો તો છે. આપણા વિચાર આપણા ઐશ્વર્યનો અંશ છે. આપણો આચાર આપણા મર્ત્યત્વનો અંશ છે. ઐશ્વર્ય અધિક અસર કરનારું ને નિત્ય છે. મર્ત્યત્વ થોડાક જ ભાગમાં અસર કરનાર અને અનિત્ય છે. મનુષ્યમાત્ર પરત્વે જ્યારે આમ છે ત્યારે તે નિયમ લેખકોના લેખ જોતાં તો જરા પણ વિસરવો જોઈતો નથી."

('સુદર્શન ગદ્યાવલિ', પૃ૦ ૭૮૭)

મણિલાલના જીવનના ખંડેખંડ આપણે ફરી વળ્યા. તેમના વ્યક્તિત્વના સ્થૂળ અને સૂક્ષ્મ, મર્ત્ય અને અમર્ત્ય એમ અનેક અંશોનું આપણે અવલોકન કર્યું. તેમનું જીવન તેજ અને છાયાના વિચિત્ર મિશ્રણરૂપ છે. તેમનું સાહિત્ય અનેક ક્ષેત્રોમાં વિસ્તરીને તેમના મનોલોકના વિવિધ કોટિના પ્રાસાદોનું દર્શન કરાવે છે. તેમનું જીવન જેમ રંગબેરંગી ભાતવાળા પ્રસંગોથી ભરચક છે તેમ સાહિત્ય પણ અનેક નાનીમોટી, નવીજૂની વિશિષ્ટતાઓથી ભરપૂર છે. મણિલાલનું જાહેર એટલે કે અક્ષર અને અંગત એટલે કે ક્ષર જીવન એકંદરે ચેતનથી તરવરતું, સમૃદ્ધ છે.

પણ એમના અંગત વર્તન અને વિચારો વચ્ચે ઉપરટપકે જોતાં પણ વિસંવાદ દેખાયા વિના રહેતો નથી. તેમણે ઉન્નત

અને સિદ્ધાન્તોનુ પ્રતિપાદન કરીને સર્વ વિચારના મૂળ તરીકે ધર્મ-તત્ત્વને સ્થાપવાનો એક બાજૂએ ઉપદેશ કર્યો છે, અને બીજી બાજૂએ તેનાથી તદ્દન વિરુદ્ધ, પ્રાકૃત કોટિનુ આચરણ તેમના ખાનગી જીવનમા જોવા મળે છે! તેમણે જે ઉન્નત ચારિત્રનો બોધ કર્યો છે તે એમના પોતાના વર્તનમા કેમ જોવા મળતુ નથી?—એમ વાચકને તેમના પ્રેમપ્રકરણની સાથે તેમણે કરેલી તત્ત્વચર્ચાની તુલના કરતા સહેજે પ્રશ્ન થાય છે વ્યષ્ટિમાત્ર સમષ્ટિના અગરૂપ છે અને સમષ્ટિથી ભિન્ન પડીને તે પોતાનુ કોઈ પણ વર્તન યોજી શકે જ નહિ એમ તેમણે અનેક વાર સયુક્તિક પ્રતિપાદન કરેલુ છે 'વ્યાવહારિક નીતિ' નામના લેખમા આ જ સિદ્ધાન્તને અનુસરીને તેમણે 'ખાનગી' અને 'જાહેર' એવી બે પ્રકારની નીતિનો વિરોધ કર્યો છે અને મન, વચન તથા કર્મની એકતારૂપ નીતિમાર્ગ અપનાવવાનો અનુરોધ કર્યો છે

એ ધોરણે મણિલાલના પોતાના ચારિત્રની કસોટી કરીએ તો આપણને નિરાશા નથી થતી? પ્રાકૃતજનસુલભ શકા, સ્વાર્થ, કૃપણતા અને વાસનાથી તેમનુ જીવન મુક્ત નહોતુ તેમણે આચાર અને વિચારની એકતાને—પિડ અને બ્રહ્માડના અભેદને—પ્રેમ કહેલ છે તેમનુ જીવન આ પ્રેમની ખોજરૂપ હતુ એ પ્રેમની ભૂખ તેમની પ્રકૃતિમા અદમ્ય હતી એ તેમના ખાનગી જીવનને તેમજ સાહિત્યિક ઉદ્‌ગારોને લક્ષમા લેતા તરત સમજાય છે શુદ્ધ જ્ઞાનરૂપ અભેદના સાક્ષાત્કારની ઝખના તેમના અતરાત્માને હતી, પણ તેમનુ શરીર તો વર્ષો સુધી સ્થૂળ કામવાસનાને સતોષવા જ અહી તહી આધળુ બનીને ભટકતુ હતુ! ગદ્યપદ્ય ઉભય પ્રકારના લેખોમા તેમણે વાત કરી છે આધ્યાત્મિક પ્રેમની, પણ વાસ્તવિક જીવનમા એ અનેક વાર ઇન્દ્રિયસુખની લાલસામા જ ખૂપી ગયા છે! સ્થૂળ પ્રેમસબધ દ્વારા સૂક્ષ્મનો સાક્ષાત્કાર થઈ શકે અને અભેદાનુભવમા શરીરસબધ પાપ કર્તા નથી એવી તેમની માન્યતા કદાચ આને માટે જવાબદાર હશે આ શરીરસબધના પ્રાકૃત અનુભવે, કાદવમાથી કમળ ઊગે તેમ, કવિતાને

ભલે તેમના અંતરમાં સ્ફુરાવી હોય, પણ તેમના માનસમાં ઘર કરી ગયેલું સાધનને જ સાધ્ય માનવાનું વલણ તેમના નૈતિક અધઃપાતમાં કારણભૂત છે એમ કામવૃત્તિના ઉભરાટ પરત્વે આત્મવૃત્તાંતમાં તેમણે કરેલી કબૂલતોનું પૃથક્કરણ કરતા લાગ્યા વિના રહેતું નથી આ રોગિષ્ટ માનસની પાછળ, અગાઉ બતાવ્યું છે તેમ, બાળલગ્ન, નિષ્ફળ લગ્નજીવન, શેરી શાળા અને કૉલેજનું નૈતિક દારિદ્ર્યવાળું વાતાવરણ, કુસોબત અને શારીરિક નાદુરસ્તી એમ અનેક કારણોએ કામ કર્યું છે

ગમે તેમ, પણ આચાર અને વિચારનો મેળ મણિલાલના જીવનમાં જોવા મળતો નથી એ ચોક્કસ ઊંચા પર્વતની પાસે ઊંડી ખીણો હોય છે તેમ, અન્યથા ઉત્તમ સિદ્ધિઓ દાખવનાર આ અભેદ માર્ગપ્રવાસીના જીવનમાં પણ મોટા સ્ખલનો હતા અધ્યાત્મ-પ્રદેશમાં માનસિક વિહાર કરનાર અને અન્તને વિહારરસનાગ્ના પગ વિકૃતિના પંકમાં ખૂપેલા હતા એ હકીકત મનુષ્યજીવનની એક મહાન કરુણતાનું નિદર્શન નથી કરતી શું? માણસના જીવનનો મોટામાં મોટો પુરુષાર્થ પોતાના જીવનમાં રહેલી અસંગતિઓને એક પછી એક નિવારતા જઈને તેના સઘળા સૂરનો સમ મેળવવામાં જ છે ને? મણિલાલે જિંદગીભર અદ્વૈતના ઉપદેશ દ્વારા જીવનનો આ કીમિયો જ સમજાવ્યા કર્યો છે, અને કિસ્મતની બલિહારી કેવી કે તેમના જ જીવનમાં આ વિચાર અને આચારનું દ્વૈત દેખાડ્યું! મણિલાલના જીવનમાં રહેલો આ વિસંવાદ બતાવી આપે છે કે મનુષ્યની આંતર સંવિદમાં રહેલી અનેક શક્તિઓ વ્યવહાર પર્યંત પહોંચી શકતી નથી અને મોડી મોડી પહોંચે તોપણ તેને પૂર્ણ સિદ્ધિ અપાવતી નથી

શિષ્યયુગલ સાથેના સબંધ વખતે, વિવેકબુદ્ધિ ભૂલીને, પોતાના કૃપણ અને સ્વાર્થમય વર્તનની આગળ તેમણે અભેદની ઢાલ ધરી છે, તેમ છતાં મણિલાલ પોતાની નિર્મળતાથી વાકેફ તો હતા જ. પોતાના તીવ્ર આવેગો અને અભિપ્રાયોથી રંગાયેલા દોષિત કૃત્યોનો કશાય આડપડદા વગર તેમણે નિખાલસ એકરાર કર્યો છે તે એમને

આત્મનિર્ભર્ત્સના દ્વારા આતર શુદ્ધિ સાધવાની તક આપે છે શ્રી આનદશકર કહે છે તેમ, "આપણે સર્વે મનુષ્યો છીએ, મનુષ્યતાની સ્વાભાવિક નબળાઈઓથી ભરેલા છીએ, એમા કોઈમા એક પ્રકાર અધિક તો કોઈમા બીજો, પણ કવિતાના તેજમા આપણા દોષો મૂકી દેવાથી સર્વનુ અઘમર્ષણ થઈ જાય છે "[1] મણિલાલે પ્રેમને ઝખતા ઝખતા એક ઠેકાણેથી બીજે ઠેકાણે ઝાઝવાના જળની પાછળ પડેલા મૃગની માફક ફાફા મારતા મારતા જે ચારિત્ર્યભ્રશ અનુભવ્યો તેનો અનુતાપ તેમણે ઓછો વ્યક્ત કર્યો નથી ક્ષમા અને સહાનુ ભૂતિની તેમણે કરેલી યાચના ખરેખર વાચકનો સમભાવ જીતી લે તેવા છે

આવા માણસોને વિશે ન્યાય આપવા બેસતા સામાન્ય માણસ સામાન્ય રીતે સરતચૂક કરે તે એ છે કે એ સામા માણસની વૃત્તિઓ (passions)નુ બળ તેના સમજવામા કોઈ દિવસ આવ્યુ હોય જ નહી એટલે એ તો માત્ર સ્ખલન દેખે અને પેલા બળને દેખે નહી આખરે તો માણસ પોતાની જ વૃત્તિઓના માપ ઉપરથી અન્યનો ન્યાય કરે છે અને પોતાની પ્રસ્તુત વૃત્તિઓ મહદ્ભાગે એટલી બધી અનિયમ (normal) અને તેથી મુદમ્ય કે નિર્બળ હોય કે સામેનાની એ વૃત્તિના બળની એને કલ્પના જ ન આવે એટલે એનો ન્યાય સાચો ઊતરી શકે નહી એ ન્યાય કરવામા અનુદાર બની જાય અને જોકે પ્રસિદ્ધ વ્યક્તિઓ વિશે લખતા ન્યાય કરવાનો પ્રસગ આવે અને તે પાર પાડવો પણ પડે પણ આ બાબતમા ખરો ધાર્મિક કે ન્યાય્ય સિદ્ધાત તો એ જ છે કે એક માણસે બીજા ઉપર ન્યાયા ધીશ થઈને બેસવુ ન જોઈએ

એક બીજી રીતે પણ મણિલાલનુ જીવન અસાધારણ કરુણ તાથી ભરેલુ હતુ મા, બાપ, પત્ની, સાસરિયા અને જ્ઞાતિજનો તરફથી તેમને કેવો ત્રાસ સહન કરવો પડ્યો હતો! જેમના પ્રત્યેની

---

૧ 'સાહિત્યવિચાર', પૃ ૫૧૨

ભક્તિને કારણે પોતે સંસારને વળગી રહ્યા હતા તે જ કુટુંબી જનો તેમનો દ્રોહ કરે, તેમને આપતા-મૂકતાય પજવે અને તેમનો તિરસ્કાર કરે એ અસહ્ય મનોવેદનામાં તેમણે ભરપૂર માંદગીના દિવસો પસાર કર્યાં હતા! જ્ઞાતિજનોએ ખૂનનો આરોપ મૂકીને અને જુદે જુદે નિમિત્તે તેમની બદબોઈ કરીને દ્વેષભાવ બતાવ્યો હતો વળી, અસાધ્ય રોગથી પીડાતા છતાં પોતે માનેલ જીવનધ્યેયને હાસલ કરવા સારુ ધર્મ, સમાજ અને સાહિત્યને મોરચે પણ તેઓ લડાઈ લડ્યા હતા આ બધાનો એકસામટો વિચાર કરતા નથી લાગતું કે મણિલાલનું જીવન આખું બાહ્ય અને આંતર, અંગત અને જાહેર, ક્ષણિક અને ચિરંતન એમ વિવિધ પ્રકારના સંઘર્ષોનું જ ક્ષેત્ર હતું?

પોતે જેને સાચું માન્યું તેને પ્રાણાન્તે પણ નહિ છોડવાની અડગ નિષ્ઠા મણિલાલના સ્વભાવનો સર્વોપરિ ગુણ હતો ગમે તેવા કપરા સંજોગોમાં પણ તેમણે કદી પાછી પાની કરી નથી પત્નીના તેમજ પોતાના શિથિલ ચારિત્ર્યને લીધે તે વગોવાયા હતા અને ઉપદંશ જેવો શરમજનક રોગ તેમને થયો હતો તેમ છતાં, લોકોને હળવામળવામાં કે જાહેર કાર્યમાં તેમણે ક્યાય ક્ષોભ, લઘુતા કે હારણબુદ્ધિ અનુભવી નહોતી લોકો એમનો રોગ જાણતા છતાં તેમને માન આપતા એવું તેમના વ્યક્તિત્વનું જાદુઈ આકર્ષણ હતું વળી, ભયંકર શારીરિક અને માનસિક આઘાતો આવ્યા છતાં તેમની બુદ્ધિ કદી ક્ષીણ થઈ નથી, બુદ્ધિના બળમાં કે વેગમાં ક્યાય ફેર પડ્યો નથી તેમણે કરેલા સંકલ્પમાં આળસ, ડર કે સંકોચને લીધે કદી શૈથિલ્ય આવતું નહિ, પછી તે સંકલ્પ સ્વાર્થનો હોય કે પરમાર્થનો આટલું સંકલ્પબળ જો તેમનામાં ન હોત તો ચાળીસ વર્ષના ટૂંકા આયુષ્યમાં આટલું વિપુલ લખાણ તે આપી શકત નહિ તેમનામાં સિદ્ધાન્તનિષ્ઠા એવી છે કે પોતાના ઉદ્દેશને સિદ્ધ કરવા સારુ તેઓ શક્ય તેટલાં બધાં જ સાધનોનો ઉપયોગ કરી ચૂકે છે

મણિલાલની આ તેજસ્વી બુદ્ધિએ તેમના જીવનકાળ દરમ્યાન ગુજરાતી પ્રજાના શિક્ષિત અને અર્ધશિક્ષિત વર્ગ પર વીજળીક અસર કરી હતી. તેમની આ વિચારશક્તિમાં વિદ્વત્તા ભળી, જેણે પ્રજાની ધર્મજિજ્ઞાસા, સ્વદેશપ્રીતિ તથા કર્તવ્યબુદ્ધિને જાગ્રત કરી. તેમની આ સાંસ્કારિક પ્રવૃત્તિનું એકમાત્ર સાધન લેખો હતા. સતત તેર વર્ષ તેમણે ચલાવેલી ધર્મ–તત્ત્વની ચર્ચા–પર્યેષણાએ, ગુજરાતમાં અંગ્રેજી શિક્ષણને લીધે શાસ્ત્રો ઉપર અશ્રદ્ધા પેદા થઈ હતી અને શંકાશીલ બુદ્ધિપ્રામાણ્યવાદનો ઉપદ્રવ થયો હતો તેને શમાવીને શાસ્ત્ર અને બુદ્ધિપ્રામાણ્યની અવિરોધિતા સ્થાપી આપી. મણિલાલની આ મોટામાં મોટી સેવા છે. તેને લીધે તેઓ ગુજરાતની સાંસ્કારિક જાગૃતિના ઇતિહાસમાં ચિરંજીવ સ્થાન પામ્યા છે. પાશ્ચાત્ય તત્ત્વજ્ઞાન અને આર્ય દર્શનોનો મુકાબલો કરીને પશ્ચિમી વિચારશ્રેણીને પડછે આર્ય ધર્મભાવનાનું સત્ત્વ પશ્ચિમની પ્રજા સમક્ષ આકર્ષક તેમ બુદ્ધિગ્રાહ્ય સ્વરૂપમાં મૂકનાર એ પહેલા સમર્થ ગુજરાતી વિદ્વાન છે.

મણિલાલને લગાડવામાં આવેલ 'બ્રહ્મનિષ્ઠ' વિશેષણની સામે પહેલી ગુજરાતી સાહિત્ય પરિષદમાં કાન્તે વિરોધ વ્યક્ત કર્યો હતો. એ અંત સુધી સાધક જ હતા એમ કાન્તનું વક્તવ્ય હતું. પોતાને સિદ્ધની કક્ષાનો આત્મ–સાક્ષાત્કાર થયાનો દાવો મણિલાલે કર્યો નથી. તેમણે પોતાને અભેદમાર્ગના પ્રવાસી તરીકે ઓળખાવ્યા છે તે જ સૂચવે છે કે તેઓ છેવટ લગી પોતાને સાધક માનતા હતા.

આમ છતાં પોતાની બ્રહ્મનિષ્ઠા વિશે તેમણે આત્મકથામાં ઉલ્લેખો કર્યા છે. પાછલાં ત્રણેક વર્ષ દરમ્યાન દૃઢ ઇન્દ્રિયનિગ્રહ સાધીને, સંસારથી માનસિક વિરક્તિ કેળવીને, તેઓ યોગસાધના કરતા એમ કહેવાય છે. આમાં કેટલું તથ્ય છે એ કહેવું મુશ્કેલ છે. પણ મણિલાલે 'બ્રહ્મનિષ્ઠ' શબ્દ આત્મકથામાં 'ઈશ્વરશ્રદ્ધા' કે 'ધાર્મિકતા'ના અર્થમાં વાપર્યો છે એમ સંદર્ભે જોતાં સમજાય છે. કેટલીક વાર પોતાનાં બૌદ્ધિક મંતવ્યોને આંતરિક અનુભૂતિ રૂપે ઘટાવવાની વિલક્ષણ રીત અધ્યાત્મ–

રસિક વિયોગો અજમાવતા હોય છે મણિનાથે ગાયેનો 'ગગને આજ પ્રેમની ઝનક છાઈ રે,' એ અનુભવ તેમની તીવ્ર અભેદઝંખનાના અર્ધબૌદ્ધિક અને અર્ધ-ઊર્મિપ્રાણિત સંવેદનરૂપ છે એનાથી તેમને સિદ્ધની કોટિ ઉપર મૂકી શકાય નહિ બ્રહ્મનિષ્ઠાએ અનેક આધિ, વ્યાધિ અને ઉપાધિની સામે ટકી રહેવાનુ બળ આપ્યાનો તેમણે આત્મચરિત્રમા ઉલ્લેખ કર્યો છે ત્યા બ્રહ્મસાક્ષાત્કાર નહિ પણ ધર્મશ્રદ્ધા જ અભિપ્રેત છે અન્યત્ર પોતાને ધર્મવાસના જાગી હોવાનુ તેમણે કહ્યુ છે

"મારામા ધર્મવાસના થયેલી છે તેણે મને બહુ ભણાવ્યું છે પરબ્રહ્મરૂપ અનાદિ ઉપર મારી દૃઢ આસ્થા છે, હુ તેરૂપ જ છુ, અનંત શ્રેણીનો એક અંકોડો છુ ને મને મારા સહજ રૂપે જે થનાર હશે તે થશે એમા મારે કષ્ટ પામવાની જરૂર નથી, એવો મને દૃઢ નિશ્ચય થયો છે વળી કાંઈક યોગાભ્યાસે પણ મને મદદ કરી છે પ્રાણ યથાર્થ પ્રવર્તે છે"

આ વચનોમા પણ તેમને અદ્વૈતનો અપરોક્ષાનુભવ થયાની વાત નથી 'વેદાન્તે જ મને ઊભો રાખ્યો છે, વેદાન્ત જ પાર પહોચાડશે'[૨] એવા ઉદ્ગાર સાથે બાળાશંકરને ત્યા થયેલા અદ્વૈત આનંદના ત્રણ પ્રસંગ તેમણે નોંધ્યા છે તેમા પણ બૌદ્ધિક ભૂમિકા ઉપર સંન્યાસના સંકલ્પને બળ મળતુ હોય એમ બતાવ્યુ છે મણિલાલના અનુયાયીઓએ તેમને માટે 'બ્રહ્મનિષ્ઠ' વિશેષણ અહોભાવપૂર્વક લગાડ્યુ તે તો ઠીક, પણ આનંદશંકર જેવા સુજ્ઞ અને વિવેકી વિદ્વાને પણ તેમને 'બ્રહ્મનિષ્ઠ' કહ્યા છે ![૨] કદાચ તેમને 'બ્રહ્મનિષ્ઠ'નો અર્થ 'બ્રહ્મમા નિષ્ઠા ધરાવનાર' એટલો જ અભિપ્રેત હશે હકીકત છે તેમ તપાસતા તો મણિલાલનો અધ્યાત્મ-અનુભવ

૨ જુઓ 'આપણો ધર્મ', ત્રીજી આ૦ પૃ ૩૫૨

સિદ્ધ કોટિના પુરુષનો નહીં, પણ સાધકનો જ હતો એમ માનવું જોઈએ.[3]

ધર્મશ્રદ્ધાએ પ્રેરેલ જીવનકાર્યને અંગે સાહિત્ય ખેડવાનું થયું એટલે ગુજરાતી સાહિત્યના ક્ષેત્રને મણિલાલે પોતાના વિશિષ્ટ વ્યક્તિત્વની પ્રભાથી અંકિત કર્યું હતું. ગુજરાતી ગદ્યને તેમણે હરકોઈ પ્રકારની તત્ત્વચર્ચા માટે તૈયાર કરી આપ્યું, ગુજરાતી નિબંધનું આદર્શ સ્વરૂપ ઘડી આપ્યું, ગુજરાતી નાટકમાં નવી જ ભાત પાડે તેવી કૃતિઓ પ્રયોજી આપી, ગુજરાતી કવિતાને તત્ત્વજ્ઞાનનો પાસ લગાડયો અને અનેક લલિત તેમજ શાસ્ત્રીય ગ્રંથોના અનુવાદ કરી આપ્યા. સાહિત્યનું એક પણ અંગ તેમની લેખિનીના સ્પર્શ વિના ભાગ્યે જ રહ્યું છે. આમ, અનેક અંગત મર્યાદાઓ છતાં, ગુજરાતની સાક્ષર પેઢીના અનોખા ભૂષણરૂપ આ 'જ્ઞાનવીરે' પોતાની અક્ષરપ્રવૃત્તિ દ્વારા ગુજરાતી સમાજ અને સાહિત્યની તો ઉન્નતિ જ સાધી છે.

---

૩. સ્વ૦ કિશોરલાલ મશરૂવાળાએ 'સમૂળી ક્રાન્તિ'માં કોઈ પેગંબરને પણ સિદ્ધ ગણવા નહિ એવી ચેતવણી ઉચ્ચારી છે તે અત્ર યાદ રાખવા જેવી છે.

# પરિશિષ્ટ–૧

## ચરિતસામગ્રી

મણિલાલ નભુભાઈના જીવનચરિતની સામગ્રીને એકંદરે ત્રણ વિભાગમાં વહેંચી શકાય: (૧) પ્રગટ; (૨) અપ્રગટ અને (૩) પ્રકીર્ણ.

### ૧. પ્રગટ સામગ્રી

(૧) 'વસંત'માં ખંડશઃ પ્રસિદ્ધ થયેલું આત્મચરિત્ર

અઠ્ઠાવીશ વર્ષની વયે, મણિલાલે સ્વજીવનનો એક ટૂંકો પણ 'વાસ્તવિક વાત સહજમાં દૃષ્ટિગોચર થાય તેવો' અહેવાલ તૈયાર કરવાનો સંકલ્પ કર્યો હતો. તદનુસાર તેમણે છેલ્લાં ત્રણેક વર્ષ બાદ કરતાં સમગ્ર જીવનકાળને આવરી લેતું એક આત્મચરિત્ર રચ્યું હતું. તેની હાથપ્રત મરતી વેળાએ તેમણે શ્રી. આનંદશંકર ધ્રુવને સોંપી હતી. આનંદશંકરભાઈની શિષ્ટ રુચિને, મણિલાલના અંગત જીવનને, તેમજ તેમના સંપર્કમાં આવેલી વ્યક્તિઓના વર્તનને સ્પર્શતી હકીકતો આપતી આ આત્મકથા પ્રગટ કરવી ઉચિત લાગી નહિ. તેત્રીસ વર્ષ એટલે કે એક પેઢીથી યે વધુ વખત સુધી એ કૃતિ આનંદશંકરભાઈ પાસે જેમની તેમ પડી રહી. આનું પરિણામ એ આવ્યું કે મણિલાલના જીવન વિશે અમુક ખરીખોટી વાતો કિંવદન્તીરૂપે લોકોમાં ફેલાતી રહી. આ પરિસ્થિતિ કેટલાક ગુજરાતી સાક્ષરોને અસહ્ય લાગી. તેમણે ગુજરાતના એ સાર્વજનિક ધનને પ્રકાશમાં લાવવા સારુ ઉહાપોહ કર્યો. શ્રી અંબાલાલ બાળકૃષ્ણ પુરાણીએ એમાં આગળ પડતો ભાગ લીધો હતો. આખરે આનંદશંકરભાઈને પોતાની

પુરાણી શિષ્ટતાની દૃષ્ટિને નવા જમાનાને શરણે કરવી પડી[1] ‘ગાધી જીની આત્મકથાના યુગમા યુવક વર્ગ સત્ય—કડવા અને દુ ખદ સત્ય પણ—ડાહ્યા ડમરા અસત્ય કરતા વધારે પસદ કરે તેમ, આ આત્મ કથાના મહાન લેખક સર્વ પ્રકારના ઢોગના કટ્ટા શત્રુ હતા એ જોતા પણ આ આત્મકથાનુ પ્રગટન હવે મને અનુચિત લાગતુ નથી[2] એમ સ્પષ્ટ નિવેદન કરીને તેમણે મણિલાલની આત્મકથા ‘વસત’મા પ્રગટ કરવા માડી સ ૧૯૮૬, ૧૯૮૭ અને ૧૯૮૮ દરમ્યાન છ કકડે[3] એ આત્મચરિત્રનો કેટલોક ભાગ (એટલે કે ઈ સ ૧૮૮૫ સુધીની મણિલાલની જીવનચર્યા વર્ણવતો ભાગ) ખડિત સ્વરૂપે[4] તેમણે વસત મા પ્રગટ કર્યો પણ તે પછી, મણિલાલની આત્મકથાનો બાકીનો ભાગ તેમણે કદી પ્રસિદ્ધ કર્યો જ નહિ મણિ લાલના આત્મચરિત્રની કુલ ૧૮૮ (? ૧૯૬) પાનાની મૂળ હાથપ્રતમાથી માત્ર ૮૬ પાના જેટલુ જ લખાણ આ રીતે પ્રકાશમા આવ્યુ છે તેમ છતા, મણિલાલના ચારિત્ર્યઘડતરની પ્રાથમિક ભૂમિકા તેના પરથી યથાર્થ સમજાય છે એટલે, મણિલાલચરિતની સામગ્રી પૂરી પાડતા પ્રગટ સાધનોમા આત્મચરિતનો આટલો ભાગ, તૂટક હોવા છતા સૌથી વિશેષ આધારભૂત ગણાય છે

### (૨) શ્રી અબાલાલ પુરાણીના લેખો

આનદશકરભાઈએ મણિલાલના આત્મવૃત્તાતના ખડો ‘વસ ત’મા પ્રગટ કરવા માડ્યા તે પહેલાં (ઈ સ ૧૯૨૯મા) શ્રી

---

૧ ‘જુઓ ‘સાહિત્યવિચાર’ (બી આ), પૃ ૫૧૨

૨ એજન, પૃ ૫૧૦ ૫૧૧

૩ જુઓ ‘વસત’ વર્ષ ૨૮, અક ૪, ૭, વર્ષ ૩૦, અક ૧, ૮, વર્ષ ૩૧, અક ૧, ૩

૪ ઘણે ઠેકાણે અમુક વ્યક્તિઓના નામ, તેમની જોડેના પ્રસગો ઇ૦ પાપોત્તેજક કે ચિત્તઘાતક લાગતા આ૦ ધ્રુ૦ છાપતી વખતે આનદશકરભાઈએ તે તે ભાગ એમાથી કાઢી નાખ્યા છે

અંબાલાલ પુરાણીએ 'મણિલાલ–ચરિત્રની સામગ્રી' વિષયક લેખમાળા 'કૌમુદી' ત્રૈમાસિકમાં[૫] લખવી શરૂ કરી દીધી હતી. મણિલાલના ચરિત્રકારને મણિલાલ વિશે ક્યાં ક્યાંથી શી શી સામગ્રી મળી શકે તેનો ખ્યાલ આપવા ઉપરાંત, આ લેખો મણિલાલના કુટુંબજીવન, વિદ્યાર્થીજીવન અને મિત્ર–સંબંધો પર ઠીક પ્રકાશ ફેંકે છે. આ લેખો પરથી નડિયાદની તત્કાલીન સમાજ–સ્થિતિનો પણ ખ્યાલ મળે છે.

મણિલાલ ઉપર 'અજાણ્યુ, જિલ્લે સૂરતના રહેવાશી નરભેરામ પ્રાણશંકરની પત્ની મણિ'(?)એ લખેલા પ્રેમપત્રોનું સંપાદન પણ શ્રી પુરાણીએ કર્યું છે. મણિલાલના પ્રેમજીવનનું એક કરુણરસિક પ્રકરણ આલેખતા આ અગિયાર પત્રો શ્રી પુરાણીએ આજથી પંદરેક વર્ષ પહેલાં[૬] 'કૌમુદી'માં પ્રસિદ્ધ કર્યા હતા. મણિલાલચરિતનાં સાધનોમાં આ પ્રેમપત્રોનું મહત્ત્વ ઘણુ છે.

શ્રી પુરાણીએ મ. ન. દ્વિ.નું રીતસરનું જીવનચરિત્ર પણ લખ્યું છે. તેમણે લખેલું 'મ. ન. દ્વિ.નું જીવનચરિત્ર' અમદાવાદની ગુજરાત વિદ્યાસભા તરફથી બહાર પડ્યું છે. પોતાને પ્રાપ્ય સાધનોનો ઉપયોગ કરીને શ્રી પુરાણીએ આ પુસ્તકમાં મણિલાલના ચરિતના ખૂટતા અંકોડાઓ ઉમેરવાનો પ્રયત્ન કર્યો છે, જેમાં મણિલાલના આયુષનાં છેલ્લાં ચાર વર્ષોની માહિતી મૂલ્યવાન છે. મણિલાલનાં ગદ્ય, પદ્ય અને તત્ત્વચિંતનની સમાલોચના પણ તેમાં છે. મણિલાલના અપ્રગટ આત્મવૃત્તાંતનો ઉપયોગ શ્રી પુરાણી કરી શક્યા હોત તો આ ગ્રંથ વિગતોમાં વિશેષ સમૃદ્ધ અને પ્રમાણભૂત બનત એમ પુસ્તક વાંચતાં લાગ્યા વિના રહેતું નથી.

આમ, શ્રી પુરાણીએ પ્રગટ કરેલાં ચરિત-સાધનો મણિલાલના પ્રાથમિક ચારિત્રઘડતરના અભ્યાસમાં અત્યંત ઉપયોગી હોવા છતાં, તેમના જીવનમાં ઈ. સ. ૧૮૮૫-૮૬થી[૭] એટલે કે પ્રગટ આત્મવૃત્તાંત અટકે છે ત્યાંથી ભાગ્યે જ આગળ લઈ જઈ શકે છે.

છેલ્લા ત્રણેક દાયકા દરમ્યાન મણિલાલના જીવનની સામગ્રી એકઠી કરીને જાહેર જનતા સમક્ષ મૂકવામાં શ્રી પુરાણીએ સૌથી વિશેષ શ્રમ લીધો છે. તેમણે મણિલાલની કેટલીક સમકાલીન વ્યક્તિઓને મળીને અમુક હકીકતો મેળવી હતી. પરંતુ તેમની માહિતીનો મુખ્ય આધાર મણિલાલના નાના ભાઈ માધવલાલે પૂરાં પાડેલાં સાધનો છે. મણિલાલ પર તેમના મિત્રોના આવેલા પત્રો, ઉપર્યુક્ત પ્રેમપત્રો, તેમનું વસિયતનામું, નોકરી અંગેનો પત્રવ્યવહાર, જમીન-જાગીરના દસ્તાવેજો, અપ્રગટ લેખો ઇત્યાદિ સામગ્રી શ્રી પુરાણીને સ્વ. માધવલાલ પાસેથી સાંપડી હતી—જેનો બહોળો ઉપયોગ તેમના લેખોમાં સ્પષ્ટ વરતાઈ આવે છે.

માધવલાલ દ્વારા મણિલાલના આત્મવૃત્તાંતની મૂળ હાથપ્રત પણ શ્રી પુરાણીને એક બે વખત જોવા મળી હતી એમ આનંદશંકરભાઈએ ગર્ભિતપણે સૂચવેલું છે. મણિલાલની આત્મકથા પ્રગટ કરવાના એક કારણ તરીકે આ પરિસ્થિતિનો ઉલ્લેખ કરતાં તેઓ કહે છે :

"છેલ્લાં તેત્રીસ વર્ષમાં એક બે વખત આ લેખ (=મણિલાલનું આત્મવૃત્તાંત) મ્હારી પાસેથી સ્વ. મણિલાલના ભાઈ સ્વ.

---

૭. તેમણે લખેલ સળંગ જીવનચરિત મણિલાલના મૃત્યુ સુધીનો હેવાલ આપે છે, પરંતુ તેમાં મણિલાલના જીવનનો વિસ્તૃત કડીબદ્ધ ઇતિહાસ મળતો નથી. ૧૮૮૫-૮૬ પછીના ખરો, અંગત જીવન અને જાહેર પ્રવૃત્તિની વિગતો પરત્વે, આત્મચરિતની તુલનાએ, પાતળા જણાય છે.

માધવલાલ પાસે ગયો હતો તે દરમિયાન એમાની કેટલીક હકીકત બહાર સચરી જવાથી, ગુજરાતના એક પત્રમા (='કૌમુદી'મા) લાગીતૂટી કેટલીક વાત પ્રસિદ્ધ પણ થઈ હતી '૮

પરતુ શ્રી પુરાણીના લેખો વાચતા આનદશકરભાઈનુ આ મતવ્ય યથાર્થ સિદ્ધ થતુ નથી શ્રી પુરાણીએ મણિલાલના આત્મવૃત્તાતની હાથપ્રત મેળવવા ઓછામા ઓછા ૧૫ વર્ષ પ્રયાસ કર્યો હતો પણ તેમા એમને સફળતા મળી નહોતી ૯ શ્રી પુરાણીના લેખોને અપ્રગટ આત્મવૃત્તાત સાથે સરખાવી જોતા ઉક્ત લેખોમા પ્રતીત થતી (૧) માહિતીની અપૂર્ણતા અને (૨) હકીકતદોષ બતાવી આપે છે કે મણિલાલનુ આત્મવૃત્તાત શ્રી પુરાણી જોવા સારુ પ્રત્યક્ષ મેળવી શકયા નથી તેમને આ વૃ વાચવા મળ્યુ હોત તો મણિલાલના ભાઈબધોની 'પચનાલ' નામની મડળી, મણિલાલ–બાળાશકરના મન પરસ્પર ઊચા થઈ ગયા તે બનાવ અને બીજી અનેક વિગતો જે આનદશકરભાઈએ છોડી દીધી છે તે શ્રી પુરાણી મ ન દ્વિ ના જીવનચરિત્રના પોતે લખેલા પ્રકરણોમા જરૂર મૂકી શકયા હોત. તેમને મૂળ આ વૃ જોવા ન મળ્યુ તેથી મણિલાલ પર પ્રેમપત્રો

૮ મણિલાલ નભુભાઈની આત્મકથા', 'સાહિત્યવિચાર' (બીજી આ ), પૃ ૫૧૧ ૫૧૨ મૂળ પ્રકટ 'વસત' વર્ષ ૩૧, અક ૧

૯ જુઓ એમના જ શબ્દો

"એને માટે (– આત્મવૃત્તાત મેળવવા માટે) મે ઓછામા ઓછા ૧૫ વર્ષ સુધી પ્રયાસ કરેલો પણ એમા સફળતા ન મળી એટલે એ કાર્ય અધુરુ રહી ગયેલુ આખરે જ્યારે મે કૌમુદીમા સામગ્રી છપાવવા માડી ત્યારે શ્રી આનદશકરે આત્મજીવનના તુટક ભાગો પ્રગટ કરવા શરૂ કર્યા અને તે પણ જ્યા સુધી કૌમુદીની સામગ્રી પ્રકાશ નાખતી હતી ત્યા સુધી આવીને અટકી ગયા "

[શ્રી અબાલાલ પુરાણીએ આ ગ્રથલેખક પર તા ૨૨-૧૧-૧૯૪૩ના રોજ લખેલા પત્રમાથી]

લખનાર બાઈના નામ સબંધી ગૂંચવણ ઊભી થઈ છે વળી આનંદ શંકરભાઈએ પ્રગટ કરેલી તૂટક માહિતીથી દોરવાઈ જઈને પ્રેમપત્ર લખનાર બાઈ સાથેના મણિલાલના પ્રેમપ્રસંગને અન્ય સ્ત્રીના તેવા જ પ્રસંગ સાથે તેમણે જોડી દીધો છે તે ભૂલ પણ જો તેમણે મૂળ આત્મવૃત્તાંત જોયું હોત તો બનવા પામત નહિ [૧૦]

(૩) મણિલાલ-જયંતી-વ્યાખ્યાન

ઈ સ ૧૯૦૪ના ઑક્ટોબરની ૩૦ તારીખે અમદાવાદની ગુજરાત સાહિત્ય સભાના ઉપક્રમથી પ્રેમાભાઈ હૉલમાં શ્રી ઉત્તમલાલ કેશવલાલ ત્રિવેદીના પ્રમુખપદે, 'મણિલાલ નભુભાઈ જયંતી' ઊજવવામાં આવી હતી તે પ્રસંગે, આનંદશંકરભાઈએ 'મણિલાલની કેળવણી, અને એ કેળવણીની એમના ગ્રંથકાર તરીકેના સ્વરૂપ ઉપર થયેલી અસર' એ વિષય ઉપર વ્યાખ્યાન આપ્યું હતું આ વ્યાખ્યાનમાં મણિલાલની કેળવણીનો ઇતિહાસ, તેમનું ગ્રંથકારત્વ અને તે બેનો પરસ્પર સબંધ આ ત્રણ મુદ્દાનું વિવેચન તેમણે ઉદ્દેશેલું તે પૈકી પહેલા બે મુદ્દાનું જ—એટલે કે કેળવણી ને ગ્રંથકાર વિશેનું—લખાણ વ્યાખ્યાન પ્રસંગે તૈયાર કર્યું હોવાથી તેટલું જ તેમણે વાંચ્યું હતું આ વ્યાખ્યાન પછીથી 'વસંત'માં છપાયું તે પણ અપૂર્ણ સ્વરૂપમાં જ બાકીનો ભાગ તૈયાર કરીને પ્રગટ કરવાની ધારણા આનંદશંકરભાઈએ વ્યક્ત પણ કરી હતી [૧૧] પરંતુ પછી આ ધારણા કદી પાર પડી જણાતી નથી તેમ છતાં 'સુદર્શન ગદ્યાવલિ'ના આરંભમાં મૂકેલો 'સુદર્શનના આદ્ય દ્રષ્ટા અને પ્રવર્તક' [૧૨]

---

૧૦ આને અંગે વિશેષ વિગતો સારુ જુઓ આ પુસ્તકમાં વર્ણવેલા બે પ્રેમપ્રસંગો

૧૧ જુઓ 'વસંત', વર્ષ ૩, અંક ૮-૯, ભાદ્રપદ-આશ્વિન સં. ૧૯૬૦, તેને અંતે મૂકેલી પાદટીપ

૧૨ જુઓ 'સાહિત્યવિચાર' (બીજી આ), પૃ ૪૮૫ ૫૦૯

વિશેનો તેમનો લેખ આ અપેક્ષા ઘણે અંશે સંતોષે છે એ સ્વીકારવું જોઈએ

મણિલાલના અંગત જીવન પરત્વે ઉપર જણાવેલ ભાષણનો પૂર્વ ભાગ—કેળવણી—એ વખતે ખાસ ઉપયોગી ગણાતો કારણ, એમાં મણિલાલની વિદ્યાર્થી-કારકિર્દીનું ટૂંકું પણ કડીબદ્ધ વૃત્તાંત આનંદશંકરભાઈએ એ વખતે સૌથી પ્રથમ પ્રગટ કર્યું હતું ઈ સ ૧૯૩૦માં આત્મ થાના ખડો 'વસંત'માં પ્રસિદ્ધ થયા તે પછી માહિતીની દૃષ્ટિએ આ વ્યાખ્યાનનું મૂલ્ય ઓછું થયું છે પણ આનંદશંકરભાઈના ભાષણમાં વિશેષતા એની કે મણિલાલના પ્રત્યક્ષ પરિચયને લીધે તેમના કથનમાં સ્પષ્ટતા અને વિશ્વસનીયતા આવી છે મણિલાલના સિદ્ધાન્તો અને તેમના વ્યક્તિત્વનું આનંદશંકરભાઈએ કરેલું મૂલ્યાંકન આજે પણ મણિલાલના ક્ષર અને અક્ષર જીવનને સમજવા માટે અગત્યનું દૃષ્ટિબિન્દુ પૂરું પાડે છે

(૪) કલાપી તથા કાન્તના પત્રો

મણિલાલના ધર્મવિચાર અને સ્વદેશાભિમાની માનસનો પ્રભાવ કલાપી તથા કાન્ત ઉપર સારી પેઠે પડ્યો હતો કલાપીએ તો તેમને ગુરુપદે સ્થાપ્યા હતા, અને મરણ પર્યંત તેમની પાસેથી ધર્મ, ગૃહ રાજ્ય અને સાહિત્ય એમ જીવનના સર્વ ક્ષેત્રોમાં છેવટ લગી માર્ગદર્શન મેળવ્યા કર્યું હતું કલાપી અને મણિલાલ વચ્ચેનો સ્નેહસંબંધ બહુધા પત્ર દ્વારા જ બંધાઈને દૃઢમૂલ થયો હતો દુર્ભાગ્યે, મણિલાલના કલાપી ઉપરના પત્રો અપ્રાપ્ય છે, પણ કલાપીના મણિલાલ ઉપરના પત્રો 'શ્રી કલાપીની પત્રધારા' તથા 'કલાપીના ૧૪૪ પત્રો' એ પુસ્તકોમાં સંગ્રહાયા છે કલાપી અને મણિલાલ વચ્ચેના ઉચ્ચ ભૂમિકા પરના ગુરુ-શિષ્ય-સબંધ પર આ પત્રો પ્રકાશ પાડે છે

દ્વૈતમાર્ગી કાન્તને અદ્વૈતવાદી મણિલાલ સાથે મૂળથી જ સૈદ્ધાંતિક મતભેદ હતો સ્વ સર રમણભાઈના 'સંસર્ગ'ને લીધે કાન્તે

આરંભમાં મણિલાલના પ્રતિપક્ષીનું કાર્ય બજાવ્યું હતું. રમણભાઈના પત્ર 'જ્ઞાનસુધા'માં તેમણે મણિલાલકૃત 'સિદ્ધાંતસાર'નું પત્રરૂપે અવલોકન લખ્યું હતું. તેમાંના પહેલા આઠ પત્રોની અંદર કાન્તે કંઈક ઉગ્ર અને કટાક્ષમય શૈલીમાં મણિલાલની હિંદુ ધર્મની સનાતનતા અને સર્વશ્રેષ્ઠતા સ્થાપિત કરવા મથતી અદ્વૈતવાદી વિચારશ્રેણીનું ખંડન કરવાનો પ્રયત્ન કર્યો હતો. એ ગાળામાં મણિલાલ અને કાન્ત વડોદરામાં મળ્યા. પ્રથમ મુલાકાતે જ મણિલાલના તેજસ્વી વ્યક્તિત્વે ઋજુ પ્રકૃતિના કવિ કાન્ત ઉપર એવો પ્રભાવ પાડ્યો કે કાન્તનું મનોવલણ તત્કાળ હિંદુ ધર્મ પ્રતિ મૃદુ સહાનુભૂતિ ધરાવતું થયું. એટલું જ નહિ, મણિલાલનો પક્ષ લઈને કાન્ત રમણભાઈને પણ અદ્વૈત સિદ્ધાંતનો સ્વીકાર કરવા આગ્રહ કરતા હોય એમ 'કાન્તમાળા'માં મૂકેલા અમુક પત્રોના અવતરણો પરથી સમજાય છે. કાન્તનો આ વિષયનો રમણભાઈ સાથેનો પત્રવ્યવહાર 'કાન્તમાળા'માં ઈ. સ. ૧૯૨૪માં પ્રસિદ્ધ થયો હતો, જ્યારે 'સિદ્ધાંતસાર'ના અવલોકનરૂપે કાન્તે લખેલા ૧૫ પત્રો સને ૧૮૯૪, ૧૮૯૫ સને ૧૮૯૬ દરમ્યાન 'જ્ઞાનસુધા'માં પ્રગટ થયા હતા. શ્રી અંબુભાઈ પુરાણીએ ઈ. સ. ૧૯૪૨માં 'બુદ્ધિપ્રકાશ' ત્રૈમાસિકની અંદર કાન્તના મણિલાલ પર લખેલા ત્રણ પત્રો પ્રસિદ્ધ કર્યાં હતા. આ પૈકી ૧૮૮૭ના એપ્રિલમાં લખેલા પહેલા જ પત્રમાં કાન્ત મણિલાલ તરફ પોતાનો પૂજ્યભાવ પ્રગટ કરતાં મણિલાલને પોતાના ગુરુ (Master) અને મિત્ર (Friend) તરીકે સ્વીકારે છે,[૧૩] તે ઉભય વચ્ચે બંધાયેલ નિકટના સંબંધનું સ્પષ્ટ નિદર્શન કરે છે.

આમ, કાન્ત અને કલાપીના આ પત્રો પણ મણિલાલચરિતનું અગત્યનું સાધન બની રહે છે.

---

૧૩ જુઓ 'કાન્તના ત્રણ પત્રો' (અંગ્રેજીમાં), 'બુદ્ધિપ્રકાશ' (ત્રૈમાસિક), વર્ષ ૮૯, અંક ૨, એપ્રિલ–જૂન, ૧૯૪૨.

## (૫) ટૂંકા પરિચય-લેખો અને અવસાન-નોંધો

મણિલાલના જીવતાં તેમજ તેમના અવસાન બાદ તેમના જીવનનો ટૂંકો પરિચય આપતા લેખો, નોંધો ઇત્યાદિ વિવિધ સ્થળે અને સમયે પ્રગટ થયેલાં તેની વિગતો નીચે મુજબ છે:

**(અ) 'સત્યવક્તા'ની ચિત્રાવલી:** મુંબઈના 'સત્યવક્તા' નામના સાપ્તાહિક પત્રના ભેટ-પુસ્તક તરીકે, તેના માલિક કેશવલાલ હરિવિઠ્ઠલદાસે ઈ. સ. ૧૮૮૯માં એક 'ગુર્જર હિંદુ અગ્રેસર મંડળની ચિત્રાવલી' પ્રસિદ્ધ કરી હતી. તેમાં એમણે તે વખતના ૬૪ અગ્રગણ્ય ગુજરાતી હિંદુ ગૃહસ્થોનાં લઘુ જીવન-વૃત્તાંતો છબી સહિત મૂક્યાં હતાં. મણિલાલનું સંક્ષિપ્ત જીવન-ચિત્ર પહેલવહેલું આ ગ્રંથમાં પ્રગટ થયું હતું.[૧૪] અહીં મૂકેલા ચાર પાનાંના પરિચય-લેખની અંદર મણિલાલના અભ્યાસ વિશે તેમજ ઈ. સ. ૧૮૮૯ સુધીની તેમની સાહિત્યિક કારકિર્દી વિશે વિગતવાર માહિતી આપવામાં આવી છે. તેમાં સંસ્કૃતના પંડિત તરીકે મણિલાલે દેશ-વિદેશમાં મેળવેલી ખ્યાતિની કરેલી ઉમળકાભરી નોંધ ખાસ ધ્યાન ખેંચે તેવી છે. આ અહેવાલ બહુશઃ મણિલાલના આત્મવૃત્તાંતને અનુસરતો જણાય છે. મણિલાલે પોતે જ 'સત્યવક્તા'ના માલિકને જરૂરી હકીકત પૂરી પાડી હતી. એમાં આપેલી હકીકત આજે સારી પેઠે જાણીતી હોવાથી આ નાના પરિચય-લેખનું માહિતીની દૃષ્ટિએ હવે ખાસ મહત્ત્વ રહ્યું નથી. નોંધપાત્ર મુદ્દો એટલો જ કે આજ સુધીમાં મણિલાલના જીવન વિશે પ્રગટ થયેલા લેખોમાં કાળક્રમે એનું સ્થાન પહેલું આવે છે.

**(આ) 'મહાજનમંડળ':** ઈ. સ. ૧૮૯૬માં અમદાવાદના મગનલાલ નરોત્તમદાસ પટેલે દોલતચંદ પુરુષોત્તમદાસ બરોડીઆ,

---

૧૪. પુસ્તકમાંના મણિલાલવિષયક પરિચય-લેખના પૃષ્ઠાંક આપવા શક્ય નથી. કારણ કે પ્રત્યેક વ્યક્તિના જીવનની નોંધ એમાં નવીન ક્રમાંકથી અર્થાત્ ૧થી શરૂ થાય છે. કુલ ૬૪ વ્યક્તિઓનાં જીવનચિત્રો મૂક્યાં છે તેમાં મણિલાલનો ક્રમાંક ગણતાં ૫૪મો આવે છે.

ભગુભાઈ ફત્તેહચંદ કારભારી અને ગણપતરાવ ગોપાળરાવ બર્વેની સહાયથી ભારતવર્ષના નૃપતિઓ, મહર્ષિઓ, ધર્મપ્રવર્તકો, પંડિતો, ભક્તો, કવિઓ, ફિલસૂફો, વિદુષી બાઈઓ, સતીઓ ઈત્યાદિની જીવનરેખા દોરી આપતા લેખોનો એક બૃહત્ સંગ્રહ 'મહાજનમંડળ' નામે પ્રગટ કર્યો હતો તેમા મણિલાલના જીવનની રૂપરેખા પણ આપવામા આવી છે[૧૫] ઉપર્યુક્ત 'સત્યવક્તાની ચિતાવની'માની હકીકત એમા લગભગ અક્ષરશ ઉતારી છે વધારામા, સને ૧૮૮૯ અને ૧૮૯૬ દરમ્યાન મણિલાલે રચેલી કૃતિઓની યાદી એમા છેલ્લે ઉમેરવામા આવી છે

(ઈ) 'સ્મરણમુકુર' : શ્રી નરસિહરાવ દિવેટિયાએ 'સ્મરણ મુકુર'મા (૧૯૨૬) પોતાના સમકાલીન સાક્ષરો અને અગ્રેસરોનો વિલક્ષણ આત્મલક્ષી ઢબે પરિચય આપીને પ્રત્યેકનુ રસભર્યું સ્મૃતિચિત્ર ઉપસાવવાનો પ્રયત્ન કર્યો છે તેમા મણિલાલનુ સ્મૃતિચિત્ર પણ દોરેલુ છે[૧૬] શ્રી નરસિહરાવે આપેલા મણિલાલના અભ્યાસકાળના તેમજ પ્રૌઢ વયના સ્મરણો રસપ્રદ માહિતી પૂરી પાડે છે

(ઉ) અવસાનનોંધો : મણિલાલના અવસાન નિમિત્તે, તેમના વ્યક્તિત્વને અર્ઘ્ય આપતી અને તેમના જીવનકાર્યનુ અવલોકન કરતી નોંધો તત્કાલીન ગુજરાતી સામયિકોમા પ્રસિદ્ધ થઈ હતી તેમા 'ગુજરાતી' અને 'જ્ઞાનસુધા'એ આપેલી નિવાપાજંલિ ઉલ્લેખપાત્ર છે[૧૭] 'ગુજરાતી' પત્રે મણિલાલની બહુવિધ સરસ્વતી-સેવાનુ દિગ્દર્શન કરાવીને અપક્વ વયે થયેલા તેમના અવસાન બદલ ઊડો શોક પ્રગટ કર્યો છે તો 'જ્ઞાનસુધા'એ તેમની સાહિત્યસેવાની યોગ્ય

૧૫ જુઓ 'મહાજનમંડળ', પૃ ૧૧૫૩-૧૧૫૭

૧૬ જુઓ 'સ્મરણમુકુર' (૧૯૨૬), પૃ ૨૧૭-૨૨૩

૧૭ જુઓ 'ગુજરાતી' (સાપ્તાહિક) તા ૧૦-૧૦-૧૮૯૮નો અંક, 'જ્ઞાનસુધા' માર્ચ ડિસેમ્બર, ૧૮૯૮, પૃ ૨૨૪-૨૨૬

કદર કરીને પોતાના જીવનભરના પ્રતિપક્ષીને ઉચ્ચ સમભાવપૂર્વક ન્યાય આપવાનો પ્રયત્ન કર્યો છે. મણિલાલના જીવનકાર્યની સમીક્ષામાં આ અવસાનનોંધો પણ થોડીઘણી ઉપયોગમાં આવે તેમ છે.

## ૨. અપ્રગટ સામગ્રી

### (૧) મણિલાલનું અપ્રસિદ્ધ આત્મવૃત્તાંત

આગળ જોયું તેમ, મણિલાલ નભુભાઈના જીવન ઉપર પ્રકાશ પાડતાં અનેક નાનાં-મોટાં સાધનો આજ લગીમાં વિવિધ સ્થળે અને સમયે પ્રસિદ્ધ થઈ ચૂક્યાં છે. તેમ છતાં, એમના અંગત તેમજ જાહેર જીવનનો સંપૂર્ણ અને પ્રમાણભૂત ઇતિહાસ પૂરો પાડે તેવી વિગતપ્રચુર સામગ્રી અદ્યાપિ કોઈને ઉપલબ્ધ થઈ શકી નથી.[૧૮] આનું મુખ્ય કારણ મણિલાલનું આત્મવૃત્તાંત આજ લગી અંધારામાં હ્યું તે છે. પોતાને વિશે શક્ય તેટલી તટસ્થતા ને નિખાલસતા ળવીને તૈયાર કરેલો સ્વજીવનનો હેવાલ કદાપિ પ્રસિદ્ધ ન થાય એવું ણિલાલે પોતે ઇચ્છ્યું નહોતું. ઊલટું, આત્મચરિત લખવા પાછળ મનો એક ઉદ્દેશ પછી આવનાર પ્રજા આગળ પોતાનો પક્ષ રજૂ રવાનો હતો એમ તેમના આત્મવૃત્તાંતમાંના નીચે આપેલા પ્રારંભિક ગારો જોતાં સ્પષ્ટ સમજાય છે :

"કોઈ માણસ ભાગ્યે જ મારા જેટલી ઈર્ષ્યા, નિંદા અને ગેર-સમજુતીથી થઈ આવેલી અપ્રીતિને પાત્ર થયો હશે. કયા ન્યાયી ણસને આવે સમયે પોતાની ખરી વાત જાહેર કરવાનું મન ન ય?...હું હવે પછી થતા નિષ્પક્ષપાત સજ્જનો આગળ મારી યાદ કરી શકીશ એમ મને, વારંવાર થતું...મેં આજ સુધી જે લખ્યું છે તથા કર્યું છે તેની છાપ ગુજરાતમાં મને જે અંશે

---

૧૮. શ્રી અંબાલાલ પુરાણી રચિત 'મણિલાલ નભુભાઈના જીવનચરિત્ર'ને આ વિધાન લાગુ પડે છે.

પડેલી લાગે છે તે વિચારતાં જરૂર આ કાગળોનો પણ કોઈક શોધક ખપ કરશે એવી આશા મારા હૃદયમાંથી મને ઉત્તેજન આપે છે."[૧૯]

પરંતુ મણિભાઈએ આત્મચરિત લખવાનો મુખ્ય ઉદ્દેશ તો 'સ્વાત્મનિરીક્ષણ'નો જ રાખ્યો હતો.[૨૦] આત્મનિરીક્ષણ કરતી વખતે 'પોતાના ગુણ વિષે કાંઈ ન બોલતાં કેટલીક હકીકત માત્ર જ આપવી. પણ દોષ વિશે તો યથાર્થ વર્ણન આપી જે હોય તે જરા પણ સંકોચ વિના જાહેર કરવું' એવો ક્રમ તેમણે સ્વીકાર્યો હતો. વળી 'આ વૃત્તાંત આમરણ કોઈને હાથ જનાર નથી. એટલે લોકો મને વખોડશે એવી ધાસ્તીથી કોઈ પણ દોષ છુપાવવાનું મને કારણ નથી'[૨૧] એવો નિર્ણય પણ તેમણે સાથે સાથે કરેલો છે. એટલે આ આત્મકથાની અંદર પોતાના નૈતિક દૌર્બલ્યનું નિદર્શન કરતા અનેક અંગત અનુભવોને મણિભાઈએ નગ્ન સત્ય તરીકે કહી દીધા છે, જે પ્રથમ દૃષ્ટિએ સામાન્ય વાચકને અવશ્ય ચોંકાવનારા લાગે. પરંતુ સહેજ સ્વસ્થ થઈને, જે વિરલ સત્યનિષ્ઠાપૂર્વક લેખકે રજેરજ બાબતને ખુલ્લી કરી છે અને પ્રસંગોપાત્ત આત્મતિરસ્કારપૂર્વક એનો અનુતાપ વ્યક્ત કર્યો છે તેને ધ્યાનમાં લઈને વાચક આ કૃતિ વાંચે તો લખનાર પ્રત્યે તેને સહાનુભૂતિ ઊપજ્યા વિના રહે નહિ. વળી, આ નિમિત્તે વાચકને મનુષ્યના મનના આંતરિક પડો અને તેના ઊંડાણોમાં ઊતરીને માનવસ્વભાવની જટિલતાનું નિરીક્ષણ કરવાની તક પણ સાંપડે તેમ છે.

---

૧૯. 'સ્વ. મણિલાલ નભુભાઈની આત્મકથા', 'વસંત' વર્ષ ૨૮, અંક ૪, પૃ. ૧૨૧.

૨૦. "મારી રીતભાત, ચાલચલગત, વાતવિચાર, કે સ્વભાવ વિષે મારે લખવાનું કાંઈ નથી, જે જે વાતો છે તે અત્રે લખી છે. જેને જે ફાવે તે વિચાર બાંધો, પણ આ લખવાનો મુખ્ય હેતુ સ્વાત્મનિરીક્ષણ વિના બીજો નથી." [અપ્રગટ આત્મવૃત્તાંત, પૃ. ૯૫ (? ૯૪)]

૨૧. 'વસંત' ૨૯-૪-૧૨૨.

આ આત્મચરિતમા કેવળ મણિલાલના પ્રેમ-પ્રસંગોનુ જ વર્ણન નથી, એ તો તેની એક વધુ પડતી ગવાઈ ગયેલી બાજુ છે એમા આપેલા તેમના કુટુંબીજનો, મિત્રો, મુરબ્બીઓ, શિક્ષકો, પ્રોફેસરો વગેરેના પરિચય ઉપરથી તેમના વ્યક્તિગત વિકાસનો યથાર્થ ખ્યાલ મળે છે તે ઉપરાત એમા સમકાલીન ગુજરાતી સમાજની ધાર્મિક, સામાજિક, આર્થિક, નૈતિક અને કેળવણીવિષયક પરિસ્થિતિનુ ઝાખુ પ્રતિબિબ પણ ઝિલાયુ છે

મણિલાલની સાક્ષર પ્રવૃત્તિ તેમના જીવનના મહાન પુરુષાર્થરૂપ છે આ પ્રવૃત્તિના મૂળ, તેના પ્રેરક બળો, તેની વિવિધ વિકાસ-કોટિઓ, તેના તત્કાલીન પરિણામો, તેના પોષક અને વિઘ્નકર્તા બળો ઈત્યાદિનો ખુદ તેમના જ મુખે કહેવાયેલો હોઈ બહુશ પ્રમાણભૂત ગણાય તેવો હેવાલ અહી મળે છે મણિલાલવિષયક અભ્યાસમા તેમના આત્મચરિત્રની સૌથી વિશેષ ઉપયોગિતા હોય તો તે આ છે

શ્રી આનદશકર ધ્રુવના મૃત્યુ બાદ એ આત્મચરિત્રની હાથપ્રત તેમના જ્યેષ્ઠ પુત્ર સ્વ પ્રો ધ્રુવભાઈ ધ્રુવ પાસે હતી પ્રસ્તુત અધ્યયનને અગે મણિલાલ નભુભાઈના આત્મચરિત્રની મૂળ હાથપ્રત પ્રો ધ્રુવભાઈ પાસેથી આ અભ્યાસકને પૂરેપૂરી વાચવા-વિચારવા પ્રાપ્ત થઈ હતી મણિલાલના જીવન તેમજ અક્ષરકાર્ય પરત્વે અગત્યના નિર્ણયો લેવામા એ અપ્રગટ આત્મચરિત્રનો અહી યથાપ્રસગ તેમની અનુમતિથી છૂટથી ઉપયોગ કર્યો છે

ઉપર્યુક્ત આત્મકથા, મણિલાલના પોતાના હસ્તાક્ષરમા, ફુલ્સ્કેપ સાઇઝના ચોથિયા કાગળ ઉપર બે- બાજુએ લખાયેલી છે એના કુલ ૧૯૮ (? ૧૯૬)[૨૨] પાના છે એમાથી શરૂઆતના ૮૭ (? ૮૧)

---

૨૨ મણિલાલે આ પાનાને આપેલા અનુક્રમ અનુસાર ૧૯૮ પાના થાય છે પરતુ તેમ કરવામા એમણે બે ઠેકાણે ભૂલ કરી છે પૃષ્ઠ ૭૦ પછી ૭૧ આપવાને બદલે ૭૨ અને ૧૩૦ પછી ૧૩૧ મૂકવાને બદલે તેમણે ભૂલથી

પાના જેટલુ લખાણ આનદશંકરભાઈએ વચ્ચે વચ્ચે ૧૮ટીક વિગતો છોડી દઈને 'વસત'મા પ્રગટ કર્યું હતુ બાકીના ૧૧૬ (?૧૧૫) પાના હજુ પણ અપ્રગટ છે

લેખકે આ આત્મકથા છૂટક નોધના સ્વરૂપમા લખેલી છે મણિલાલ તા ૮–૨–૧૮૮૭ ના રોજ મુબઈ મુકામે આત્મવૃત્તાન્ત લખવાનો આરભ કરે છે અને તા ૧–૬–૧૮૮૭ના રોજ નડિયાદ મુકામે તે દિવસ સુધીનો સળગ હેવાલ ૮૫ પાનામા લખીને પૂરો કરે છે પછી મનના જતા બનાવોને છૂટક નોધોરૂપે અમુક અમુક સમયને અતરે ટપકાવતા જવા એવો નિયમ તેમણે રાખ્યો હતો તદનુસાર, તા ૧–૬–૧૮૮૭થી તા ૨૨–૮–૧૮૮૫ સુધીના[૨૩] બનેલા બનાવોની મણિલાલે છૂટક છૂટક કુલ છવીસ નોધો કરેલી છે જેમાથી ઓગણીસ નડિયાદમા ચાર મુબઈમા એક વડોદરામા, એક ભાવનગરમા અને એક પાટણમા લખાયેલી છે પ્રત્યેક નોધ તે તે દિવસે એકીબેઠકે લખેલી માલૂમ પડે છે જુદી જુદી નોધો વચ્ચે કેટલો સમયનો ગાળો રહેતો હતો તે એ નોધોને સાથે મુજબ ગોઠવવાથી સમજાશે

---

૧૩૨ સખ્યાક મૂકેલો છે આને લીધે કુલ પાના ૧૬ હોવા છતા તેમણે ૧૯૮ ગણ્યા છે આનદશકરભાઈએ જે મજબૂત ચોપડામા આ લખના છૂટા પાનિયાને ચોડીને જાળવી રાખ્યા છે તેમા આ બન્ને ભૂલો તેમણે નોધી છે

૨૩ તા ૧–૧૦–૧૮૯૮ના રોજ મણિલાલનુ મૃત્યુ થયુ એટલે, છેલ્લા ત્રણ વર્ષ અને સવા મહિનાનો હેવાલ આત્મકથામા લેવાયો નથી મણિલાલ માંદગી કે એવા કોઈ કારણસર પછીથી રોજનીશી લખી શક્યા નહિ હોય, અથવા તેમણે લખાણ કર્યુ હોય અને પ્રસ્તુત લેખ સાથે તે લખાણ કોઈ કારણે સામેલ થઈ શક્યુ ન હોય તે પણ બનવા જોગ છે

| નોંધનો ક્રમાંક | લખ્યા તારીખ | સ્થળ | મૂળ આ. વૃ.નું પૃષ્ઠાંક | બે નોંધ વચ્ચેનો ગાળો માસ દિન |
|---|---|---|---|---|
| ૧ | ૧૭– ૭–૧૮૭૭ | નડિયાદ | ૯૬[૨૪] | ૧–૧૬[૨૫] |
| ૨ | ૨૬– ૧–'૮૮ | ભાવનગર | ૯૯ | ૬–૯ |
| ૩ | ૧૯– ૫–'૮૮ | મુંબઈ | ૧૦૩ | ૩–૨૩ |
| ૪ | ૧૪– ૬–'૮૮ | ,, | ૧૦૯ | ૦–૨૬ |
| ૫ | ૭– ૭–'૮૮ | ,, | ૧૦૯ | ૦–૨૩ |
| ૬ | ૨– ૮–'૮૮ | નડિયાદ | ૧૧૦ | ૦–૨૬ |
| ૭ | ૩– ૮–'૮૮ | ,, | ૧૧૬ | ૦–૧ |
| ૮ | ૨૪– ૯–'૮૮ | ,, | ૧૧૬ | ૧–૨૧ |
| ૯ | ૪–૧૧–'૮૮ | નડિયાદ | ૧૧૮ | ૧–૧૦ |
| ૧૦ | ૩– ૧–'૮૯ | મુંબઈ | ૧૧૯ | ૨–૦ |
| ૧૧ | ૧– ૪–'૮૯ | નડિયાદ | ૧૨૩ | ૨–૨૯ |
| ૧૨ | ૧– ૬–'૮૯ | ,, | ૧૨૪ | ૨–૦ |
| ૧૩ | '૪–૧૦–'૮૯ | ,, | ૧૨૫ | ૪–૩ |
| ૧૪ | ૧૭–૧૧–'૮૯ | ,, | ૧૩૨ | ૧–૧૩ |
| ૧૫ | ૬–૧૨–'૮૯ | ,, | ૧૩૬ | ૦–૧૯ |
| ૧૬ | ૬– ૨–'૯૦ | ,, | ૧૩૮ | ૨–૦ |
| ૧૭ | ૨૧– ૨–'૯૦ | ,, | ૧૪૨ | ૦–૧૫ |
| ૧૮ | ૧૧– ૫–'૯૦ | ,, | ૧૪૮ | ૨–૨૦ |

૨૪. આ પૃષ્ઠાંક મણિલાલનો છે. પણ અગાઉ જણાવ્યા મુજબ પાનાંને ક્રમાંક આપવામાં તેમણે બે ઠેકાણે ભૂલ કરી હોવાથી ખરો પૃષ્ઠાંક અહીં મૂકેલી ૧૩૨ સુધીની સંખ્યામાંથી એક અને તે પછીની સંખ્યામાંથી બે બાદ કરીને ગણવો.

૨૫. તા. ૧–૬–૮૭ના રોજ મણિલાલે આરંભનાં ૨૮ વર્ષનો સળંગ અહેવાલ પૂરો કર્યો હતો. તે તારીખથી આ નોંધની તારીખ ૧૭–૭–૮૭ સુધીનો ગાળો અહીં ગણ્યો છે.

| નોંધનો ક્રમાંક | લખ્યા તારીખ | સ્થળ | મૂળ આ. વૃ નું પૃષ્ઠાંક | બે નોંધ વચ્ચેનો ગાળો માસ દિન |
|---|---|---|---|---|
| ૧૯ | ૨૩–૧૨–'૯૦ | ,, | ૧૫૨ | ૭–૧૨ |
| ૨૦ | ૪–૧૦–'૯૧ | ,, | ૧૬૧ | ૯–૧૨ |
| ૨૧ | ૧૦– ૪–'૯૨ | ,, | ૧૬૩ | ૬–૬ |
| ૨૨ | ૨૭– ૭–'૯૨ | ,, | ૧૬૬ | ૩–૧૭ |
| ૨૩ | ૬– ૨–'૯૩ | પાટણ | ૧૬૯ | ૬–૧૦ |
| ૨૪ | ૩૧– ૭–'૯૩ | નડિયાદ | ૧૭૨ | ૫–૨૫ |
| ૨૫ | ૧૯– ૯–'૯૪ | વડોદરા | ૧૭૮ | ૧૩–૧૯ |
| ૨૬ | ૨૨– ૮–'૯૫ | નડિયાદ | ૧૮૯ | ૧૧–૩ |

મૂળમા આ પ્રકારની અનુક્રમણિકા નથી પરંતુ વિવિધ નોંધો વચ્ચે કેવા અસમાન સમય–આંતરા પડ્યા હતા તે ઉપર્યુક્ત વિગતો પરથી સ્પષ્ટ જોઈ શકાશે. એમાં ઓછામાં ઓછો ગાળો એક દિવસનો અને વધુમાં વધુ ગાળો ૧૩ માસ અને ૧૯ દિવસનો છે. મણિલાલ વચ્ચેના ગાળા દરમ્યાન બની ગયેલા બનાવોને સંભારીને અહીં નોંધે છે. દરેક નોંધ લખતી વખતે તેઓ તે લખાણની તારીખ સુધી એ વૃત્તાંતને લઈ આવ્યા છે. અલબત્ત, ઘણા લાંબા વખતે ઝીણી ઝીણી વિગતોને યાદ કરવા જતા એ સ્મૃતિ–પટમાંથી સરી જઈને અમુક અંશે હકીકત–દોષ ઊભો કરે એ સંભવિત છે. અમુક નાની વિગતો પરત્વે અહીં ક્વચિત્ એવુ પણ બન્યું છે. વળી, મણિલાલનો સ્વભાવ રાગ–દ્વેષવાળો હોવાને લીધે અમુક પ્રસંગે તેમના અભિપ્રાયો હકીકતને વિકૃત બનાવી મૂકે એવું પણ બન્યું છે. પરંતુ આવાં સ્થાનો બહુ જૂજ છે. એકંદરે, લેખકે આ આત્મવૃત્તાંતના આલેખનમાં સ્મૃતિને સતત સતેજ રાખી છે અને તેમણે પસંદ કરેલા બનાવો બહુધા ઝીણી વિગતનો દોષ ઊભો કરે તેવા નથી એમ સમગ્ર આત્મચરિતના અવલોકન પરથી કહી શકાય.

તા. ૧–૬–૧૮૮૭ના રોજ પ્રારંભિક હેવાલ પૂરો કરતી વખતે મણિલાલ નીચે મુજબ નિર્ણય કરે છે:

"આજ પછી હમેશાં એક નોંધની ચોપડી રાખી તેમાં મુખ્ય ખાતો લખવામાં આવશે. ધર્મનાં નિત્યકર્મ, દેહકર્મ, તથા નોકરી-ચાકરીનાં ને ખાનગી અભ્યાસનાં નિત્યકર્મની વાત સર્વ કોઈ કરી શકે તેવી છે ને તેમાં નોંધવા જેવું કાંઈ નથી તેથી તે નોંધવામાં આવશે નહિ, પણ જે તારીખે જે કાંઈ સાધારણ ચાલ કરતાં વિશેષ નવાઈવાળો કે જાણવા જેવો બનાવ બનશે તે નોંધી રાખવામાં આવશે."[૨૬]

રુચિઘાતક ઉદ્દગારો પણ નીકળી પડે છે! આમ, મણિલાલની આ અપ્રગટ 'રોજનીશી' તેમના બાહ્ય તેમજ આંતર જીવનના ટાંચણિયા હેવાલરૂપ બની રહી છે. મણિલાલ પોતાના જેવા હતા તેવા સ્વરૂપને, તેની મહત્તા અને આકુલતા સહિત, પ્રસ્તુત આત્મકથાના અરીસામાં મહદંશે જોઈ શકયા છે તે એની મોટી સફળતા છે.

## (૨) વસિયતનામું :

તા. ૨૭ જાન્યુઆરી ૧૮૯૭ના રોજ મણિલાલે પોતાના વારસદારોને કાયદેસર બંધનકર્તા થાય તેવું રીતસરનું વસિયતનામું તૈયાર કર્યું હતું. આ વસિયતનામામાં તેમની આર્થિક સંપત્તિની સંપૂર્ણ વિગતો મળે છે. તેની વહેંચણી, વ્યવસ્થા આદિમાં દેખાતી મણિલાલની ઝીણવટભરી કાળજી તેમની કુટુંબવત્સલતા બતાવે છે. તેમના ઘડતરનો, પુસ્તકોનો, મિત્ર-સંબંધોનો તેમજ કલુષિત પરિણીત જીવનનો પણ તેમાં આછો નિર્દેશ છે.

આ વસિયતનામાની મૂળ પ્રત મણિલાલના મિત્ર અને તેમની મિલકતના મુખ્ય ટ્રસ્ટી નડિયાદના સ્વ. ગોપાલદાસ દેસાઈ ઉર્ફે નાના-સાહેબ પાસે હતી. હાલમાં એ વસિયતનામું શ્રી વ્રજકિશોર ગોપાળદાસ દેસાઈના કબજામાં છે. તેની અક્ષરશઃ નકલ મણિલાલના પૌત્ર શ્રી રમણલાલ એચ્છવલાલ દ્વિવેદીએ પોતાના ઉપયોગ માટે ઉતારેલી, તે પરથી એક નકલ આ લખનારે પણ ઉતારી છે, જે પરિશિષ્ટ-૨ માં સામેલ છે. મૂળની સાથે અહીં મૂકેલી પ્રતને સરખાવવાની તક મળી શકી નથી. પણ શ્રી રમણલાલ દ્વિવેદીએ તેનો અદાલતના કામકાજમાં ઉપયોગ કર્યો છે એટલે તે પ્રમાણભૂત હોવા વિશે કશી શંકા નથી.

## (૩) નોકરી અંગેનો પત્રવ્યવહાર

મણિલાલના ઘરમાંથી નોકરી અંગે તેમણે મુંબઈ સરકાર તેમજ ભાવનગર રાજ્યના અધિકારીઓ જોડે કરેલા પત્રવ્યવહારની એક

ફાઈલ મળી આવી છે. તેમાં પોતે સરકારી નોકરીમાં દાખલ થયા ત્યાંથી તે નિવૃત્ત થયા ત્યાં લગીમાં નિમણૂક, બદલી ,અને રજા અંગે મણિલાલે ઉપરીઓ સાથે ચલાવેલો પત્રવ્યવહાર જીર્ણ છતાં વ્યવસ્થિત સ્વરૂપમાં સચવાયેલો જોવા મળે છે. નોકરી અંગે ગાયકવાડ સરકાર સાથે ચલાવેલી વાટાઘાટના પત્રો પણ આ ફાઈલમાં જોવા મળે છે. માંદગી અંગે દાક્તર પાસેથી લીધેલાં પ્રમાણપત્રો, ડૉ. રામકૃષ્ણ ભાંડારકરે મણિલાલને તેમના અભ્યાસ બદલ આપેલું પ્રમાણપત્ર અને 'પૂર્વદર્શન' નામના પુસ્તકને અંગે તેમણે છબીલદાસ નામના માણસ સાથે કરેલું કરારપત્ર પણ આ પત્રો સાથે સાચવી રાખેલું જોવા મળે છે.

પોતાને થયેલા અન્યાયની સામે મણિલાલે ભાવનગર રાજ્ય પોલિટિકલ એજન્ટ તથા મુંબઈ સરકારના કેળવણી ખાતા સાથે ચલાવેલી સ્વમાનભરી લડતનો સ્પષ્ટ ખ્યાલ આ પત્રવ્યવહારમાંથી મળે છે. આ પત્રવ્યવહાર નોકરી અંગે પ્રમાણભૂત માહિતી પૂરી પાડવા ,ઉપરાંત મણિલાલના સ્વમાની સ્વભાવ પર પણ પ્રકાશ પાડે છે.

## ૩. પ્રકીર્ણ સામગ્રી

મણિલાલના ઘનિષ્ઠ મિત્રો, નિકટના સ્નેહીઓ કે વૃદ્ધ કુટુંબીઓ પૈકી કોઈ આજે હયાત નથી. પણ તેમના શિષ્યો, વંશજો, પરિચિતો અને સમકાલીન સાક્ષરોમાંથી કેટલાક આ લખાણ તૈયાર થયું ત્યારે વિદ્યમાન હતા. આ ગ્રંથલેખકે અમુક સ્થળોએ જઈને જાત-તપાસ કરીને, અમુક વ્યક્તિઓની રૂબરૂ મુલાકાત લઈને તેમજ અમુક વ્યક્તિઓ સાથે પત્રવ્યવહાર ચલાવીને પ્રસ્તુત કાર્યને અંગે મણિલાલના જીવન તેમજ સાહિત્ય પરત્વે કેટલીક વિશેષ માહિતી મેળવવાનો પ્રયત્ન પણ કર્યો છે. આ પ્રકારની સામગ્રીને મુખ્યત્વે ત્રણ પેટા વિભાગમાં વહેંચી શકાય: (અ) મુલાકાતો; (આ) પત્રો અને (ઇ) જાત-તપાસ.

## (અ) મુલાકાતો

નીચે આપેલી વ્યક્તિઓની મુલાકાત પ્રસ્તુત કાર્યમાં ખાસ ઉપયોગી નીવડી છે —

| નામ | મુલાકાતના સ્થળ | મુલાકાતની તારીખ |
|---|---|---|
| (૧) શ્રી રમણલાલ ઓચ્છવલાલ દ્વિવેદી | અમદાવાદ અને નડિયાદ | ૨૦–૧૨–૧૯૪૯<br>૧૫– ૧–૫૦ |
| (૨) શ્રી વિદ્યાગૌરી ચીમનલાલ દ્વિવેદી | અમદાવાદ | ૧૦– ૮–'૪૪ |
| (૩) સ્વ દી બ કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી | મુંબઈ | ૧૭– ૩–'૫૦ |
| (૪) સ્વ પ્રો બળવંતરાય ક ઠાકોર | મુંબઈ | ૧૫– ૩–'૫૦ |
| (૫) ડૉ લક્ષ્મીપ્રસાદ ગીરધરલાલ ત્રિવેદી | વડોદરા અને અમદાવાદ | ૨૦– ૯–'૫૦<br>૨–૧૦–'૫૦ |
| (૬) સ્વ કવિ–ચિત્રકાર ફૂલચંદ ઝવેરભાઈ શાહ | નડિઆદ | ૧૫– ૧–'૫૦ |

આમાં પહેલા બે અનુક્રમે મણિલાલના પૌત્ર અને પૌત્રી છે તેમની પાસેથી મણિલાલના કુટુંબ વિશે તેમજ તેમની માલ–મિલકત આદિ પ્રકીર્ણ બાબતો વિશે ઠીક માહિતી પ્રાપ્ત થઈ છે પ્રસ્તુત અધ્યયન અંગે શ્રી રમણલાલ દ્વિવેદીએ આ ગ્રંથલેખકને મણિલાલનું ખાનગી પુસ્તકાલય[૨૭] બતાવી તેમજ તેમના અમુક દુષ્પ્રાપ્ય પુસ્તકો

[૨૭] શ્રી માધવલાલ દ્વિવેદીના મૃત્યુ બાદ લગભગ ૨૫ વર્ષે, શ્રી રમણલાલે મણિલાલના ખાનગી ગ્રંથસંગ્રહની ઓરડી, આ ગ્રંથલેખકની આગ્રહભરી વિનતીને માન આપીને, તા ૧૫–૧–૫૦ના રોજ ખોલી આપી હતી મણિલાલના સમૃદ્ધ ગ્રંથાલયના અવશેષરૂપ રહેલા આ ગ્રંથસંગ્રહમાં લગભગ ૧૫૦૦ જેટલા સંસ્કૃત ગુજરાતી, હિન્દી અને અંગ્રેજી ગ્રંથો છે, જેમાં મણિલાલે રચેલા, અભ્યાસાર્થે એકઠા કરેલા, 'સુદર્શન'માં અવલોકનાર્થે

અને લેખો ઉપયોગ સારુ આપીને ઘણી સહાય કરી છે. મણિલાલના વસિયતનામાની નકલ પણ, આગળ દર્શાવ્યું છે તેમ, તેમની જ પાસેથી મળી છે.

સ્વ. દી. બ. કૃષ્ણલાલ ઝવેરી મણિલાલની મુંબઈમાંની જાહેર પ્રવૃત્તિના આરંભકાળના સાક્ષી હતા. તેમણે મણિલાલના મુંબઈમાંના જીવન વિશે ઘણી હકીકત કહી છે. ગુજરાતી સોશિયલ યુનિયન (જેની અંદર મણિલાલ પ્રાણવિનિમયનો-mesmerismનો-પ્રયોગ શીખ્યા હતા તે) વિશે આપેલી માહિતીના તેઓ માત્ર એક જ જાણકાર મળ્યા છે. પ્રો. બળવંતરાય ઠાકોર શામળદાસ કૉલેજમાં મણિલાલના વિદ્યાર્થી હતા. તત્કાલીન શામળદાસ કૉલેજ, મણિલાલની અધ્યાપન પદ્ધતિ અને તેમના શિષ્યો વિશે તેમની પાસેથી અગત્યની હકીકત જાણવા મળી છે.

ડૉ. લક્ષ્મીપ્રસાદ ગીરધરલાલ ત્રિવેદી મણિલાલના વૃદ્ધ જ્ઞાતિબંધુ છે. તેમના કુટુંબને મણિલાલના કુટુંબ સાથે નિકટનો સંબંધ હતો. મણિલાલના નાના ભાઈ માધવલાલ તથા ડૉ. લક્ષ્મીપ્રસાદ સહાધ્યાયી હતા. તેમણે ખાસ કરીને મણિલાલના અંગત જીવન વિશે, તેમના વ્યક્તિત્વના પ્રભાવ વિશે, જ્ઞાતિ સાથેના તેમના સંબંધ વિશે તેમજ એમની વિદ્વત્તા વિશે અનેક ઝીણી પણ રસભરી વિગતો કહી છે.

નડિયાદના કવિ-ચિત્રકાર શ્રી ફૂલચંદ શાહ મણિલાલ અને બાળાશંકરના ઉત્તરકાળના નિકટવર્તી વર્તુળના નાનામાં નાના સભ્ય હતા. તેમણે મણિલાલના મૃત્યુ વિશે અગત્યની હકીકત કહી હતી. તે ઉપરાંત તેમણે કલાપી, ગોવર્ધનરામ, પં. ગટ્ટુલાલજી અને નડિયાદી

---

આવેલાં અને અધૂરાં છપાયેલાં પુસ્તકોનો સમાવેશ થાય છે. પૂરતી સંભાળને અભાવે જીર્ણ થઈ ગયેલાં આ પુસ્તકો આ ગ્રંથલેખકના પ્રયત્નથી, શ્રી રમણલાલે ગુજરાત વિદ્યાસભા (અમદાવાદ)ને ભેટ આપ્યાં છે

મિત્રમંડળ સાથેના મણિલાલના સંબંધ વિશે પણ રસપ્રદ માહિતી પૂરી પાડી હતી

મણિલાલના ચરિત્ર-વર્ણનમાં, ચોક્કસ નિર્દેશ સહિત, આ મુલાકાત-નોંધોનો યથાવકાશ ઉપયોગ કર્યો છે

(આ) પત્રો

મુલાકાતોની માફક પત્રવ્યવહાર પણ ઠીક માહિતીદર્શક નીવડ્યો છે નીચેની વ્યક્તિઓ સાથેનો પત્રવ્યવહાર ખાસ નોંધપાત્ર છે —

| નામ | સ્થળ | લેખપાત્ર પત્રની તારીખ |
|---|---|---|
| (૧) સ્વ પં એફ કે લાલન | જામનગર | ૧૪-૯-'૫૦થી ૨૭-૮-'૫૦ |
| (૨) શ્રી અંબાલાલ બા પુરાણી | પોંડીચેરી | ૨૦-૧૧-'૪૩ |
| (૩) શ્રી હિંમતલાલ ગણેશજી અંજારિયા | મુંબઈ | ૧૮-૨-'૫૦ ૧૭-૧-'૫૧ |
| (૪) શ્રી ઇંદુપ્રસાદ પ્રહ્લાદજી રાવળ | સિદ્ધપુર | ૪-૮-'૫૦ |

આ લખાણ તૈયાર થયું ત્યારે મણિલાલના હયાત સમકાલીનોમાં સૌથી વયોવૃદ્ધ (આશરે ૮૩ વર્ષની ઉંમરના), તેમના ભક્ત અને શિષ્ય, પંડિત એફ કે લાલન હતા મણિલાલ મુંબઈમાં રહીને મેક્ષમૂલરના હિબર્ટ વ્યાખ્યાનોનું સંસ્કૃત ભાષાંતર કરતા હતા તે વખતે પં લાલને તેમના લહિયાનું કામ કર્યું હતું ઊગતી વયના લાલન એ વખતે કોટની ગુજરાતી શાળામાં શિક્ષક હતા પછીથી તેઓ મણિલાલના અંતેવાસીઓમાં સ્થાન પામ્યા મણિલાલે મુંબઈમાં કરેલા પ્રાણવિનિમયના સફળ પ્રયોગોના સુંદર પ્રસંગો તેમણે આ ગ્રંથલેખક પર લખેલા પત્રોમાં વર્ણવ્યા છે મણિલાલના જીવનના

અમુક પ્રસંગો, તેમના ગ્રંથો અને તેના પ્રભાવ વિશે વિસ્તૃત માહિતી તેમજ વિવેચન પૂરું પાડતા ૫ લાલનના પત્રો પૈકી તા ૧૪-૯-૫૦થી તા ૨૭-૯-૫૦ના ગાળામાં લખેલા ચાર ખાસ મહત્ત્વના છે

શ્રી અંબાલાલ પુરાણીના પત્રનો ઉલ્લેખ આવી ગયો છે એમાનો મણિલાલ-ચરિતની સામગ્રી એકઠી કરવામાં તેઓએ સ્વ માનશંકર પી મહેતા, સ્વ ચતુરભાઈ શંકરભાઈ પટેલ તથા સ્વ નાનાસાહેબ ઉર્ફે ગોપાળદાસ દેસાઈની મુલાકાત લીધી હતી તે મુદ્દો નોંધપાત્ર છે

શ્રી હિ ગ અંજારિયાનો પત્ર મણિલાલની કવિતા તેમજ મુંબઈમાની ડે એજ્યુ ઇન્સ્પેક્ટર તરીકેની તેમની કારકિર્દી સબંધી કેટલીક વિગતો પૂરી પાડે છે

સિદ્ધપુરના શ્રી ઇંદુપ્રસાદ પ્રહ્લાદજી રાવળ તા ૪-૯-૫૦ના રોજ લખેલા પત્રમાં તેમના પિતા શ્રી પ્રહ્લાદજીભાઈની કારકિર્દીનો ટૂંકો પરિચય આપે છે મણિલાલે આ પ્રહ્લાદજીભાઈનો ઉલ્લેખ અનેક સ્થળે કરેલો છે પ્રહ્લાદજીભાઈ તેમના એક અત્યંત નિકટના મિત્ર હતા મણિલાલ તથા કનાપીના પત્રવ્યવહારમાં પણ તેમનો ઉભયના સામાન્ય મિત્ર તરીકેનો સબંધ વરતાઈ આવે છે કનાપી વિષયક લેખને અંગેસ્વ નરનરામજ ત્રિવેદીને પણ આ પ્રહ્લાદજીભાઈ વિશે જાણવાનો પ્રસંગ ઊભો થયેલો પણ છેવટે પત્તો ન મળતા 'કોઈક પ્રહ્લાદભાઈ' એમ તેમણે ઉલ્લેખ કરેલો છે

આ ઉપરાંત મુંબઈની બુદ્ધિવર્ધક સભાના મંત્રી તરીકેની મણિલાલની કારકિર્દી વિશે માહિતી મેળવવા આરું ફાર્બસ ગુજરાતી સભાના સહાયક મંત્રી સ્વ શ્રી શંકરપ્રસાદ રાવળ સાથે પત્રવ્યવહાર કર્યો હતો પરંતુ બુ વ સભાની તે સમયની ફાઈલો નહિ જળવાયાથી તે વિશે કશી માહિતી પ્રાપ્ત થઈ નહી મણિલાલના એક

અગ્રણી શિષ્ય સ્વ. દુર્લભજી રેવાશંકર અંજારિયાના સુપુત્ર શ્રી ભૃગુરાય અંજારિયા જોડે પણ આ કામ અંગે કેટલોક પત્રવ્યવહાર કર્યો હતો.

આ બધા પત્રોનો પણ, મુલાકાત–નોંધોની માફક, ચરિત્ર–નિરૂપણમાં સ્પષ્ટ ઉલ્લેખ સહિત યથાપ્રસંગ ઉપયોગ કર્યો છે.

(ઇ) જાત–તપાસ

આ વિભાગમાં નડિયાદ, મુંબઈ અને વડોદરા મુકામે જઈને તે તે સ્થળોની મણિલાલની કારકિર્દી વિશે કરેલી જાત–તપાસને પરિણામે મેળવેલી માહિતીનો સમાવેશ થાય છે.

આમ, સઘળાં પ્રાપ્ય સાધનોનો યથોચિત ઉપયોગ કરીને, આ પુસ્તકમાં મણિલાલના જીવનનો શક્ય તેટલો સંપૂર્ણ તેમ સંકલિત હેવાલ આપવાનો પ્રયત્ન કર્યો છે.

## પરિશિષ્ટ—૨

## મણિલાલ નભુભાઈનું વસિયતનામુ

"તા ૬ જાનેઆરી ૧૮૮૬ના રોજ અપીનની મુદત હોવાથી મારે મુમ્બઈ જવાની જરૂર ઊભી થઈ છે મુમ્બઈની સ્થિતિ હાલ વિલક્ષણ છે અને શરીરના પ્રારબ્ધની કોઈને ખબર નથી જેથી જતા પહેલા કાઈક વ્યવસ્થા દર્શાવતા જવી એ વાત ઉચિત લાગે છે

"વ્યવસ્થાની પ્રસ્તાવના એવી છે કે આગળ એક વાર મારી ડાયરીમા મે વીલ જેવુ કર્યુ છે તે રદ જાણવુ પછીની વાત એ છે કે હુ અને મારો ભાઈ માધવલાલ અવિભક્ત છીએ હકીકત એમ છે કે અમારા પિતા ૧૮૮૮મા ગુજરી ગયા તે વખતે તેમની મીલકત નીચે મુજબ હતી =

'પારેખ પોળમા જે જુનુ ઘર છે તે ઘર, ડુમરાલની અને ખીજોડની જમીન, અને ખભેડીઆ ખડકીમા તથા ખુશાલભાઈવાળા પાસે કેટલુક લેણુ તેમજ કેશવલાલ બેહેચરલાલ વગેરે કેટલાકનુ જમે મડિનુ દેવ, વાસણકુસણ રાચરચીલુ અને દાગીના સોનારૂપાના સવત ૧૯૪૫ની ખાતાવહી કે તે પહેલાની જોવાથી જણાશે કે તેમણે પોતાને હાથે મારે ખાતે મારી કમાણીના તેમને મળેલા રૂપૈઆ આશરે ચાર હજારને સુમારે જમે કરેલા છે મારી એક જુની નોટ બુક કે જે માચના બારણાવાળા કબાટમા (મારી બેઠકના દીવાનખાનામા) છે તેમાથી જણાશે કે મારા છોકરાના સોનાના સાકળા કનઈઓ મે મારી જાતે કરાવી મોકલેલુ છે તથા માતુશ્રીને સાચા મોતીનો કાટો પણ કરાવેલો છે સદરહુ રૂ ૪૦૦૦)માથી મારી એક

કરાવું મકાન કરાવેલું છે જેના ખર્ચના જમીનની કીમત સુધાત ૧૫૦૦ થી ૧૮૦૦ સુધી થયા છે અને રૂ ૧૦૦૦) કેરીઆની જેભાઈ મગનજીને ધીરેલા છે બાકીના પિતાજીએ પોતાના ખર્ચમા વાપરેલા છે ખમેડીઆની ખડકીવાળુ લેણ લેઈ મે રૈશનનાન ઐહ્રે ચરનાન તથા બીજા લેણદારોને પતવી આપ્યુ છે ખુશાલભાઈવાળાના લેણા પેટે મોદીવાળુ ખેતર વેચાણ લીધુ છે સામળ કીશાભાઈ વગેરે પાસેથી વડીનના રૂ ૧૪૦૦) ને આશરે પિતાના મુના પછી આવેના તે મજીઆરા ખાતે વર્યા છે અથવા સદગ્હ રૂ ૪૦૦૦)મા મે નાખી લીધા છે

"પિતાના મરણ પછી તુરત મારા નાના ભાઈની ગેરસમજથી હરામખોરોએ તેને ભમાવી ઘરમા જે ચોરી કરાવી તેમા આશરે રૂ ૯૦૦)ના દાગીના ગયા છે જેમાના ઘણાખરા મે ફરી કરાવી આપ્યા છે ત્રણ હીરાકણીની ઉતરીઓ (બે છોકરા તથા ભાઈને માટે), કડા ટુપીઆ વગેરે, તીજોરી, ભાવનગરી પટારો, જાજરો વગેરે મે પ્રાપ્ત કરેલુ છે અમારા બાપીતા જુના ઘરનો પૂર્વ ભાગ તદ્દન પાડી નાખી ત્યા રૂ ૬૦૦૦)ના ખર્ચથી નવુ મકાન કરાવ્યુ છે તથા નદ લાન વકીનના સામે પડતર જમીન દેસાઈ પાસેથી વેચાણ લીધી છે પિતાશ્રીના જીવતા જ મારા પોતાના આગની કમાઈના રૂ ૪૦૦૦) કેરીઆવીના સા ળા કાળીદાસ વગેરે પાચ ભાઈને ધીરી તેમની જમીન પદર વરસને પેટે લખાવી લીધી છે એ રૂપીઆ પ્રથમે પરિ સાકળ ચદને ત્યાથી મે ઉપાડેલા તે પછી ધીમે ધીમે પુરા કરેલા છે પિતાશ્રીની ક્રિયા સપૂર્ણ રીતે બે હજાર કરતા વધારે ખરચ કરી મે મારી કમાણીમાથી કરેલી છે, અને પોળ બહાર એડકના ઘરને રસોડુ તે ઉપર મેડો તથા અગાશી રૂ ૫૦૦) ખર્ચી કરાવેલા છે આગ બે છોકરાને જનોઈ મે મારી કમાણીમાથી ખર્ચ કરી દીધેલા છે અને તે પછી મારા ભાઈ તથા નરોપ દીકરાને પરણાવ્યા તેમા રૂપૈયા સાડાચાર હજાર ખર્ચ કરેલો છે જેમાથી એક એક હજારની બન્ને

વહુઓને જણસો તથા લુગડા કરેલા છે નાતના દંડના રૂપૈયા હજાર-માથી રૂ ૧૭૫) પાછા વાળેલા છે અને મારા ભાઈએ જે દાગીના ગુમાવ્યા તેમાથી રૂ ૩૦૦) કલદાર તથા રૂ ૮૦) બાબાશાહીનુ સોનુ એટલુ વળતર થયુ છે તેમ કેસનુ ખર્ચ થયુ છે હાલ ખેડાવાળનો કેસ ચાલે છે તેનુ પણ ખર્ચ થયેલુ છે મારા માતુશ્રીનો ભારે મદવાડ, મારો પોતાનો મદવાડ અને ભાઈ તથા છોકરા વગેરેની કેળવણી અને ગુજરાન તેનુ તમામ ખર્ચ મે ઉપાડેલુ છે વાસણે જમીન સાકળચંદ તથા લલુભાઈના ભાગમા ચાલે છે તેમા દશ હજાર કરતા વધારે ખર્ચ થઈ ગયુ છે હજી લાભ નથી પણ થવાની આશા છે એમા ત્રણ હજાર કરતા વધારે મે મારી કમાઈમાથી આપેલા છે–આ સિવાય ઘણાક પુસ્તકો જેવુ છેલ્લુ લિસ્ટ જીવન્-મુક્તિ-વિવેકમા અથવા ઇમીટેશનમા છે તેનો હુ કર્તા તરીકે જુદે જુદે દર્શાવેલ પ્રકારે માનીક છુ આ ઉપરાત મારા મામા પ્રભાશંકરે તેમની મીલકત વીલથી કરીને અમો બે ભાઈઓને આપેલી છે વીલ તમ્તાવાળા તાબામા બેંકમા છે બાકીના દસ્તાવેજો મારા કબાટમા છે રોકડા રૂપૈયા તીજોરીમા દાગીના સાથે છે તેમ જ પોસ્ટમા કેટલાક છે જેમા ૧૭૫)ને આશરે મામાના છે કેશવલાલની મીલમા પાચ શેર મારા છે તથા મારી બેંકમાં અને મારા ભાઈની બેંકમા જે જે ફર્નીચર છે તે મે મેળવેલ છે

' આવી હકીકત અત્યારે છ ૯ પ્રથમ નડીઆદ હાઇસ્કૂલમા ૬૦ના પગા થી ૭ માસ નોકર હતો પછી ૧૦૦ના પગારથી મુંબઈ ૩।। વર્ષ હતો તે પછી ભાવનગર ૨૦૦ થી ૩૦૦ના પગારમા હતો મુંબઈમા શાસ્ત્રીને રૂ ૩૦)નો પગાર આપી સંસ્કૃત ભણતો તેમ ગટુલાલ પાસે ભણતો જે ઉપરથી મને ભાવનગર જગા મળી હતી પુસ્તકો પણ મુંબઈથી જ બનાવતો જે અદ્યાપિ બનાવુ છુ ભાવનગર નોકરી છોડી તે પછીના ત્યા સંસ્કૃત ભાનુશંકર શાસ્ત્રી પાસે ભણતો ગ્રેજ્યુઈટી ૧૫૦૦ મળેલા પછી વડોદરામા ભાષાન્તરોનુ કામ મારા

પિતાના ગુજર્યા બાદ માગ (? રી) લાગવગથી મિત્રોએ મારી સસ્કૃતની ખાસ યોગ્યતા (ને) લીધે અપાવેલુ તે દાન મુકી દીધુ છે ગ્રથોમા પણ ઘણાક પારમ માટે પૈસા લઈ કરેના છે આ પ્રકારની મારી આવક છે જે ઉપરથી જણાશે કે વડિલોપાર્જિત મીલકત મે કેટની ભોગવી છે, ને મારી કમાણી એકદરે કેવી રીતે સ્વોપાર્જિત છે

"હુ એમ કરવા ધારુ છુ કે મારા પિતાએ જે જુનુ ઘર પારેખની પોળનાળુ વડિલોપાર્જિત મેળવેલુ છે તે મારા નાના ભાઈને આપવુ અને તેને આગળ જતા આગની મેડી ઉપર એક અગાશી કરાવી આપવી અર્થાત્ મારા પિતાની મીનમતમા પુરેપુરો અર્ધભાગ લેવાની મારી ખુશી નથી મારા ભાઇને આટલુ આપી અને કુમરાલ ખીનોડ તથા મોદીવાળા ખેતરમા તેને તેનો અર્ધભાગ આપવા હુ ખુશી છુ રોકડ માગ પિતા મુકી ગયા નથી તેમ દેવુ મુકી ગયા નથી પિતાએ દાગીના જે મુકેલા તે જીજ છે, તેમાના ઘણાખરા નાનાભાઈની ગફલતથી જતા રહ્યા છે મારા માતુશ્રીની કાઈ જણસો છે તે તેમને જીવતા સુધી સોપવી મુવેથી તે અમો ભાઈઓ અર્ધો અર્ધ કરીશુ તેમજ સાકળચદને ત્યા તેમના રૂ ૨૦૦)ને આશરે જમે છે તે પણ વહેચી લેઈશુ મામાના વીલમાથી જે આવશે તે પણ અર્ધો અર્ધ કરી લેઈશુ ખરચ ખુટણ કશાનો હિસાબ મારે મારા ભાઈ પાસેથી લેવાનો નથી દેવુ લેણુ મારા બાપ સરભર મુકી ગયા હતા—આ પ્રકારની વહેચણ મારો ભાઈ કબૂલ કરે અને ફારગતી આપે તો હુ મારા ભાગનુ તથા દાન મારી જે મીનકત રહી તેનુ નીચે પ્રમાણે વીલ કરુ છુ —

"મારા ત્રણ ઘર તેમા અજમનાન સુદરનાલની ખાળીમા છે તે મારા નાના દીકરાને આપી જાઉ છુ પારેખ પોળની બહારની એકકનાળુ ઘર તથા દેસાઈવાળી જમીન મારા મ્હોટા દીકરાને આપી જાઉ છુ વડીલોપાર્જિત ખેતરોની આથનો ભાગ તથા મામાની

મીનકતના ભાગ જે આવે તે મારા દીકરા બન્ને ભાઈઓને સરખે ભાગે આપી જાઉ છુ કેરીઆનીની સાથ, જેભાઈનુ વ્યાજ, મેશવ-લાનતી મીલના શેરનુ વ્યાજ, અને પોસ્ટ ઓફીસના પૈસાનુ વ્યાજ, મારા બે દીકરા તથા મારો ભાઈ-એ ત્રણેને સરખે ભાગે આપી જાઉ છુ મારા પુસ્તકોનો હક મારા દીકરાઓ પાસે રહેશે, પણ તે પુસ્તકોના વેચાણની જે ઉપજ હાલ થાય તથા નવા છપાવવાથી ખર્ચ કપાતા થાય, તે બન્ને દીકરા તથા મારો ભાઈ એમણે સરખે ભાગે લેવી દાગીનામા મારો ભાઈ તથા મ્હોટો દીકરો તેમની વહુનુ જે ૫'નુ છે તે તેમણે પોતાના કબજામા રાખવુ નાના છોકરાનો વિવાહ કર્યો છે તેમા કેટલીક જણશો અપાઈ છે તે તથા કલના કાબી ગારી કંગણ કલાઈ વગેરે તેની વહુ માટે પણ કરાવી મૂકેલુ છે તે તેણે પોતાના પરણનામાં લેવુ હીરાકણીની સાકળી ત્રણ, રુદ્રાક્ષ મોતીની માળા પાચમાની ત્રણ અને કડા ત્રણ ત્રણે જણે એક એક લેવું સોનાની કલાઈ મારા મોટા છોકરાએ લેવી, સોનાના સાકળા મારા નાના છોકરાએ લેવા, અને ઘડીનની પહોચી છે તે મારા ભાઈએ લેવી મોનુ કેટલુક છે તથા રૂપાની ગુનાસદાની અને એક ઝાડ છે તે મારા દીકરાઓએ રાખવુ રૂ ૪૦૦)ને આશરે રોકડા છે તે મારી ક્રિનામા વાપરવા ગુજરાતી નાટક કપનીને નાટક લખી આપ્યુ છે તેમા સહજ સુધારો કરવાનો છે તે આનદશકર અથવા મણિશકર ભટ પાસે કરાવવો મોતીરામ મુમઈવાળા જાણે છે કે શો શો કરવાનો છે માટે તેમને પાસે રાખી કરાવવો એટલે તે કપનીવાળા રૂ ૫૦૦) આપશે કચ્છ પાસે હું રૂ ૧૬૦)ને આશરે માગુ છુ ગુજરાત વર્નાક્યુલર સોસાઈટી પાસે રૂ ૨૫૦) લેણા છે મનસુખરામના રૂ ૩૦૦) દેવા છે વાસણા ખાતે ત્રીજા ભાગના ત્રણ હજાર કરતા વધારે હુ આપી ચૂક્યો છુ તેથી મારે દેવુ નથી એ વિના દેવુ-લેણુ મારે નથી દેવા લેણામાથી જે શીલીક રહે તે મારી પાછળના ખર્ચમા ખુટે તેટલી વાપરી બાકીની બેકમા મૂકવી તે વ્યાજ ત્રણે જણે સરખે ભાગે લેવુ.

વાસણાની જમીનમા પાણી લાવવા મે જે ગોઠવણ કરી છે તે રીતે કરારો તો જ લાભ થશે નહિ તો બીજી કોઈ રીતે થનાર નથી એમ મારો અનુભવ છે તેમ થશે તો પાચ વર્ષમા પૈસા વળી જઈ સારી આવક થશે મારી પુસ્તકોની લાયબ્રેરી છે તે મારા દીકરાઓને હસ્તક રહેશે પણ મારો ભાઈ તથા તેઓ ત્રણે સરખી રીતે વાપરે આ મારા વીલનો અમલ કરવા હુ સાકળચદ, ચતુરભાઈ પ્રહ્લાદજી તથા દેસાઈ ગોપાળદાસને ઠરાવુ છુ તેમણે મારો ભાઈ તથા બાલકોને પોતાના સમજી તેમનુ ઠેકાણુ પડતા સુધી દેખરેખ રાખી વ્યવસ્થા કરી આપવી મે લાગી ઠાકોર સાહેબ મારા ઉપર પૂર્ણ કૃપાવત છે તે મારા બાળકો અને ભાઈને દુખી જોવા કદી ઇચ્છશે નહિ મારી આ છેલી ઇચ્છા તેમને જણાવશો કે આ ત્રણે નિરાધાર બાળકો આપને શરણ છે તેમનુ ઠેકાણુ પડતા સુધી કેળવણી તથા ગુજરાનના ખર્ચમા તુટ પડે તે આપે પૂરી કરી મારા ઉપરની કૃપા આ રીતે દર્શાવવા દયા લાવવી મને ખાત્રી છે કે તેઓ આ વિનતિ સ્વીકારશે મારા બન્ને છોકરાની મા મુબાઈ × × નો ધધો કરે છે તેની સાથે કે તેના જે કોઈ સગા સબધી નડીઆદમા છે તેની સાથે એ છોકરાઓ કે મારા ભાઈએ કશો સબધ રાખવો નહિ વાસણાની આવક થાય ત્યારે તે ત્રણે બાલકોએ સરખે ભાગે લેવી પણ સર્વ કરતા મુખ્ય મારી સલાહ મારા બાલકો તથા ભાઈને એ છે કે સર્વે સદા ભેગા જ રહેવુ અને જે સુકો પાકો રોટલો મળે તે વહેંચી ખાઈ સપ રાખવો, અને ઉત્તમ ગુણ પ્રાપ્ત કરી સસારમા સારી નામના મેળવી વડીલોના નામને શોભા આપતા, પોતાનુ કલ્યાણ સાધતા જવુ ઈશ્વર તમો સર્વને સદ્‌બુદ્ધિ આપો નડીઆદ તારીખ ૨૭ જાનેવારી ૧૮૯૭ માગશર વદી ૧૪ શની સવત ૧૯૫૩

"મારા ગુમાસ્તા જમનાદાસને ભાઈઓ ! તમે તમારા ભાઈ જેવો ગણી ઘરમા રાખજો એની મદદથી તમે સુખી થશો જમનાદાસે મારા બાલકો તથા ભાઈને પોતાના ગણી આજ સુધી ઉછેર્યા છે

તેમ છેવટ સુધી સાચવવાં. ઈશ્વર ભલામાં રાજી રહેશે."

મણિલાલ નભુભાઈ સહી દા. પોતે

તા. ક. વાસણકુસણ રાચરચીલું તથા ફર્નીચર કપડાં વગેરે ત્રણે ભાઈઓએ સમજીને સરખે ભાગે વહેંચી લેવું.

(સહી) મણિલાલ

તા. ક. રૂ. ૩૧૨) કલદાર કલાભવનમાં ચેતનશાસ્ત્રના લેણા છે તેમાંથી રૂ. ૨૦૦) સાંકળચંદને આપવાના છે. બાકીના જે રહે તે આગળ લેણાની સીલીકતી જે વ્યવસ્થા બતાવી છે તેમાં ઉમેરવા. સાંકળચંદે રૂ. ૧૭૦૦) કલદાર વગર વ્યાજે કાળીદાસ સાંકળચંદને મારા કહ્યાથી ધીરેલા છે. તેમાંથી રૂ. ૧૦૦૦) વળ્યા છે. રૂ. ૨૦૦) સાંકળચંદ આપશે. બાકીના ૫૦૦) સાંકળચંદ મારે નામે વેપાર કરી વાળી લેશે.

(સહી) મણિલાલ

# પરિશિષ્ટ–૩

## જીવનરેખા

૧૮૫૮, સપ્ટેંબર, ૨૬ : જન્મ

૧૮૬૩ દયાશંકર પંડ્યાની ગામઠી નિશાળે.

૧૮૬૫ સરકારી ગુજરાતી શાળામાં; યજ્ઞોપવીત-સંસ્કાર.

૧૮૭૧ . અંગ્રેજી બીજા ધોરણમાં પહેલે નંબરે પાસ, ત્રીજાને બદલે ચોથા ધોરણમાં મુખ્ય નિરીક્ષકે ચડાવ્યા એટલે ત્રીજામાં ઉતારી પાડવાની વિનંતી કરી.

૧૮૭૨–૭૩ : લગ્ન; 'પંચવાચ'ની મંડળીનો સંસર્ગ; બાળાશંકરની સોબતથી સાહિત્યનો શોખ લાગ્યો; 'અનુધારક' મંડળી સ્થાપી.

૧૮૭૩–૭૪ : નડિયાદમાં 'પ્રાર્થના સમાજ' સ્થાપી

૧૮૭૪ : રવિશંકર શાસ્ત્રી પાસે 'લઘુકૌમુદી' શીખવાનું શરૂ કર્યું.

૧૮૭૪–૭૫ : 'સાઠોદરા જ્ઞાતિ શુભેચ્છક સભા' સ્થાપી

૧૮૭૫ : મેટ્રિક્યુલેશન પરીક્ષામાં સંસ્કૃતમાં નાપાસ

૧૮૭૬ : 'ફિટફુલા'ને કારણે મંદવાડ. 'લઘુકૌમુદી' તથા 'અમરકોશ'નો અભ્યાસ પૂરો કર્યો; 'શિક્ષાશતક' કાવ્યસંગ્રહ રચીને બાળાશંકરને અર્પણ કર્યો, મેટ્રિકમાં પાસ.

| | |
|---|---|
| ૧૮૭૭ | : મુંબઈની એલ્ફિન્સ્ટન કૉલેજમાં પ્રવેશ; સંધ્યાવંદનનો ત્યાગ. |
| ૧૮૭૮ | : ઉપદંશ અને સંધિવાનો ઉપદ્રવ; તેમને પરીક્ષામાં પહેલા ન આવવા દેવા માટે ગુજરાતી વિદ્યાર્થીઓએ રચેલું કાવતરું. |
| ૧૮૭૯ | : પત્નીનું પ્રથમ મિલન અને સર્પદર્શન; બી. એ. ની આખી પરીક્ષામાં બીજે નંબરે પાસ; 'ફેલો' નિમાયા. |
| ૧૮૮૦, એપ્રિલ | : 'માલતી માધવ'નું ભાષાંતર. |
| ૧૮૮૦, જુલાઈ, ૩૧ | : નડિયાદ હાઈસ્કૂલમાં શિક્ષક તરીકે જોડાયા. |
| ૧૮૮૦, નવે૦–ડિસે૦ | : તાવની સખત બિમારી. |
| ૧૮૮૧, એપ્રિલ | : મુંબઈમાં ડેપ્યુટી એજ્યુ. ઇન્સ્પેક્ટરના હોદ્દા ઉપર. |
| ૧૮૮૧, ઑગસ્ટ–સપ્ટે૦ | : 'સાઠોદરાનાગરપંચ'નો અંક પ્રગટ કર્યો. |
| ૧૮૮૧–૮૨ | : 'Teachers' Association' સ્થાપ્યું; શાસ્ત્રી ભીમાચાર્ય ઝળકીકર પાસે 'સર્વદર્શનસંગ્રહ'નો અભ્યાસ; 'ગીતા', 'બ્રહ્મસૂત્ર' અને તે પરનાં ભાષ્યો, ટીકા વગેરેનો અભ્યાસ. |
| ૧૮૮૨ | : વેદાન્ત પર શ્રદ્ધા મૂકીને જીવનના ધ્યેયનો નિર્ણય કર્યો; સંધ્યાવંદનની પુનઃ શરૂઆત; 'કાન્તા'નું સર્જન અને 'ઉત્તરરામચરિત'નું ભાષાંતર; 'ગુજરાતી સોશિયલ યુનિયન'માં પુનર્લગ્ન વિષે ચર્ચા અને પ્રાણવિનિમયના પ્રયોગની શરૂઆત, 'પૂર્વદર્શન' રચીને પ્રગટ કર્યું. |

| | |
|---|---|
| ૧૮૮૨નું ચોમાસું | : 'થિયોસૉફિકલ સોસાયટી'ના સભ્ય બન્યા |
| ૧૮૮૩-૮૪ | . હાથે-પગે ગાંઠોની સખત બિમારી |
| ૧૮૮૪ | સેમ્યુઅલના ડિસ્કર્સ વ્યાખ્યાનોનું સંસ્કૃત ભાષાંતર, થિયોસૉફિકલ સોસાયટી માટે 'Logic of common sense' વિશે ભાષણ આપ્યું, ઑગુસ્ત કૉન્તનું 'Positive Polity' વાંચ્યું. 'નારીપ્રતિષ્ઠા' 'ગુજરાતી' પત્રમાં આઠ હપ્તે છપાયું, બુદ્ધિવર્ધક સભાનું મંત્રીપદ લીધું; 'વાક્યસુધા'નું ભાષાંતર, શાસ્ત્રી ભીમાચાર્ય પાસે 'તર્કકૌમુદી' દીપિકા સહિત વાંચીને અંગ્રેજી ટિપ્પણો સહિત તેની સંપાદના તૈયાર કરી, 'Suggestions for the revision of Gujarati Reading Series' છપાવ્યું. |
| ૧૮૮૪-૮૫ | : 'રાસ્તગોફ્તાર'ના તંત્રી સાથે સ્ત્રી-કેળવણી વિશે વિવાદ |
| ૧૮૮૫, જાન્યુ૦, ૨૨ | શામળદાસ કૉલેજમાં સંસ્કૃતના અધ્યાપક તરીકે જોડાયા. |
| ૧૮૮૫, ઑગસ્ટ | : 'પ્રિયંવદા' માસિક શરૂ કર્યું. |
| ૧૮૮૫, ઑક્ટોબર | . 'Raja-yoga' પ્રસિદ્ધ કર્યું. |
| ૧૮૮૫-૮૬ | . એડ્વિન આર્નોલ્ડની મુલાકાત; શાસ્ત્રી ભાનુશંકર પાસે 'સિદ્ધાંતકૌમુદી', 'પરિભાષેન્દુશેખર', 'મહાભાષ્ય' વ૦ નો અભ્યાસ, દીવાળીબાઈ સાથેનો પ્રેમપ્રસંગ |
| ૧૮૮૬ જાન્યુ૦-ફેબ્રુ૦ | . કવિ નર્મદાશંકરની છેલ્લી મુલાકાત |

| | |
|---|---|
| ૧૮૮૬ ઑક્ટો૦–નવે૦ | : 'સ્પેક્ટેટર' તથા 'એડવોકેટ ઑફ ઇન્ડિયા'માં પુનર્વિવાહ વિશે મલબારી સાથે વિવાદ. |
| ૧૮૮૬ | : પ્રીવિયસ, ફર્સ્ટ બી. એ. તથા બી. એ.ની યુનિવર્સિટી પરીક્ષામાં સંસ્કૃતના પરીક્ષક; વિયેનામાં ભરાનાર 'ઓરીએન્ટલ કોન્ગ્રેસ'માં હાજરી આપવાનું આમંત્રણ; '**Bombay Sanskrit Series**'માં 'તર્કકૌમુદી' પ્રસિદ્ધ થઈ. |
| ૧૮૮૬–૧૮૮૭ | : નાક અને ગળામાં વ્રણ પડવાને કારણે ભયંકર મંદવાડ. |
| ૧૮૮૭, જૂન, ૧ | : આત્મવૃત્તાંતનો સળંગ કથાભાગ પૂરો કર્યો. |
| ૧૮૮૭, જુલાઈ, ૧૭ | : આત્મવૃત્તાંતની છૂટક નોંધો લખવાનો આરંભ. |
| ૧૮૮૭, મે–જુલાઈ | : 'પ્રેમજીવન' રચીને પ્રસિદ્ધ કર્યું; અદ્વૈત વિશે ઓ૦ કૉં૦ માટે લેખ લખ્યો. |
| ૧૮૮૮, જાન્યુ૦, ૩ | : ભાવનગર નોકરી ઉપર ફરી હાજર થયા. |
| ૧૮૮૮, ફેબ્રુઆરી | : ફરી માંદગી; બોલવામાં મુશ્કેલી. |
| ૧૮૮૮, એપ્રિલ | : માંદગીને કારણે રજા લઈને કાયમને માટે નડિયાદ આવ્યા. |
| ૧૮૮૮, એપ્રિલ–મે | : ગૃહક્લેશ; નિઃસહાય સ્થિતિનો અનુભવ. |
| ૧૮૮૮, જૂન | : જીવનનો મુદ્રાલેખ દર્શાવતો રબ્બરનો સિક્કો કરાવ્યો. |
| ૧૮૮૮, ઑગસ્ટ–ડિસેંબર | : 'પ્રાણવિનિમય' રચાઈને પ્રસિદ્ધ થયું. |
| ૧૮૮૮, નવેંબર | : ધર્મચિંતક તરીકે ખ્યાતિ. |
| ૧૮૮૮, ડિસેંબર | : ફરી માંદગી. |

| | |
|---|---|
| ૧૮૮૯, જાન્યુ૦ ૩ | : ભાવી ઉદ્યમની રૂપરેખા દોરી. |
| ૧૮૮૮, નવેંબર થી | |
| ૧૮૮૯ માર્ચ | : 'સિદ્ધાંતસાર' રચાયો. |
| ૧૮૮૯, માર્ચ | : 'Monism or Advaitism?' પ્રસિદ્ધ થયો; સ્વીડનની 'આઠમી ઓરિ. કોન્ફ.'માં જવાનુ આમંત્રણ. |
| ૧૮૮૯, જૂન | : 'સિદ્ધાંતસાર' પ્રગટ થયો. |
| ૧૮૮૯, સપ્ટેંબર, ૧ | : નભુભાઈનું અવસાન. |
| ૧૮૮૯, સપ્ટેંબર | : 'Monism or Advaitism?' વિશે વિદેશી વિદ્વાનોનાં અભિનંદન-પત્રો; આઠમી ઓરિ. કોન્ફ. માં પુરાણ વિશે નિબંધ મોકલ્યો; 'કાન્તા' નાટક મુંબઈમાં ભજવાયુ. |
| ૧૮૮૯, ઓક્ટો૦, ૧૮ | : ઘરમાં ચોરી થઈ. |
| ૧૮૮૯, ડિસે૦, ૬ | : સંન્યાસનો વિચાર. |
| ૧૮૮૯, ડિસે૦ | : નડિયાદના પ્રતિનિધિ તરીકે કોંગ્રેસના અધિવેશનમાં હાજરી આપી. |
| ૧૮૮૯ | : નિત્યપૂજાક્રમમાં શ્રીચક્રની પૂજા તથા ચંડીપાઠનો ઉમેરો. |
| ૧૮૯૦, ફેબ્રુ૦ | : ધારણાનો ઉત્તમ અભ્યાસ; બાલાનો ઉપદેશ લીધો; 'ધર્મસમાજ' સ્થાપવાનો વિચાર; પત્નીને મનાવવા-સુધારવા કરેલા નિષ્ફળ પ્રયાસો; પત્નીએ કાયમને માટે કરેલો ગૃહત્યાગ; કોંગ્રેસની તાલુકા ને જિલ્લા સમિતિની સ્થાપના; ખેડા અને પંચમહાલ જિલ્લા સમિતિના મંત્રી બન્યા. |

